તથા વડોદરામાં કથાવ્યાસ ધાર્મિકલાલ પંડયા જેવા કીર્તનીઆઓ-દ્વારા ગુજરાતનાં મુખ્ય શહેરોમાં યોજી શકીએ; અને મધ્યકાલના આખ્યાનકવિનો પરિચય નવી પેઢીને કરાવવા માટે છૂટ પગલાં ભરી શકીએ.

ગુજરાતી ભાષા અને સાહિત્યનાં અભ્યાસી અધ્યાપક ભાઈ-બહેનો, આવા મહોત્સવને બિરદાવે એમ ઇચ્છવું વધારે નથી.

સત્તર વર્ષ પછી પ્રગટ થતા મારા આ સંપાદનમાં રસ લેનાર સૌ મિત્રો તથા અધ્યાપક ભાઈબહેનો તથા વિદ્યાર્થીઓનો હું આભાર માનું છું.

'ચેતન્યધામ'
૩૪, પ્રતાપગંજ : વડોદરા ૨ — મં. ર. મજમુદાર
આસો સુદ દશમ : વિજયાદશમી, સં. ૨૦૨૨
તા. ૨૩-૧૦-૬૬

# ઉપોદ્ઘાત
## (બીજી આવૃત્તિનો)

'રણયજ્ઞ'ની પહેલી આવૃત્તિ સને ૧૯૨૪ માં પ્રગટ થયા પછી જે જે નવું સંશોધન પ્રેમાનંદ સંબંધી થયું છે તેનો અંતર્ભાવ કરીને આ બીજી આવૃત્તિ પ્રગટ કરી છે. ૧૯૨૫માં મુંબાઈના એસ. એસ સી. બોર્ડે તેને પાઠ્યપુસ્તક બનાવીને તેની કદર કરી હતી તે નોંધતાં સંતોષ થાય છે.

ખાસ કરીને નીચેના બે મુદ્દા અહીં પહેલવહેલા પ્રકાશમાં આવ્યા છે:

(૧) કવિના નંદુરબારના આશ્રયદાતા મહેતા શંકરદાસ સંબંધી આ કાવ્યમાં જ જેનો ઉલ્લેખ છે તે ઉપર, હમણાં ઠીક ઠીક પ્રકાશ મળ્યો છે: તે બાબતમાં 'પરિશિષ્ટ બીજું' જોડેલું છે.

અને (૨) બીજો મુદ્દો 'કથા પૂરવે કહી કાંઈ હૂતી, તે વિસ્તારી કીધી જી'—એમ 'રણયજ્ઞ'ની બીજી આવૃત્તિ કવિએ પોતે જ રચી હશે તેનો આધાર, કડવા ૨૨ ના બે પાઠ મળ્યા છે તે ઉપરથી કહી શકાય છે–તે છે

મુંબાઈ યુનિવર્સિટીના બી. એ. માટેના નવા અભ્યાસક્રમમાં ૧૯૫૦ની સાલની પરીક્ષાના મધ્યકાલના કાવ્યગ્રંથોના અભ્યાસ માટે બી. એ. જનરલ અને ઑનર્સ પેપર ૧ માં 'રણયજ્ઞ'નો સમાવેશ થવાથી, આ આવૃત્તિ હાથ ધરવાની પ્રેરણા મળી છે.

અધ્યાપક–બંધુઓને તથા વિદ્યાર્થીઓને મધ્યકાલીન કાવ્યગ્રંથના પરિશીલનમાં આ આવૃત્તિથી સાહાય્ય મળશે તો મારો શ્રમ સાર્થક થશે.

'રણયજ્ઞ' કાવ્યના મુદ્રણમાં 'અર્થાનુસારી વિરામપદ્ધતિ' યોજી છે; અને વસ્તુસૂચક ટૂંકાં મથાળાં મૂક્યાં છે: તેથી કાવ્યનો ભાવ મનમાં ઉતારવાનું સરલ થશે એમ ધારણા છે.

સને ૧૯૪૯
રામનવમી, સં ૨૦૦૫
'ચેતન્યધામ', પ્રતાપગંજ
વડોદરા ૨.

મં. ર. મજમુદાર

# ઉપોદ્ઘાત

## ( પ્રથમ આવૃત્તિનો )

મહાકવિ પ્રેમાનંદના એક ન્હાનકડા છતાં લોકપ્રિય કાવ્ય 'સુદામાચરિત્ર'ની, કવિના બીજા પુરોગામીઓનાં એ જ વિષય ઉપરનાં કાવ્યોને સાથે છાપીને તુલનાત્મક અભ્યાસને ઉપયોગી થાય તેવી, સટીક આવૃત્તિ સને ૧૯૨૨ માં મેં પ્રગટ કરી હતી. તેને મળેલા સત્કારથી, ઉત્સાહિત થઈને આ બીજું સાહસ મેં ખેડયું છે.

'રણયજ્ઞ'નું કાવ્ય પહેલવહેલું સને ૧૮૮૪માં 'પ્રાચીન કાવ્ય'-ના પહેલા અંક તરીકે છપાયું હતું. તે પછી થોડેક વર્ષે, 'બૃહત્ કાવ્યદોહન' ભાગ ત્રીજામાં એ છપાયું છે: પરંતુ 'પ્રાચીન કાવ્ય'ના પાઠનું જ એ લગભગ બીજું મુદ્રણ છે.

'પ્રાચીન કાવ્ય'ના સંશોધકોએ એમને મળેલી એકંદર ૭ પ્રતો ઉપરથી પાઠની વાચના નક્કી કરી હતી; છતાં એમાંની ઘણી લીટીઓ એટલી બધી ભ્રષ્ટ છે કે તેના પ્રકાશકોને પણ તે અગમ્ય રહી હતી આ ત્રુટિને દૂર કર્યા વગર, કાવ્યનું સંપાદન નભાવી લેવાય તેવું નહિ બને: એવું લાગવાથી, પ્રસ્તુત કાવ્યનું વિશેષ સંશોધન કરવાના હેતુથી, જુદે જુદે ઠેકાણે લખાયેલી પ્રતો એકઠી કરવા માંડી.

પરિણામે સં. ૧૭૮૭ માં ઉતારેલી મુંબાઈની 'ગુજરાત ફાર્બસ સભા'ના સંગ્રહમાંની પ્રત આધારભૂત જણાઈ હતી. તેથી શુદ્ધ પાઠની સ્થાપના કરવામાં, આ પ્રત ઉપર જ મુખ્ય આધાર રાખ્યો છે: કારણ કે કાવ્યરચનાને ૪૬ વર્ષ થયા પછીની, એટલે લગભગ કવિના જ જીવનકાળની આ પ્રત સૂરતમાં લખાયેલી છે.

· કવિએ આ કાવ્ય નંદુરબારમાં રહીને રચ્યું છે; પરંતુ નંદુરબારથી

સુરત તેમની આવજા થતી હતી : અને સુરતમાં પણ તેમની કા પ્રવૃત્તિ ચાલતી હતી. તેથી તેમના આ કાવ્યની ખ્યાતિ સુરતમાં પ થતાં તેની આ નકલ થઈ હોય એમ સંભવે છે બીજી એવી શુ પ્રત વડોદરામાં, મીર્યાં મહમદની વાડીમાં લખાયેલી મળી છે સ્થળ પણ પ્રેમાનંદ કવિના નિવાસસ્થાનથી, એટલે પ્રેમાનંદની પોળથ ખૂબ નજીક છે : તેથી ભરોસાપાત્ર સ્થાનમાં તે ઉતારાયેલી ગણ઼ શકાય. તે ઉપરાંત અન્ય પ્રતોની મદદથી સંદિગ્ધ પાઠ ઉપર સારો પ્રકાશ પડયો છે.

આ કાવ્યના સંપાદનમાં, પાઠભેદ નક્કી કરવાના કાર્ય ઉપરાંત એક બીજી ત્રુટિ પ્રત્યે ધ્યાન ખેંચાયું હતું: તે કાવ્ય–વિસ્તાર સંબંધી: 'પ્રાચીન કાવ્ય'માં છાપેલી વાચનામાં એકંદર ૬૪૯ ટૂંકો છે. પરંતુ કાવ્યના પૂર સંબંધી કવિનો પોતાનો જ છેલ્લા કડવામાં ઉલ્લેખ છે કે 'કડવાં છત્રીસ, પદ પૂરણ સાતસેં '

તેથી ખૂટતી ૫૧ ટૂંકોની શોધ ખૂબ કાળજીથી કરવી પડી છે : એક પ્રતિમા વળી ત્રીજો જ અર્થ આપનાર પાઠ હતો "પદ પોણા સાતસેં "* પરંતુ તે નકલમાં પણ તેટલી ટૂંકોનો મેળ હતો જ નહીં : તેથી પૂરી સાતસો કડીવાળા આખ્યાનને જ આધારપાત્ર માન્યું છે. પ્રતિઓને આધારે જે ટૂંકો ઉમેરી લઈને પાઠનો મેળ સાચવ્યો છે તેનો ઉલ્લેખ, મૂળ કાવ્યમાં પાઠનોંધમાં યોગ્ય સ્થળે કરેલો છે.

વિદ્યાર્થીઓને તેમજ સાહિત્યના સામાન્ય અભ્યાસીઓને પણ આ પુસ્તક કેમ વધારે ઉપયોગી થાય તેવા હેતુથી પ્રેરાઈ, વિસ્તૃત પ્રસ્તાવના, ટીકા, શબ્દવ્યુત્પત્તિકોષ તથા 'રસાલંકાર પ્રકરણ'ની યોજના અહીં કરેલી છે

* સુંદરે પૂરા કરેલા પ્રેમાનંદ કવિના અધૂરા રહેલા 'ભાગવત દશમ-સ્કંધ' અનુવાદને છેડે, આવી જ સંદિગ્ધતા લહિયાઓએ ઊભી કરેલી છે. 'સંવત સત્તર છન્નુઓ (સં ૧૭૯૬) અને 'સંવત સત્તર છે નેઉઓ' (સં. ૧૭૯૦) : એમાંથી કયું ખરું માનવું તે માટે હજી આધાર જડયો નથી!

આ આવૃત્તિના સંપાદન કાર્યમાં જેમણે જેમણે સાહાય્ય કરી છે તેઓ પ્રત્યે ઉપકારપ્રદર્શનનું કામ હવે બાકી રહે છે; 'રણયજ્ઞ'ની પોતાની ખાનગી પ્રતો તથા ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની પ્રતો મુરબ્બી ભાઈ હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ–બી એ –એ ધીરી હતી

ગુજરાત ફાર્બસ સભા, મુંબઈની સંગ્રહની પ્રત જોવાની અનુકૂલતા સભાના મંત્રી મુરબ્બી ભાઈ અંબાલાલ બુલાખીદાસ જાની–બી એ એ કરી આપી હતી

નડિયાદની ડાહીલક્ષ્મી લાયબ્રેરીની પ્રતો, ત્યાંના સેક્રેટરી રા. પોપટલાલ ઝવેરીલાલ યાજ્ઞિક બી એ એ મને સોંપી હતી

પોતાની અંગત પ્રત સૂરતના શ્રીયુત છગનલાલ ઠાકોરદાસ મોદી બી એ –એ મોકલી હતી

અને વડોદરા સેંટ્રલ લાયબ્રેરીની પ્રતો ક્યુરેટર મિ ન્યૂટન દત્તની પરવાનગીથી જોઈ શકાઈ હતી

આ પ્રમાણે, મારા કાર્યમાં અનુકૂલતા કરી આપનાર, ઉપરના સૌ સજ્જનોનો આભાર માનવાની આ તક હું લઉં છું

× × ×

કાવ્યના અર્થ, વ્યુત્પત્તિ તથા અલંકાર સંબંધી કિંમતી સૂચનાઓ લખી મોકલવાની સુજનતા બતાવવા માટે, રા બા પ્રો. કેશવલાલ ધ્રુવ બી એ પ્રો નરસિંહરાવ દીવેટીઆ બી એ તથા રા બ કમળાશંકર ત્રિવેદી બી એ એ ત્રણે મુરબ્બીઓનો હું ઋણી છું

'રણજંગ' વજિયાકૃત–ની સં ૧૭૪૦માં લખાયેલી પ્રતનો પહેલવહેલો, પરિશિષ્ટ તરીકે ઉપયોગ કરવા દેવાની ઉદારતા બતાવવા માટે રા છગનલાલ વિદ્યારામ રાવળનો તથા શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીનો હું ખાસ ઉપકાર જાહેર કરું છું

કવિ વિષ્ણુદાસકૃત 'સુંદકાંડ' ની સં ૧૭૩૬ની પ્રત તથા મુનિ લાવણ્યસમય કૃત 'રાવણ-મંદોદરી સંવાદ'ની પ્રત, ઉપયોગ માટે મોકલી આપવા બદલ, રા રામલાલ ચુનીલાલ મોદીનો આભારી છું.

કાવ્યનું ટિપ્પણ જોઈ જઈ, કેટલાંક સ્ખલનો તરફ ધ્યાન ખેંચવા માટે પ્રિન્સીપાલ હીરાલાલ શ્રોફ બી. એ., વિદ્યાભૂષણનો તથા આ આવૃત્તિનું કામ વેળાસર હાથમાં લેવાનો પ્રસંગ આણનાર ભરુચ કેળવણી મંડળના ઉત્સાહી મંત્રી મારા મિત્ર પ્રો. છોટાલાલ પુરાણી એમ. એ.–નો ઉપકાર માનતાં મને સંતોષ થાય છે.

મારા ભાઈ દેવેન્દ્ર મજમુદાર–જેણે ઘણી પ્રતોના પાઠ સરખાવવાનું સામાન્ય જનને કંટાળો આપે એવું કામ, કલાકોના કલાકો સુધી કરવા લાગ્યું છે; તથા મારા મિત્રો શ્રી. લક્ષ્મીનાથ બદરીનાથ શાસ્ત્રી બી. એ. તથા શાસ્ત્રી બદરીનાથ કાશીનાથ, સાહિત્યશિરોમણિ ન્યાયભૂષણ–જેમણે ટિપ્પણના કાર્યમાં સહાય કરી છે–તેમનાં નામ સંભાર્યા વગર આ ઉપકારની નોંધ અધૂરી જ ગણાય.

રામનવમી, સં. ૧૯૮૦<br>અને ૧૯૨૪<br>ઘડીઆળા, વડોદરા. } મંજુલાલ રણછોડલાલ મજમુદાર



પિતા વિહોણા સંસારમાં
શીળી છાંય સમી, ને કુટુમ્બની શિરચ્છત્ર
માતુશ્રી ધનાંબહેનને

# સાંકળિયું

# પ્રસ્તાવના

## ૧

## પ્રેમાનંદ–યુગ : સંવતવાર નોંધ*

[ કવિના હૃદયને ઓળખવા માટે તેના સમયનું રાજકીય, ધાર્મિક, સામાજિક તથા સાહિત્યવિષયક વાતાવરણ ઘણું ઉપકારક થાય છે. પ્રેમાનન્દનો સમય ગુજરાતમાં મોગલ શહેનશાહને લીધે જામેલી શાન્તિનો હતો; અને તેથી સાહિત્યપ્રવૃત્તિને માટે તે ખૂબ અનુકૂળ હતો.

સંત રામાનન્દના સમયથી, ભક્તિની લોકપ્રિયતા વધવાની સાથે દેશી ભાષાઓમાં નવું ચેતન આવ્યું હતું. પૌરાણિક ઉદ્બોધનના આ સમયમાં પ્રાકૃત સમાજ ગમે તેવી શાસ્ત્ર–કથાને વધાવી લેતો પરંતુ જ્યારે એના એ પ્રાકૃત સમાજે, જૂનાં કથાનકોને તેમના સમયના રંગઢંગમાં, અને રસભરી તથા જીવન્ત વાણીદ્વારા, નવો અવતાર પામતાં જોયાં ત્યારે તેમના હર્ષનો પાર રહ્યો નહીં.

નવા કથાકારની કલા તેમનાથી છાની રહી શકી નહીં. તેમનાં ચિત્ત સાચાં કલાસર્જનથી પ્રસન્ન થયાં. એ એક નવા કલાકાર તે આપણા ગુજરાતી મહાકવિ પ્રેમાનન્દ.

આ કવિના જમાનાનું વાતાવરણ આંખ સમક્ષ રહે તેટલા સારુ પ્રેમાનન્દના જીવનકાળની આસપાસના લગભગ એક સૈકાના મહત્ત્વના પ્રસંગો 'સંવતવાર નોંધ'માં આપ્યા છે. ]

સંવત

૧૬૮૩ શિવાજીનો જન્મ; કેશરાજજીનો 'રામયશોરસાયન રાસ' રચાયો.
૧૬૯૫ (આશરે) કવિ પ્રેમાનન્દનો જન્મ.

*સને ૧૯૨૨માં પ્રેમાનન્દકૃત 'સુદામાચરિત્ર'ની સંશોધિત આવૃત્તિ પ્રકટ કરી હતી; તેમાંથી શોધિત-વર્ધિત.

સંવત

૧૭૦૦ નેમિવિજયે 'શીલવતીનો રાસ' રચ્યો; કવિ વજિયાકૃત 'સીતા-વેલ' રચાઈ.' આ વજિયાકૃત 'રણજંગ'ની સં. ૧૭૪૦માં ઉતારેલી પોથી મળી છે.

૧૭૦૩ વીરમસુત હરિરામે 'સીતા સ્વયંવર' રચ્યો.

૧૭૦૪ સુરભટે 'સ્વર્ગારોહણ' કાવ્ય રચ્યું.

૧૭૦૫ અખાભક્તે 'અખેગીતા' લખી; ગોપાળદાસકૃત 'જ્ઞાનપ્રકાશ' રચાયો.

૧૭૦૬ ગોપાળદાસે 'ગોપાળ ગીતા' રચી; માધવદાસકૃત 'રૂપસુંદર કથા' રચાઈ.

૧૭૦૭ હરિદાસકૃત 'મૃગલી આખ્યાન' રચાયું.

૧૭૦૮ પાટણના કવિ વિશ્વનાથ જાનીએ 'નરસિંહ મહેતાનું ચરિત્ર' (હાર અને મોસાળું) રચ્યું; ભરૂચના બંધારા કવિ તાપીદાસે 'અભિમન્યુ આખ્યાન' રચ્યું; દ્વારકાના ગુગળી બ્રાહ્મણ મુકુન્દે 'ગોરખ ચરિત્ર' રચ્યું.

૧૭૧૦ કુવેરે 'લક્ષ્મણાહરણ' (સામ્બ વિવાહ) કાવ્ય રચ્યું.

૧૭૧૧ અમદાવાદના મૂળજીએ 'નરસિંહ મહેતાના બાપનું શ્રાદ્ધ' (અપ્રસિદ્ધ) રચ્યું.

૧૭૧૨ વિશ્વનાથ જાનીએ 'રસિકરાજ' ગ્રંથ રચ્યો. (અપ્રસિદ્ધ)

૧૭૧૩ કૃષ્ણદાસકૃત 'હુંડી' રચાઈ; રતનજીએ બાગલાણ જિલ્લે નાસિકમાં 'વિભ્રંશી રાજાનુ આખ્યાન' રચ્યુ, વિષ્ણુદાસે 'ભીષ્મપર્વ' રચ્યુ.

૧૭૧૪ ઔરંગઝેબ 'આલમગીર' નામથી દિલ્લીની ગાદીએ બેઠો.

૧૭૧૫ (આશરે) પ્રેમાનન્દને ગુરુ રામચરણનો મેળાપ થયો ને કાવ્યપ્રસાદી મળી, એમ કહેવાય છે.

૧૭૧૮ શિવાજીએ અફઝુલખાનને માર્યો; અને મોગલ સરદાર શાહિસ્તખાને ઘાયલ કર્યો.

સંવત

૧૭૧૯ 'સ્વર્ગનીસરણી', પ્રેમાનન્દ કવિનું કરેલું કહેવાતું પહેલું 'કાવ્ય રચાયું.

૧૭૨૦ અઢી ઘડીમાં વંચાય એવું 'લક્ષ્મણાહરણ' કાવ્ય પ્રેમાનન્દે મિત્ર માધવદાસની પ્રેરણાથી વડોદરામાં રચ્યું; તે રસાલંકાર વિનાનું હોવાથી કવિ એને 'હાથ-સજામણ' કહે છે; તાપી-કાંઠે બરહાનપુરના રહીશ વીરજીએ 'સુરેખાહરણ' રચ્યું; શિવાજીનો રાયગઢમાં રાજ્યાભિષેક થયો, અને સુરત પહેલીવાર લૂંટ્યું.

૧૭૨૧ વડોદરાના વણિક હરિદાસે 'સીતાવિરહ' રચ્યો.

૧૭૨૩ પ્રેમાનન્દે શૃંગાર અને વીરરસમયું 'ઓખાહરણ' ૨૯ કડવાનું બાંધ્યું; ૧૭૩૨માં ફરી લખ્યું. આગળ જતાં તે ૮૦ કડવામાં પ્રચલિત થયું છે: જેની સચિત્ર પ્રતિઓ ખાનદેશનાં શહેરો-માંથી પ્રાપ્ત થઈ છે

૧૭૨૪ પ્રેમાનન્દે 'સુધન્વા આખ્યાન' રચ્યું

૧૭૨૫ વીરજીએ 'કામાવતીની કથા' રચી; મધુસૂદન વ્યાસ 'રાજા વિક્રમ અને હંસાવતીની વાર્તા' (અપ્રસિદ્ધ) રચી.

૧૭૨૬ હરિદાસે 'શામળશાહનો વિવાહ' રચ્યો; શિવાજીએ બીજીવાર સુરત લૂંટ્યું; અ ગ્રેજોએ અમદાવાદથી કોઠી બદલી નંદુરબારમાં નાખી મૂળ અમદાવાદના વૈષ્ણવ મહેતા શંકરદાસ, નંદુરબારમાં 'દેશાધિપ'-દેસાઈ તરીકે કદાચ આ સમયમાં જ, આવીને જામ્યા હશે.

૧૭૨૬ વ્રજમંડળ અને ગિરિરાજ ઉપરની શ્રીનાથજીની મૂર્તિ, મુસ્લિમોનાં આક્રમણો થવાથી, ત્યાંથી ખસેડવામાં આવી. અને ચોરીછૂપીથી રાજસ્થાનમાં મેવાડમાં તે લઈ આવવામાં આવી. શ્રીનાથદ્વારા' ગુજરાતી પુષ્ટિ વૈષ્ણવોનું નવું તીર્થ બન્યું.

સંવત

૧૭૨૭ પ્રેમાનંદે ચંદ્રહાસ આખ્યાન' અને 'અભિમન્યુ આખ્યાન' વડોદરામાં રહી રચ્યાં; હરિદાસે 'નરસિંહ મહેતાના પિતાનું શ્રાદ્ધ' રચ્યું.

૧૭૨૮ પ્રેમાનંદે 'મદાલસા આખ્યાન' લખ્યું, ૧૭૬૫ માં ફરી પલ્લવિત કર્યું; વીરજીએ 'બલિરાજાનું આખ્યાન' રચ્યું.

૧૭૨૯ 'ઋષ્યશૃંગાખ્યાન' 'ઓગણત્રીસા કાળ'માં નંદુરબારમાં આવી લખ્યું.

૧૭૩૦ ભક્તકવિ નરસિંહના જીવનપ્રસંગમાંથી 'હુંડી' લખી; ૧૭૫૪-માં સુધારી; 'વામનકથા' રચી; 'હુંડી' લખનાર કૃષ્ણદાસે 'રુક્મિણીહરણ' રચ્યું; કહાન કવિએ 'ઓખાહરણ' રચ્યું.

૧૭૩૨ પ્રેમાનંદે 'બભ્રુવાહન આખ્યાન' રચ્યું; જૈન કવિબંધુએ લઘુ અને સુખે 'વિદ્યા વિનેચટની વાર્તા' રચી; તુલસીનો 'અશ્વમેધ' રચાયો

૧૭૩૩ પ્રેમાનંદે હુંડી' રચી; અને પ્રથમવારનું 'નળાખ્યાન' રચ્યું.

૧૭૩૪ નરસિંહ મહેતાનાં 'હારનાં પદ'ની 'હારમાળા' રચીને પ્રેમાનન્દે ભક્તકવિનો જીવનપ્રસંગ ગાયો

૧૭૩૪ મરાઠી વિઠ્ઠલકવિએ 'સીતાસ્વયંવર' કાવ્ય મરાઠીમાં રચ્યું. જેમાં 'અહલ્યાઉદ્ધાર' પછી, વનના વૃદ્ધ ઋષિઓ માથે શિલાઓ લઈ, રામ પાસે આવ્યા-જેથી તેમાંથી રામ સ્ત્રીઓ નિર્માણ કરી આપે-એવો અવાન્તર વિનોદ કવિએ તેમાં ગૂથ્યો છે

૧૭૩૬ 'દ્રૌપદી-સ્વયંવર' રચાયો; છત્રપતિ શિવાજીનું અવસાન થયું. ભવાન ભક્તનો 'રાવણમંદોદરી સંવાદ' રચાયો.

૧૭૩૭ પ્રેમાનન્દે 'શ્રાદ્ધ' અને માંધાતા આખ્યાન' રચ્યાં; કૃષ્ણદાસે 'મામેરું' રચ્યું; હરિદાસે 'ભારતસાર' રચ્યો

૧૭૩૮ પ્રેમાનંદે 'સુદામાચરિત્ર' નંદુરબારમાં રચ્યું; અને 'શ્રીમદ્ ભગવદ્‌ગીતા' પણ રચી; જયવિજયે 'શ્રીપાલ રાસ' રચ્યો.

સંવત

૧૭૩૯ 'મામેરું' વડોદરામાં નાગરી ન્યાતની પાટે ગાયું; રત્નેશ્વરે 'ભાગવત દશમસ્કંધ' અને 'પાંડવાશ્વમેધ' રચ્યાં.

૧૭૪૦ પ્રેમાનંદના સમકાલીન સુરતના મહારાષ્ટ્રી પંડિત હરિકવિની 'सुभाषितहारावली' રચાઈ: આજ કવિએ हैहयेन्द्रचरित्र રચ્યું છે.

૧૭૪૦ પ્રેમાનન્દે 'સુધન્વાઆખ્યાન' રચ્યું; 'શામળશાનો મોટો વિવાહ' હરિદાસના 'વિવાહ' પછી પ્રેમાનંદે રચ્યો; રત્નેશ્વરે 'ભાગવત પ્રથમ સ્કંધ' રચ્યો; કવિ આ વરસમાં સિંહસ્થ આવવાથી, ગોદાવરી યાત્રાએ ગયા. મહાદેવસુત હરદેવે 'શિવપુરાણ' લખ્યું.

૧૭૪૧ પ્રેમાનંદે 'રણયજ્ઞ'નું ૨૬ કડવાનું વીરરસભર્યું કાવ્ય નંદુરબારમાં રચ્યું.

૧૭૪૨ કહેવાય છે કે નંદુરબારના દેશાધિપની પત્ની ગુજરી જવાથી એમને દિલાસો આપવા પ્રેમાનંદે 'નળાખ્યાન' બીજીવારનું લખ્યું; વીરજીએ 'દશાવતાર કથા', અને 'કબીરચરિત્ર' લખનાર મુકુંદે 'ભક્તમાળ' રચ્યાં; રત્નેશ્વરે 'અશ્વમેધ' રચ્યો.

૧૭૪૫ સરદાર મહેતા શંકરદાસ દેસાઈ, પ્રેમાનંદ કવિના આશ્રયદાતાનું અવસાન થયું.

૧૭૪૭ ઔદિચ્ય બ્રાહ્મણકવિ વલ્લભ સુરતીએ 'અનાવિલ પુરાણ' રચ્યું.

૧૭૪૮ કવિ રત્નેશ્વરે 'સ્વર્ગારોહણ' લખ્યું.

૧૭૫૦ પ્રેમાનન્દે 'હરિશ્ચંદ્રાખ્યાન' રચ્યું.

૧૭૫૨ ગોવિન્દે 'મામેરું' રચ્યું.

૧૭૫૩ 'માર્કંડેયપુરાણ' સહેલું છે તેથી એની કથા કરવામાં શું અઘરું છે?—એમ પુરાણીઓએ કહ્યાથી પ્રેમાનન્દે દુર્ગાદેવી માહાત્મ્યનું 'દેવીચરિત્ર' લખ્યું, અને બતાવી આપ્યું કે પોતે એ પુરાણમાં પણ પારંગત છે.

સંવત

૧૭૫૩ એકલિંગજી(મેવાડમાં)ની યાત્રાએ ગયેલા વલ્લભભટ્ટ મેવાડાએ શ્રીનાથજીનાં દર્શન કર્યાં. તે તેમને દેવીસ્વરૂપે થયાં. તેમનું 'શ્રીનાથજીનું ધોળ' આ પ્રસંગે રચાયું મનાય છે.

૧૭૫૪ યતિ કેસરવિમલે 'સૂક્તમાલા'ની રચના કરીઃ તે સંબંધી 'ગુજરાતી સાહિત્યનાં સ્વરૂપો-પદ્યવિભાગ'માં પૃ. ૨૬-૨૭ ઉપર લાંબી નોંધ છે.

૧૭૫૭ વલ્લભ સુરતીએ 'રેવા માહાત્મ્ય' રચ્યું.

૧૭૫૮ ઔદિચ્ય બ્રાહ્મણ કવિ વલ્લભ સુરતીએ સુરતમાં રહી 'સુભદ્રા-હરણ' રચ્યું. (અત્યારસુધી પ્રેમાનંદને નામે એ ખોટી રીતે ગણાતું હતું. જુઓ 'બુદ્ધિપ્રકાશ' ત્રૈમાસિક ૧૯૪૪માંનો મારો લેખ.)

૧૭૫૯ ધનદાસકૃત 'અર્જુન ગીતા' રચાઈ. (બીજી સાલ ૧૭૮૩ની મળે છે)

૧૭૬૧ જગન્નાથે 'સુદામાચરિત્ર' રચ્યું ('સુદામાચરિત્ર'ની મારી આવૃત્તિમાં પ્રગટ.)

૧૭૪૮ થી ૧૭૬૫ સુધીમાં 'માર્કંડેયપુરાણ' વડોદરામાં રચ્યું. એ પુરાણનો મોટો ભાગ 'મદાલસા આખ્યાન', 'હરિશ્ચંદ્રાખ્યાન' અને 'દેવીચરિત્ર'થી રોકાયો છે.

૧૭૫૭ સંખેડાના કવિ રામકૃષ્ણે કૃષ્ણલીલાનાં પદો રચ્યાંઃ જેમાંના એક પદમાં સંવતનો તથા સ્થળનો ઉલ્લેખ છે.

૧૭૬૨ વલ્લભ સુરતીએ 'ભાગવત'ના ('દશમ સ્કંધ' સિવાયના) બાકીના અગિયાર સ્કંધ પદબંધમાં રચ્યા. પ્રેમાનંદના એ સુરતના સમકાલીન થઈ ગયા.

૧૭૬૪ મરાઠા સામે લડતાં મોગલ શહેનશાહ ઔરંગઝેબ અહમદનગરમાં પોતાની છાવણીમાં મરી ગયો.

<u>સંવત</u>

૧૭૬૫ કવિ રામકૃષ્ણે વીલક્તના ગરબાનું વેણુવીકરણ કર્યું. જેમાં ગોવિંદજી ગરબડો લઈને ગોપીઓ સાથે ઘૂમે છે. (જુઓ ફાર્બસ શતાબ્દી ગ્રંથમાં, કવિનો વિસ્તૃત પરિચય).

૧૭૬૫ થી ૧૭૭૫ માં રચ્યાસાલની છાપ વિનાના, છતાં લગભગ આ જ સમયના હોય એવા પ્રેમાનન્દના ગ્રંથો–'દશમસ્કંધ–પૂર્વાર્ધ' ઉપરાંત 'ભ્રમરપચીશી', 'દાણલીલા', 'બભ્રુવાહન–આખ્યાન,' 'વ્રજવેલ', 'વિવેક વણઝારો,' 'પ્રહ્લાદાખ્યાન', (સપ્તમસ્કંધ), 'રુકમણીહરણ', 'બારમાસ'—એટલા નાના પ્રકરણ-ગ્રંથો પ્રાપ્ત છે.

૧૭૬૬ (૧૭૨૬) શાંતરસ પ્રધાન 'અષ્ટાવક્રાખ્યાન નંદુરબારમાં રચ્યું.

૧૭૬૭ ઉદયરત્ને 'સુમતિવિલાસ લીલાવતી રાસ' ઊનામાં રચ્યો (અપ્રકટ).

૧૭૬૮ આમોદના મોલેસલામ કવિ રાજેએ અનેક પદ-કાવ્યો રચ્યાં.

૧૭૭૦ રત્નેશ્વરે 'મૂર્ખલક્ષણાવલી'નો ગ્રંથ લખ્યો: શાહુ છત્રપતિએ બાલાજી વિશ્વનાથને પેશ્વા નીમ્યો. નાથજી ભવાને 'બ્રહ્મ-ગીતા' રચી

૧૭૭૨ શામળભટે 'શિવપુરાણ માહાત્મ્ય' દોહરા–ચોપાઈમાં રચ્યું.

૧૭૭૪ શામળભટની પદ્માવતીની વાર્તા' લખાઈ: રત્નદાસનું 'હરિશ્ચંદ્રા-ખ્યાન' રચાયું.

૧૭૭૫ શામળભટે 'વૈતાળ પચ્ચીસી'ની વાર્તાઓ રચી.

૧૭૭૫ થી ૧૭૮૫ શામળભટે 'સિંહાસન બત્રીસી'ની પહેલી પંદર વાર્તાઓ રચી.

૧૭૭૬ જયસાગરે ''સીતાહરણ' રચ્યું.

સંવત

૧૭૭૮ રેવાજીમાં આવેલી આ વર્ષની ભારે રેલનો ગરબો રચાયો ( જુઓ 'રેવાને તીરે'માં )

૧૭૭૯ પીલાજીરાવ ગાયકવાડે ' સુરત અઠ્ઠાવીસી ' ઉપર પોતાનો અમલ બેસાડયો. વલ્લભભટ્ટ મેવાડાએ ' પ્રેમગીતા ' રચી

૧૭૮૦ દામાજીરાવ ગાયકવાડને, બાલાપુરની લડાઈમાં બહાદુરી બતાવવા માટે શાહુ મહારાજે, ' સમશેર બહાદૂર ' બનાવ્યા; તેમના ભત્રીજા પીલાજીરાવે સોનગઢમાં કિલ્લો બાંધી થાણું બેસાડયું; વડોદરા ગાયકવાડના હાથમાં આવ્યું, લગભગ આ અરસામાં કવિ પ્રેમાનંદનું અવસાન થયું સંભવે છે.

૧૭૮૨ શામળભટે ' નંદબત્રીશી ' રચી

૧૭૮૩ ગુજરાતના સુબાને પેશ્વાવિરુદ્ધ મદદ આપ્યા બદલ ગાયકવાડને અમદાવાદનો અડધો ભાગ મળ્યો; અને 'ગાયકવાડની હવેલી'માં થાણું બેઠું.

૧૭૮૪ કચ્છમુંદ્રાના જયરામે ' બભ્રુવાહન આખ્યાન ' રચ્યું; બાઈ ન્હાનીએ ' વણઝારો ' લખ્યો.

૧૭૮૭ રામભક્તે ' યોગવાસિષ્ઠ ' ૨૧ સર્ગમાં રચ્યુ.

૧૭૯૦ વલ્લભભટ્ટ મેવાડાનો કળિકાળનો ગરબો ' રચાયો; બીજા દામાજીરાવે આખા ગુજરાત પર સત્તા જમાવી

૧૭૯૨ વલ્લભભટ્ટ મેવાડાએ ' ધનુષ્યધારીનો ગરબો ' રચ્યો

૧૭૯૫ ખેડાના ભાવસાર કવિ રત્નાએ લોકપ્રિય ' બાર માસ ' રચ્યા.

૧૭૯૬ ( ૧૭૯૦ ? ) ધનદાસસુત સુંદર મેવાડાએ પ્રેમાનંદનો ૫૩ અધ્યાયથી અધૂરો રહેલો ' દશમ સ્કંધ '–અનુવાદ પૂરો કર્યો.

૧૮૦૦ ધોળકાના જીવરામ ભટે પ્રેમાનંદના ' વિવેક વણઝારા'ના અનુકરણરૂપે ' જીવરાજ શેઠની મુસાફરી'નું રૂપક લખ્યું.

૨

## પ્રેમાનંદ ચરિત્ર

"વીરક્ષેત્ર વડોદરું, ગુજરાત મધ્યે ગામ :
ચાતુર્વંશી જ્ઞાતિ બ્રાહ્મણ, ભટ પ્રેમાનંદ નામ"

મહાકવિ પ્રેમાનંદ, અથવા પોતે કહે છે તેમ સાદા 'ભટ' પ્રેમાનંદ, નાન્દોરા ચાતુર્વંશી બ્રાહ્મણ, વડોદરાના રહીશ હતા; અને આશરે સંવત ૧૭૦૨ માં—લગભગ ત્રણસો વર્ષ પર—જન્મ્યા હતા. તેમના પિતા કૃષ્ણરામ તેમને નાના મૂકીને જ ગુજરી ગયા. માતા પણ પિતા પછવાડે થોડાં વર્ષમાં ગુજરી ગઈ. એટલે પ્રેમાનંદ તેમને મોસાળ—નંદુરબાર* ઊછર્યા હતા એમ કહે છે. 'ઉદર કાજે સેવ્યું નંદુરબાર' લખીને કવિએ પોતાના જીવનની આ અંગત નોંધ કરી છે એમ જણાય છે.

ચૌદ પંદર વર્ષ સુધી તે મૂર્ખ અને જડભરત જેવા દેખાતા હતા. તે પછી, નરસિંહ મહેતાને જેમ ગોપનાથ મહાદેવે અનુગ્રહ કર્યો હતો, અસારવાના વૈષ્ણવ ગોપાળદાસ ઉપર ગોસ્વામી વિઠ્ઠલનાથજીએ કૃપા કરી હતી, અને દયારામભાઈને માથે જેમ ઇચ્છારામભટ્ટજીએ

* નંદુબારમાં ગુજરાતીઓનો વસવાટ આ અરસામાં સામાન્ય હતો એમ મારા સંગ્રહમાંની એક પોથીની 'પુષ્પિકા' ઉપરથી કહી શકાય છે: તેમાં સં. ૧૬૬૦ માં ગંધર્વજ્ઞાતિના દેવીદાસ રચિત 'રુકિમણીહરણ'ની કથા સં. ૧૭૮૩માં ઉતારેલી છે:—

'इति श्रीमद्भागवतमहापुराणे दशमस्कंधे शुकपरीक्षितसंवादे रुक्मिणीहरणकथाप्रसंगे त्रिशत्तमो सुधाकरः । संवत १७४१ वर्षे शाके १६०८ प्रवर्तमाने कार्तिकशुद्ध ७ बुधे लिखितं पुस्तक । लेखकपाठकयोः शुभं भवतु । नदावत्यां पुष्करणाज्ञातीयपंड्या विश्वनाथसुत पंड्या मोराकेन लिखितं । संपूर्ण ॥

હાથ મૂક્યો હતો તેમ, પ્રેમાનંદમાં પણ એવી કોઈ દિવ્ય કૃપાથી સાધુ રામચરણ પાસેથી કવિતા કરવાની શક્તિ આવી હતી.

ચાર દરવાજાની અંદર આવેલા વડોદરા શહેરની બહાર 'મિયાં મહમદની વાડી' નામના એક પરાવિસ્તારમાં એક પોળમાં પ્રેમાનંદ રહેતા હતા. આજે એ પોળને 'પ્રેમાનંદ કવિની પોળ' નામ આપવામાં આવ્યું છે. આ સ્થળે આરસની તકતીમાં કવિના જીવનની કથા કોતરાવીને તેમનું અક્ષર સ્મારક ત્યાં ઊભું કરવાનો વડોદરાની પ્રેમાનંદ સાહિત્ય સભાનો સંકલ્પ છે; અને તેમનાં 'આખ્યાનો'ની પોથીઓ 'પ્રેમાનંદ સંશોધન કેન્દ્ર'માં ભેગી કરવાનો સભાનો પ્રયત્ન છે.

કહેવાય છે કે બાલક પ્રેમાનંદ વિશ્વામિત્રીને કાંઠે આવેલા કામનાથ મહાદેવમાં રહેતા આ રામચરણ હરિહર નામના વિદ્વાન સંન્યાસીના પ્રસંગમાં આવ્યા હતા. તેમના સહવાસ તથા ઉપદેશથી બાલકનું કવિહૃદય ખીલ્યું; અને યુવાન પ્રેમાનંદ સંત રામચરણ સાથે દેશ પરદેશ આથડયા; અને સંસ્કૃત તથા હિંદીભાષા શીખ્યા. ખાસ કરીને મહાભારત, રામાયણ, ભાગવત, હરિવંશ, તથા બીજાં પુરાણોનો સારો પરિચય તેમને થયો.

આ પ્રવાસમાં સૃષ્ટિનું સૌંદર્ય જોઈને કહો, જનસમાજના રીતરિવાજ પારખ્યાથી કહો કે એકંદરે સંસાર અવલોકનથી કહો–તેનાથી તેમની બુદ્ધિ વિકાસ પામી. અને એ બહુશ્રુત થયા.

પ્રેમાનંદે પહેલાં તો રાજદરબારમાં માન પામતી હિંદી ભાષામાં કવિતા કરી; અને ગુરુ રામચરણને બતાવી. ત્યારે તે ગુજરાતી ગુરુ નાખુશ થયા અને કહ્યું, "ઉંબર મૂકી અને તું ડુંગરને પૂજે કેમ?" અર્થાત્ 'તારા જ દેશની અને તારી જન્મભાષા જે ગુજરાતી તે ઘરના ઉમરા જેટલી નજીક છે તેને ભૂલી જઈ, દૂરથી રળિયામણા લાગતા ડુંગરા જેવી હિંદીને પૂજવા તું શું કામ જાય છે?' આ સરખામણીથી હિંદી ભાષાની ઊંચાઈ અને ગુજરાતી ભાષાની ગરીબડી હાલત પણ ગુરુએ સંભારી આપી. આટલી ટકોર થવાથી પ્રેમાનંદે ગુજરાતીમાં

કવિતા કરવા માંડી. આ ગુરુપ્રત્યેનો આદરભાવ ઘણી વખત તેમણે નીચે પ્રમાણે લખીને સંભાર્યો છે :–

"રામચરણકમલ–મકરંદ, લેવા ઇચ્છે પ્રેમાનંદ."

પ્રવાસી પ્રેમાનંદે તેમની પહેલાં થઈ ગયેલા ગુજરાતી કવિઓનાં રચેલાં પદો અને આખ્યાનોનો પરિચય પણ કરી લીધો : અને પછી પોતાની ઢબે પોતાના જમાનાના રંગઢંગથી તેને સજાવી ગુજરાતી જનસ્વભાવનું આલેખન જાણીતા પૌરાણિક કથાપ્રસંગો દ્વારા કર્યું.

કવિના જીવનકાળ દરમ્યાન મોગલ શહેનશાહ જહાંગીર તથા શાહજહાનનો અમલ હોવાથી ગુજરાત તેમ જ ખાનદેશમાં શાંતિ જામી હતી. તેવા આબાદીના સમયમાં વડોદરા, પછી સુરત અને વચ્ચે વચ્ચે નંદુરબાર જઈ, કવિએ પોતાનાં આખ્યાનોની રસછોળો ગુજરાતની છેક દક્ષિણ સરહદ સુધી ઉછાળી હતી.

અંગ્રેજોની કોઠી અમદાવાદમા હતીઃ તે ઉઠાવીને તેમણે સં ૧૭૨૬માં નંદુરબારમાં નાખી. કદાચ આ જ સમયમાં, અમદાવાદના એવા નંદુબારના દેશાધિપ (દેશાઈ) વૈષ્ણવ મહેતા શંકરદાસના વડીલો નંદુરબારમાં આવીને વસ્યા હોય એમ સંભવે છે.

આજે પણ કવિનાં ઘણાં આખ્યાનોના હસ્તલિખિત ચોપડા સુરત જિલ્લાનાં ગામડાંમાં સચવાઈ રહેલા મળી આવે છે : જેની કથાઓ ચોમાસાની નવરી રાતોએ કરવામાં આવે છે

કવિનું પહેલું કાવ્ય 'લક્ષ્મણાહરણ' સં ૧૭૨૦માં પોતાના મિત્ર માધવરીકની પ્રેરણાથી લખાયેલું છે. તે પછી સં. ૧૭૨૩માં ૨૯ કડવાનું 'ઓખાહરણ' અને સં. ૧૭૨૭માં 'ચંદ્રહાસ આખ્યાન' તથા 'અભિમન્યુ આખ્યાન' એમણે રચ્યાં જેમાંનાં પહેલાં સાત કડવાં, તાપીદાસના સં. ૧૭૦૮માં રચેલા આખ્યાનમાંથી મોટે ભાગે ઉપયોગમાં લીધાં છે. અને સં ૧૭૨૯માં 'મદાલસા આખ્યાન' રચ્યું. આટલી કૃતિઓ તેમણે વડોદરામાં રહીને રચી

પરંતુ સં. ૧૭૨૯માં ભારે 'ઓગણત્રીસો કાળ' પડ્યોઃ કારમા દુષ્કાળનો અનુભવ થતાં ગુજરાતના વ્યાપારધામ નંદુરબારમાં 'આવી વસ્યા કૃષ્ણસુત પ્રેમાનંદ' અને અનાવૃષ્ટિ ટાળનાર શૃંગી ઋષિના ગુણગાન કરનારું 'ઋષ્યશૃંગાખ્યાન' તેમણે રચ્યું. ભક્તની નાણાંભીડ ટાળનારી 'નરસિંહની હુંડી' આ વર્ષમાં ગાઈ. સં. ૧૭૩૦માં લોક-સંકટ ઉદ્ધારવા જગદુદ્ધારક વામનજીની 'વામનકથા કથા' કરી.

વડોદરાના કોઈ ચોકસી મહાજનની ભલામણચિઠ્ઠી, લઈને પ્રેમાનંદ નંદુરબારના દેસાઈ શંકરદાસ પાસે ગયા હતા એવા કાગળો મળ્યા છે. ૧૭૨૯ મા વર્ષમાં સિંહસ્થ આવવાથી કવિ ગોદાવરી યાત્રાએ ગયા હતા. ત્યાં મરાઠી સાહિત્યના સમકાલીન કવિ વામન પંડિતનાં આખ્યાન–કાવ્યોનો તેમને પરિચય થયો હોય એમ જણાય છે.

કવિ નંદુરબારમાં નંદીપરામાં રહેતા સાહિત્યવિલાસી શંકરદાસના આપ્તમંડળમાં ભળતા અને ત્યાં જ કથા કરતા. 'સૂરતસેં કીરત બડી, બિનપંખ ઉડ જાય' એમ કહ્યું છે તેમ કવિની કીર્તિ ઠેઠ 'સરકાર દેસાઈ મહેતા શંકરદાસ' સુધી પહોંચતાં પહોંચતાં, તેમણે અનેક આખ્યાનો રચ્યાં. કવિને સં. ૧૭૪૫માં 'ગુરુપદ' મળ્યું હતું એમ કહેવાતું હતું તે, આ રીતે મળેલા ઇતિહાસથી સાચું પડે છે.

મહેતા શંકરદાસ તરફથી બીજા સંસ્કૃત વિદ્વાનોનો નંદુરબારમાં સત્કાર થતો હતો–તેમાં પ્રેમાનંદભટ્ટનું પણ ગૌરવભરેલું સ્થાન હતું. સં. ૧૭૩૮માં 'સુદામા ચરિત્ર' ગાઈ તે પાછા વડોદરે આવ્યા.

નંદુરબારના દેસાઈના ભાઈનું લગ્ન સુરતના શેઠ તાપીદાસની પુત્રી ચંપા સાથે થયું હતું. તેથી સુરત સાથે શંકરદાસના કુટુંબને વૈવાહિક સંબંધ પણ રહ્યો હતો. આ કારણથી જ પ્રેમાનંદ કવિ પણ સુરત અને નંદુરબારના વસવાટનો ઉલ્લેખ આખ્યાનોમાં કરે છે.

વડોદરામાં 'કુંવરબાઈનું મામેરું' નાગરી ન્યાતની પાટે ગાયું. પછી પાછા નંદુરબાર જઈ સં. ૧૭૪૦માં 'સુધન્વા આખ્યાન' અને

સં. ૧૭૪૧માં 'રણયજ્ઞ' રચ્યાં તે પછી નંદુરબાર તેમ જ સુરત વચ્ચે આવજા કરી, 'નળાખ્યાન' અને 'દ્રૌપદીહરણ' રચ્યાં

કવિની પાછી અવસ્થાનો અધૂરો રહેલો ગ્રંથ તે 'દશમસ્કંધ'. તેમાં શ્રીકૃષ્ણનાં બાલચરિત્રો મૂળ ભાગવતને આધારે, છતા સ્વતંત્ર કાવ્યરૂપે વિસ્તારેલાં છે. તેમાં ગુજરાતણ માતાને પોતાના બાલકૃષ્ણ પ્રત્યે ઊભરાતા વાત્સલ્યનાં કાવ્યચિત્રો છે.

પ્રેમાનંદના જ ખરા સમકાલીન એવા એક ઔદિચ્ય જ્ઞાતિના 'સુરતી વલ્લભ' નામથી ઓળખાતા કવિ સુરતમાં થઈ ગયા તેમણે ભાગવતના દશમ' સિવાયના બીજા સ્કંધો પદમય રચ્યા છે પરંતુ પ્રેમાનંદે 'દશમ' રચેલો હોવાથી અને તેની વાણી જનતાને બહુ પ્રિય થઈ હોવાથી વલ્લભે તે સ્કંધને હાથ લગાડવાની હામ ભીડી નહોતી આટનુ પ્રેમાનંદના ગૌરવપક્ષે છે

તેમની ઉત્તરાવસ્થામા રચાયેલાં બીજા સુંદર છતાં નાનાં પ્રકરણ કાવ્યો તે 'દાણલીલા', 'ભ્રમરપચીશી', 'વિવેકવણઝારો' તથા 'રાધાકૃષ્ણના બાર માસ'

લગભગ પચોતેર એંશી વર્ષની વયે, એટલે સં ૧૭૭૫–૧૭૮૦ ની આસપાસ કવિનુ મૃત્યુ સંભવે છે

નિશાળોમાં ચાલતી ચોપડીઓદ્વારા પ્રેમાનંદના 'સુદામાચરિત્ર', 'નળાખ્યાન' તેમ જ 'મામેરા'ની ખૂબ પ્રસિદ્ધિ થઈ છે ગુરુને ઘેર નિશાળમાં નિ સ્વાર્થ દોસ્તી થયા પછી, કૃષ્ણ અને સુદામા છૂટા પડી ગયા; અને અનેક વર્ષે પાછા મળ્યાઃ ત્યારે તેમનુ મિલન કેવી રીતે થયું તેનુ સુંદર વર્ણન 'સુદામાચરિત્ર'મા આવે છે

તેમનુ 'નળાખ્યાન'–જે રસ તથા અલંકારની દૃષ્ટિએ તેમની શ્રેષ્ઠકૃતિ છે—તેમાં દ્યૂત રમનાથી અને સ્ત્રી ઉપર અણવિશ્વાસ લાવવાથી કેટકેટલાં દુઃખ પડે છે તેનુ રોમાંચકારી વર્ણન છે

પ્રેમાનંદે ભક્તકવિ નરસિંહ મહેતાના જીવનપ્રસંગોના 'હુંડી',

'કુંવરબાઈનું મામેરું' 'શ્રાદ્ધ' 'શામળશાહનો 'વિવાહ'' અને 'હારમાળા'—એ પાંચ પ્રસંગ-કાવ્યો રચ્યાં છે. તે દ્વારા આપણા હિંદભરમાં જાણીતા, એવા ગુજરાતી ભક્તકવિનું રસિક જીવન આપણને પ્રેમાનંદ કવિએ ઉપજાવી આપ્યું છે.

કવિનું એવું જ લોકપ્રિય આખ્યાન 'ઓખાહરણ' સંભાર્યા વગર ચાલે તેમ નથી. આ 'હરણ'– કાવ્ય – જેમાં 'આખ્યાન ઓખહરણનું'' છતાં, 'અનિરુદ્ધહરણ કથા' આપેલી છે–તે કાવ્યની ત્રણ સચિત્ર પોથીઓ ઉપલબ્ધ થઈ છે. અત્યાર સુધીમાં ચિત્રકારની પીંછી ગુજરાતી કવિઓની (જૈન કવિઓની વાત બાદ કરતાં) કવિતાને રંગ-રેખાથી શણગાર્યાના માત્ર બે ત્રણ નમૂના મળી આવ્યા છે. એક નમૂનો તે અજ્ઞાત કવિના 'વસન્તવિલાસ' ના દુહાનો સચિત્ર પટ; બીજો નમૂનો તે ભાલણ કવિનો 'દશમસ્કંધ' અને ત્રીજો નમૂનો તે પ્રેમાનંદ કવિનું વિસ્તૃત 'ઓખાહરણ':

કવિની વાણી ગુજરાતી સમાજમાં કેટલો બધો આદર પામી છે તે આવી સચિત્ર પોથીઓને લીધે આપણે જાણી શકીએ છીએ. નોંધવા જેવું છે કે 'ઓખાહરણ'ની બે સચિત્ર પોથીઓ ખાનદેશમાંથી મળી આવી છે. +

## ૩

## આખ્યાનકવિ પ્રેમાનંદ

ગુજરાતી સાહિત્યના મધ્યકાળના કવિઓમાં સૌથી લોકપ્રિય કવિ પ્રેમાનંદ છે. એ કવિના જમાનામાં, રસિક છતાં થોડું ભણેલા અને અને આખો દિવસ કામધંધામાં રહેનાર જન સમાજને, જાણી કેળવણી

+ આમાંની એક પોથી, ૧૯૬૪ની સાલમાં જ લંડનના આર્ટ મ્યૂઝિયમાં સાડાચાર હજાર રૂપીઆની કિંમતે પ્રો. ડૉ. શિવદત્ત જ્ઞાની (બરદાનપુરના વતની) દ્વારા ખરીદાયાનો પત્ર મળ્યો છે। તેમાંના ત્રણ અસલ ચિત્ર-પાનાં મહાકવિ પ્રેમાનંદ સાહિત્યભવન' વડોદરાના સંગ્રહમાં સુરીક્ષિત છે.–સંપાદક

મેળવવાનું સાધન કથાશ્રવણ જ હતું. તેથી ધર્મ અને નીતિના ઉપદેશવાળાં અને તે સાથે ગુજરાતી જનસ્વભાવનું અને સાંપ્રત સંસારનું દર્પણ ધરનારાં પ્રેમાનંદનાં રસમય આખ્યાનો ઊંડા ભાવથી તથા પ્રસન્નતાથી ભાવિક શ્રોતાવર્ગ અડધી રાત સુધી સાંભળવા બેસતો: અને કથાશ્રવણથી પાવન થઈ ઘેર જતો.

આ આખ્યાનકથામાં સંગીતનો લય તાલને અનુકૂળ બનાવવા માટે ત્રાંબાની મોટી ' માણ ' અથવા ' ગાગર'ને ઊંધી મૂકી, હાથની બધી આંગળીઓએ પહેરેલી વીંટીઓ વડે રણકાર કરવામાં આવતો. આવી રીતે કથા કહેનારા. ' ગાગરિયા ભટ ' અથવા ' માણભટ ' કહેવાતા. પ્રેમાનંદ કેવા પ્રકારે પોતાનાં આખ્યાનોની કથા કરતા હતા તેની માહિતી આપણને નથી. છતાં એટલું તો ખરું કે પ્રેમાનંદે પોતાનાં આખ્યાનોની પ્રત્યક્ષ કથાદ્વારા લોકહૃદયના કિલ્લાઓ સર કર્યા હતા; અને તેથી તેમના જમાનામાં તેમ જ આજ સુધી પણ આખ્યાનો લોકપ્રિય રહી શક્યાં છે.

પ્રેમાનંદના <u>સમકાલીન</u> <u>પુરાણીઓની</u>, સંસ્કૃતના સારરૂપ લુખ્ખી કથા, સમાજના નીચલા થરથી સમજાતી નહોતી: અને વળી શૂદ્રવર્ગને એ કથાઓ સાંભળવાની બહુ છૂટ પણ નહોતી. પ્રેમાનંદનાં પૌરાણિક આખ્યાનો માત્ર મૂળ સંસ્કૃતની છાયારૂપ અનુવાદ નથી; અને તેથી જ તેમાં મૌલિકતાનો રસ આવી શક્યો છે.

કવિનાં ગુજરાતી દેશી સંગીતમાં રચેલાં આખ્યાનો વધારે રસવાળાં અને તરત સમજાય તેવાં હતાં. ' માર્કંડેય પુરાણ 'ના અનુવાદમાં પ્રેમાનંદ ગર્વથી કહે છે:—

" આ પાસ વ્યાસ વાંચે સંસ્કૃત, આ પાસા મારું પ્રાકૃત:
કવિઓ કહેશે આ શો ગર્વ ? નથી ગર્વ, સાંભળજો સર્વ.
થયા પુરાણી મોંઘા દાટ, તેથી થયો ઘણો ઊચાટ.
હવે કોણ દેખાડે વસમી વાટ ? થયા બંધ સ્વર્ગ નર્કના ઘાટ.
ત્યારે કર્યું પ્રાકૃત વિમાન—"

—પ્રેમાનંદનાં આખ્યાનો ખરેખરાં 'વિમાન' જ છે: પૌરાણિક કથાઓમાંથી તેમને ઉપાડી લઈ, ગુજરાતી વાતાવરણ અને ગુજરાતી સમાજમાં એ તેમને વિહરાવે છે. સંસ્કૃત પૌરાણિક કથાની સાદી માટીમાંથી એમણે ગુજરાતી આખ્યાનોની રમ્ય મૂર્તિઓ ઘડી છે.

પ્રેમાનંદે પુરાણકાળથી સામગ્રીમાં માનવતાભરેલી નવી, પણ સમકાલીન સૃષ્ટિ રચી છે. પૌરાણિક ભાવનાના સ્વાંગ નીચે ગુજરાતનું જીવન ચીતર્યું છે. એમની કલાને પ્રતાપે, દેવ અને દેવીઓ ગુજરાતી અલ્પતા પામી, હેતપાત્ર કે હાસ્યપાત્ર બન્યાં છે. આ જ પ્રેમાનંદની સર્જકતાની વિશિષ્ટતા. પૌરાણિક પાત્રોનાં તો માત્ર નામ જ: જીવન અને ચરિત્ર તો તેમના સમયનાં સ્ત્રીપુરુષોના

પ્રેમાનંદે જે ઝરણાંમાંથી અંજલિઓ ભરી ભરીને ગુજરાતી સાહિત્યદેવીને અર્ઘ્ય આપ્યા તે ઝરણાં–મહાભારત, રામાયણ, ભાગવત પુરાણ વગેરેમાંથી તથા ભક્તકવિ નરસિંહ મહેતાના જીવનપ્રસંગોમાંથી વહી રહ્યાં હતાં ઇતિહાસ પુરાણ અને જનકથામાંથી કવિએ એવા રસિક પ્રસંગો ઊંચકી લીધા છે કે ફક્ત તેના નામથી જ શ્રોતાઓને તે તરફ પક્ષપાત થઈ જાય છે સાધારણ રીતે નીરસ લાગે અને કવિતાના શોખીનને કંટાળાભરેલું લાગે એવું ભક્તચરિત્ર, પ્રેમાનંદના પ્રતાપે તેટલું જ સરસ અને મનોહર થઈ જાય છે. કથામાં રહેલું રસ–બીજ કવિની દૃષ્ટિએ પડતાં તે ઉપર એ નવરસનું સિંચન કરે છે, અને તેમાંથી ઘડીકવારમાં એક સુંદર વૃક્ષ, કોઈ જાદુગરની કલાથી, ઉપાડી દે છે.

કવિનાં કેટલાંક સુંદર આખ્યાનો ભક્તકવિ નરસિંહ મહેતાના જીવનના કસોટીના પ્રસંગોમાંથી જ ઉદ્‌ભવ્યાં છે. લોકમાં ચાલતી દંતકથાઓ, અને પરંપરાગત અંધશ્રદ્ધાને ધક્કો વાગે એવું કંઈ ન આવી જાય, તેની પણ કવિએ સાવધાનતા રાખી છે. જ્યાં પ્રાકૃત ?ે ગમતી અધમ અશ્લીલતા અને રાધાકૃષ્ણની કવિતામાં આવતો બાધાભર્યો શૃંગાર વર્ણવવા જેટલા, કવિ નીચા ઊતર્યા નથી

આવી ભક્તકથાઓના વસ્તુના આધારે—ખરબચડા પથ્થરની બેડોળ મૂર્તિઓમાંથી–ગુજરાતીઓને આજસુધી વહાલી અને પરંપરાથી પૂજાયેલી લોકકથા–દંતકથામાંથી–બોલી ઊઠે એવાં પૂતળાંની અવનવી રચનાઓ પ્રેમાનંદ જેવા કુશલ શિલ્પીએ ઘડી કાઢી. મૂલના અનઘડ કાવ્ય–શિલ્પીનાં ઘડેલાં બાવલાંથી, જે જે રસભર્યું અને ઉન્નત લાગ્યું તેને કાયમ રાખી, કેટલીય પોતાને મનગમતી રૂઢિઓનાં ખૂબીદાર નકશીકામથી પ્રેમાનંદે પોતાની કલ્પનાસૃષ્ટિને તે દ્વારા પ્રત્યક્ષ કરી છે.

એ ઉપરાંત, પ્રસંગ આવ્યે કવિએ પોતાના જમાનાથી આગળ વધીને પણ ઊંચી રૂઢિઓ અને સામાજિક સંસ્થાઓ તરફ લોકોને દોર્યા છે. એમનામાં બાળકોનાં રૂઢિલગ્નો નથી આવતાં, પણ હૃદયના સ્વયંભૂ પ્રેમનાં આકર્ષણ લગ્ન–સ્નેહમાં પરિણામ પામે છે. ધર્મ એમને ગમતો વિષય છે; અને જ્યાં સુધી ધર્મનો સંબંધ હૃદયના ભાવ સાથે અનુકૂળ રહે છે ત્યાં સુધી જ એ ધાર્મિક કવિતા લખે છે; ધર્મ-કે વેદાન્તનાં ઝીણાં પૃથક્કરણમાં એ પડતા નથી.

ભવભૂતિની જેમ, પ્રેમાનંદે ' इदं कविभ्य पूर्वेभ्य नमोवाकं प्रशास्महे ' —જેવું કહી, પોતાના પુરોગામી કવિઓને નમસ્કાર કરી, એમણે એ કવિઓની ફૂલછાબમાંથી થોડાં ઘણા ફૂલની સુગંધ પોતાના નવાં ફૂલમાં રેડનારી છે. ભાષાનો સંરોદ્ધાર કરવાનું વિશાલ કાર્ય ઉપાડી લેનારે, પોતાના પુરોગામી કવિઓ તથા શિષ્યોના રચેલા કેટલાક ગ્રંથોનો ઉપયોગ કર્યો હોવો જોઈએ એમ માનવાને સબળ કારણો છે. 'હારમાળા'માં કવિ કબૂલ કરે છે કેઃ—

> " પૂર્વે જે જે કવિજન વેષ્ણવે, કહ્યા ચરિત્ર ઉદાર જી;
> તે સઘળાનો જોડ કરીને, બાંધ્યું શુભ આખ્યાન જી. "

ભાલણ, ભાલણસુત ઉદ્ધવ, વિષ્ણુદાસ, નાકર, મનોહર, સુરભટ્ટ, વિશ્વનાથ જાની, વજિયો, તાપીદાસ વગેરેના તૈયાર કાવ્યપાઠ પ્રેમાનંદના જોવામાં અવશ્ય આવેલા; અને તેનો ઉપયોગ તેમણે યથારુચિ કર્યો છે એમ તે કવિઓનાં કાવ્યોની હાથપ્રતો સરખાવતાં જણાઈ આવે

છે, કેટલેક ઠેકાણે તો આખી કડીઓ જ સાંગોપાંગ પ્રેમાનંદે પોતાનાં આખ્યાનોમાં દાખલ કરેલી મળી આવે છે. વળી મૂળ સંસ્કૃતમાં નહિ એવા કેટલાક પ્રસંગો આ કવિઓએ દાખલ કરેલા : તે પણ પાત્રવિવેક, જનરુચિ, વસ્તુભેદ તથા રસની જમાવટ ધ્યાનમાં રાખી, તે પ્રસંગોનો ઉપયોગ પ્રેમાનંદ કરે છે (જુઓ પૃષ્ઠ ૧૨૦, ભાલણના 'સુદામા ચરિત્ર'નું પદ ૮–કડી ૮, ૯, ૧૦ ૧૧ 'દશમ–અનુવાદ' જેનો ઉપયોગ પ્રેમાનંદ પોતાનાં કડવાં ૧૦–૫ માં કરે છે).

કવિનાં દરેક વર્ષનાં કાવ્યોની સરેરાશ, બેથી ત્રણ આખ્યાનની આવે છે. તેનો ખુલાસો એમ જડી આવે છે કે કાવ્યનું વસ્તુ–ખોખું તૈયાર હોવાથી, રસરૂપી જીવવિનાનાં જૂનાં હાડપિંજરમાં તેમને માત્ર પ્રાણ મૂકવો જ બાકી રહેતો. ચમત્કૃતિ વગરનાં, સાદાં, કથાભાગ કહી જનારાં કાવ્યોને આસાનિક બનાવી. શ્રોતાઓમાં દરેક વર્ષે નવાંનવાં આખ્યાનોનું લ્હાણું કરવું એ પ્રેમાનન્દની રીત થઈ પડી હતી.

શેક્સપિયરની નાટકો લખવાની ઝડપ પણ, આવા આધારવાળી કથાના અસ્તિત્વને લીધે જ હતી એમ અંગ્રેજી સાહિત્યમાંથી જડે છે તે ઉપરાંત કથાભાગ પ્રસિદ્ધ હોવાથી તદ્દન નવું લખવાનું કે કલ્પના ચલાવવી પડે એવું આખ્યાન કલ્પવાનું સાહસ, એમને વહોરવું પડયું નહોતું. સંસ્કૃત આલંકારિકો તો કહે છે કે 'ઇતિવૃત્તના આધારવાળી કથા વસ્તુ માટે પસંદ કરવી.' અને એવા પ્રસિદ્ધ વસ્તુમાં કલાવિધાન વાપરી, રસનિષ્પત્તિ બનાવવી ઈષ્ટ છે. ભવભૂતિનું 'ઉત્તરરામચરિત' જેટલું પ્રસિદ્ધ થયું છે તેટલું એમનું 'માલતીમાધવ' નથી થયું–એટલું દૃષ્ટાન્ત ઉપલા સિદ્ધાંતને દૃઢ કરવા બસ છે.

આટલા ઉપરથી, પ્રેમાનન્દની નિસર્ગશક્તિ કે તેમની રચવાની સરલતા, તેમ જ તેમની કાવ્યકલાને ઉતારી પાડવાનો આશય નથી; કારણ કે રસની મનમોહન ગૂંથણી તેમ જ વર્ણનશક્તિ તો તેમની આગવી જ છે. પુરાણવસ્તુના આધારે કાલિદાસે નાટકો લખ્યાં, મિલ્ટને 'પેરેડાઈઝ લૉસ્ટ' લખ્યું, અને ટેનિસને 'આર્થર રાજાનાં ખંડકાવ્યો'

લખ્યાં; તેમાં એમની કલાવિધાયક કવિ તરીકેની કીર્તિને જરાકે ઝાંખપ લાગી હોય એમ કોઈએ કહેલું નથી. શામળભટ્ટની વાતને પણ 'બૃહત્કથા', 'પૈશાચી કથા' તેમજ જૈન કથાઓનો જબરો આધાર હતો.

કવિની વર્ણન કરવાની છટા, અલંકાર ગોઠવવાની કળા, શ્રોતાઓને એકતાન કરવાનું કવિત્વ ને કથા વિસ્તારવાની ખૂબી-એ બધું એટલું તો સરસ છે કે ગુજરાતી કવિઓમાં તે સર્વોપરિપદને પાત્ર ઠરી જ ચૂક્યા છે. એમના જનસ્વભાવના વર્ણનો એવાં તો તલસ્પર્શી અને ઝીણવટથી ઘડાયેલા છે કે કવિ મનુષ્યસ્વભાવના એક ઊંડા અને કુશલ અભ્યાસી છે એમ લાગ્યા વગર રહેતું નથી.

શામળભટ્ટ, પાત્રના બાહ્ય લક્ષણો વર્ણવવા, અને મનુષ્યોથી ભરચક સમાજમાં થતો એ પાત્રોનો ઉપરછલ્લો વ્યવહાર વર્ણવવા જેટલું લખે છે તેટલું, એમના હૃદયના ઊંડાણની પિછાન આપવા લખતા નથી; શામળભટ્ટનાં વર્ણનો પ્રમાણમાં છીછરા અને ઉપલકિયા હોય છે.

પ્રેમાનન્દ કવિની કવિતા જેમ પ્રાસાદિક છે તેમ ઓજસ્વી છે કવિ બધા રસને મ્હલાવી શક્યા છે શૃંગાર, કરુણ અને હાસ્ય એ ત્રણ રસ તો પ્રેમાનન્દના જ એમને રસના એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં ઊતરી પડતાં જરા વિલંબ કે રસભંગ થતો નથી. કાવ્યમાં કયો પ્રસંગ કેટલો વિસ્તારવો એ વિવેકશક્તિ તેમનામાં અસાધારણ છે. છતા નોધવું જોઈએ કે એમનાં પાત્રોના વર્ણનો અલંકારથી ઝળહળી રહે છે ખરાં; પણ કેટલેક ઠેકાણે તો એ વર્ણનોને અલંકાર-ભારથી લાદવાના અતિમોહમાં કવિ પ્રમાણનું ભાન ભૂલી જાય છે 'નળાખ્યાન'માં 'વેલ જાણે હેમની, અવેવ ફૂલે ફૂલી'થી શરૂ કરી દમયન્તીનું વર્ણન આપતાં, કવિ અલંકાર ઉપર અલંકાર ખડકવા મંડી જાય છે; તેથી વાચકને ઘર બે ઘાંટીએ થાક ખાવા અટકવું પડે છે.

પરંતુ કવિનાં આખ્યાનો ખાસ કરીને શ્રાવ્ય હતાં તેથી, અને મહાકાવ્યની શિષ્ટતા પ્રમાણે અમુક વર્ણનોનો સંભાર તેમાં ભરવો જ જોઈએ એવું ઠરેલું હોવાથી, કવિને એવા રૂઢિસ્વીકૃત વર્ણનો આપવાં

પડ્યાં હશે એ હકીકત ધ્યાનમા રાખવા જેવી છે

ગુજરાતી ભાષામાં રસ, શિષ્ટતા, માધુરી, લાઘવ, સંસ્કાર અને ચનણી સંસ્કૃત શબ્દોની પૂરણી વગેરે દાખલ કરવામાં ઘણો ફાળો આ મહાકવિનો છે

કવિનાં વર્ણનો તાલમેલિયા અને માત્ર વસ્તુઓની ગણત્રી કરનારા કે તેમની સહજ સ્થિતિ વર્ણવનારા નથી, પરંતુ જડ સૃષ્ટિમાં ચેતના નીરખ્યાથી કવિ એમાં ચમત્કાર ઉમેરે છે, જેથી તે હૃદયંગમ અને રસીનાં બને છે લુખ્ખા તૂટક પ્રસંગો, કવિનો હાથ અડકતાં રસથી ઓતપ્રોત થઈ જાય છે!

"પ્રેમાનન્દની કવિતા ગુર્જર સ્થિતિપ્રદેશમાં એક સુંદર સરોવર છે કે જેની લહરીમાં સર્વ ગુજરાતીઓ પોતાનાં રોવાં હસવા તથા દુઃખ સુખના પ્રતિબિંબ જોઈ જોઈ ને નિવૃત્તિ–આનંદમાં રહે છે" એમની કવિતા સંસાર–જીવનના થાક અને ઝેર ઉતારે છે હૈયાં હળવાં ને રસાળ કરે છે અને બીજા દિવસની સંસાર-ખેલનાને કાજે ઉમંગી કરે છે

છાપખાનાં આવ્યાં, છાપેલી ચોપડી સુલભ બની, અને સરકારી નિશાળો દ્વારા કેળવણીનો પ્રબંધ થવા લાગ્યો તે પહેલાના યુગમાં, કથાભટ્ટ એ પ્રજાજીવનનું એક ઉપયોગી અને મહત્ત્વનું સંસ્મારપોષક અંગ લેખાતું હતું

પ્રેમાનંદ આ કોટિના કથાભ્યાસ હતા કે કેમ તે સામે કેટલાકને આશંકા છે પરંતુ તેમણે નાગરનોકોની પાટે એમીને 'મામેરા'નું આખ્યાન વડોદરામા મહેતાપોળ આગળ એવી ખૂબીથી ગાઈ બતાવ્યું હતું કે મોડી રાતે જમવા જતાં નાગર સ્ત્રી–પુરુષોએ કવિની રસશૈલીથી પ્રસન્ન થઈ, પોતપોતાનાં જલપાત્ર તેમને ચરણે ભેટ મૂકી દીધા હતા એ પ્રસંગનો તો ઘણા લોકો અંગીકાર કરે છે

સૌરાષ્ટ્રના રજવાડાંમાં ડાયરાપદ્ધતિને અંગે, ભાટ અને ચારણોની

કથાશૈલી જેમ જન્મી હતી તેમ, ગુજરાતમાં 'માણભટ્ટ' અથવા 'ગાગરીયા ભટ્ટ' એવે નામે કથા કહેનારની એક પ્રાચીન સંસ્થા અસ્તિત્વમાં હતી; કંઈક અંશે આજે પણ જનપદમાં એટલે ગામડાંમાં તેમજ મુખ્ય મુખ્ય શહેરોમાં, એ દેખા દે છે. તેઓ જ્ઞાતે, બ્રાહ્મણ હોય છે: અને રામાયણ, મહાભારત જેવાં વીરરસ-કાવ્યો સવિસ્તર વિવરણ સાથે, ઘરગથ્થુ દૃષ્ટાંતો આપીને લોકોની સમક્ષ ગાઈ સંભળાવવાં એ એમનો મુખ્ય વ્યવસાય હોય છે.

એક રીતે આર્યસંસ્કૃતિનો ફેલાવો કરવા માટે ભેખધારી–'મિશનરી–'ના વર્ગના એ છે એમની સંસ્થા, મહારાષ્ટ્રમાં હિંદુપતપાદશાહીના જમાનામાં ખૂબ વિકાસ પામેલી અને દેશભરમાં વ્યાપેલી એવી 'હરિકીર્તન'ની સંસ્થા સાથે ઠીક સરખાવી શકાય. ફેર માત્ર એટલો કે હરિકીર્તન વધારે શિષ્ટ અને સંગીતપુષ્ટ હતા, ત્યારે માણભટ્ટોની કથામાં લોકરુચિને વિશેષ નજર આગળ રાખવામાં આવતી હતી: અને તેથી, જેટલું મહારાષ્ટ્રી નાટક અને આપણી ગુજરાતી 'ભવાઈના વેશ'ની વચ્ચે અંતર છે તેટલું, હરિકીર્તન અને માણભટ્ટની કથા વચ્ચે છે, એમ સ્વીકારવું જોઈએ.

આ 'કથાભ્યાસ' અથવા 'માણભટ્ટ,' કથાપ્રસંગો ગાઈ બતાવતી વખતે પાટ ઉપર બેસી, ત્રાંબાની માણ અથવા ગાગર ઉપર ટચલી આંગળીઓએ પહેરેલી વીંટીઓ વડે તાલ આપે છે. કથા કહેવાની છટાથી સારો માણભટ્ટ પોતાની કથાનું આબેહૂબ ચિત્ર શ્રોતાઓ સમક્ષ ખડું કરી તેમાં તેમને લીન કરી નાખે છે. મહાભારતની કથામાં સામસામે કર્ણ અને અર્જુન, અથવા ભીમ અને દુર્યોધન વચ્ચેના જોસભર્યા સંવાદોનું વર્ણન કરતાં કરતાં, જાણે જાતે જ એ સંવાદોમાં ભાગ ન લેતા હોય ! એમ, અડધા ઊભા થઈ જઈને એ કથા કહે છે; અને શ્રોતાવર્ગનાં રૂંવેરૂંવાં ઊભાં કરવાની શક્તિ તેમની વાણીમાં હોય છે

પ્રેમાનંદનું મનુષ્ય–સ્વભાવનું જ્ઞાન અદ્દભુત હતું : એમની કવિ-દૃષ્ટિ બધે ફરી વળતી હતી : અને એમની દૃષ્ટિએ કોઈપણ અગત્યની વિગત રહી જતી નથી. પ્રસંગોની યોજનામાં એ સુંદર કલા બતાવી શકે છે; અને તે તે પ્રસંગે જે રસની ભૂમિકા ઊભી કરે છે, તેમાં શ્રોતાઓને ખેંચી રાખવાની એમનામાં અદ્દભુત શક્તિ છે. ગમે તેવા જૂના કથા–પ્રસંગમાંથી કોઈ રસબીજ તેમને હાથ લાગી જાય તો તેને તે નવપલ્લવિત કર્યા વગર રહેતા નથી. એમના જમાનામાં અને એમના પુરોગામી કવિઓમાં કોઈ નવું સર્જન કોઈ નવુ સયોજન, કોઈ નવી રસસૃષ્ટિ નિર્માણ કરી શક્યુ હોય તો તે પ્રેમાનંદ જ.

લોક–સમાજના એ સાચા નાડપારખુ હતા : અને શ્રોતાઓને શું ગમશે તેની અટકળ કરવાની, અને તે પ્રમાણે પ્રસંગને માનવતા-વાળો બનાવવાની, તેમનામાં ઊંડી સમજ હતી આ તેમનો જેમ વિશિષ્ટ ગુણ હતો, તેમ તેમની ગુણસીમા પણ બની જતી હતી : કારણ કે પૌરાણિક પાત્રોની પૂજ્યતા, ગાંભીર્ય તથા તેમના પ્રત્યેનું માન–તેમના માનવભાવ–આગેપણને વાંધે કેટલીકવાર ભારે આઘાત અનુભવે છે, અને શ્રી મુનશીના પૌરાણિક નાટકોમાં જેવી દેવોની અને દેવીઓની સ્થિતિ થાય છે તેવી તેમનાં આખ્યાનોમા થઈ છે : 'નળાખ્યાન'માંના ચાર દેવોની સ્થિતિ તેનુ સુંદર દૃષ્ટાંત છે.

પ્રેમાનદ સાદા અને સરળ ભાવોમાં રાચે છે; અને તેને વર્ણ-વતાં એક બે ધરગથ્થુ શબ્દોથી તેને જીવન્ત કરે છે· બધા ભાવો એ દર્શાવી શકે છે : પણ કૌટુમ્બિક ભાવો–સાદા હૃદયના ભાવો – નું કથન, એ ખૂબ અદ્દભુત રીતે કરી શકે છે

પ્રેમાનંદ સામાન્ય ગુજરાતી જીવનના કવનાર છે. સામાન્ય જીવનનાં દરેક અંગને હલકા આછા સ્પર્શથી એ સન્રસ કરી મૂકે છે નળાખ્યાનમાં પકડાયેલો હંસ વિચારે છે. 'ટળવળી મરશે મારી નાર' અને કહે છે 'વહાલી સ્ત્રીએ પુત્ર પ્રસવ્યો, મે' તેહનું

મુખ નથી જોયું' : પછી નળ ને હંસની મૈત્રી થતાં બંને વાત કરે છે :

"પરણ્યા કે કુંવારા ન જુઓ અમો, ઘરમાં બાળી દીઠી હશે તમો."
હંસ બોલે, ને કર ધરે : "મેં જાણ્યું બાળી પીહર હશે!"

દમયંતી બાળકને પીહર વળાવતાં કહે છે :

"મોસાળ પધારો રે, બાળક બાહુઆં
સહેજે, મામા–મામીની ગાળ!"

–આ અને આવા સેંકડો ભાવો અને તેનાં કથન કેવાં સરળ અને ગુજરાતી છે! આખું મધ્યકાલીન ગુજરાત આમ થોડાક શબ્દોમાં એ ખડું કરે છે.

પ્રેમાનંદનાં વનવર્ણન સેનાવર્ણન, યુદ્ધવર્ણન કે નાયકનાયિકાનાં વર્ણન, આજે છાપેલાં પાનામાં વાંચતાં, આપણને ચમત્કારયુક્ત લાગતાં નથી; અને તેથી કેટલાક કહે છે કે પ્રેમાનંદમાં પરંપરાપ્રાપ્ત રૂઢ શૈલીનાં લાગણીહીન વર્ણનો આવે છે : એમનાં વર્ણનો જંગલખાતાની યાદી જેવાં લાગે છે: પરંતુ તેમણે યાદ રાખવું જોઈએ કે પ્રેમાનંદનાં આખ્યાનો, એકાંતમાં બેસી વાંચવા માટે રચાયાં નહોતાં: એ આખ્યાનો 'પાઠય' હતાં : એક જણ રસપૂર્વક તે વાંચે, સામે બેઠેલો મોટો લોકસમૂહ તેને સાંભળે–એ માટે રચાયાં હતાં.

શ્રોતાઓની આંખ આગળ નાટકની સિનસિનેરી જેવી અસર કરે છે તેવી અસર કરવા માટે, આ વર્ણનો મૂકેલાં છે. વનવર્ણનમાં વનની ગાઢતા તથા ભયાનકતાનું વાતાવરણ ઊભું કરવા માટે જ, એ અનેક નામ આપે છે દાખલા તરીકે 'નળાખ્યાન'ના છાપેલા પાનાપર આપેલા દમયંતીના વર્ણનમાં સચોટતા, ચિત્રમયતા કે સરસતા લાગતી નથી; અને એ લાંબી, રૂપગુણની યાદીને છેડે આવતાં આવતાં તો દમયંતીને પણ વીસરી જવાય છે; પરંતુ એ વર્ણનને, મોટેથી ગાતાં–અને તો સાથે તાલ આપતાં,

નૂપભીમક,તનયા, રૂપભનયા, રસીલી રંગપૂરણી
નર-અગના, દેવાગના, માનિનીમનમદ-ચૂરણી '

—એ લીટીઓનું નાદસૌદર્ય ધીમે ધીમે કલ્પનાને મુગ્ધ કરે છેઃ રસિકતાને સ્ફુટ કરે છે, અને આનદની લહેરો પ્રગટાવે છે

એટલે પ્રેમાનંદનાં આખ્યાનો, તેની અસલી ઢબે જ્યાં સુધી ગવાય નહીં ત્યાં સુધી, પ્રેમાનદનો પૂરો રસ ચખાશે નહીં

પ્રેમાનદનાં આખ્યાન–કાવ્યોનો મુખ્ય ગુણ તે તેનો 'પ્રસાદ' વાંચતાવેંત વાચક કે શ્રોતાને તે તે રસની પ્રસન્નતા સચોટ અસર કરે છે. પાત્રો શું શું બોલે છે, તેમના મનમાં શું શું થાય છે, બીજાની દૃષ્ટિએ એ કેવાં દેખાય છે–અને તે બધાની અસર આખા આખ્યાનની કથાપર કેવી થાય છે તે, કવિ વર્ણવે છે

બીજી રીતે કહીએ તો, તેમનાં આખ્યાનો એ શ્રાવ્ય નાટકોની જ ગરજ સારે છે. દશ્ય રગભૂમિને અભાવે, મહારાષ્ટ્રી હરિકીર્તનકારો જેવી રીતે જુદાં જુદા પાત્રોની ભૂમિકા પોતે જ રજૂ કરે છે તેમ, પ્રેમાનદ પણ આવી ચિત્રપરંપરા દ્વારા કથાનો ઉકેલ અને સમાપ્તિ સાધે છે.

દરેક આખ્યાનનું પહેલુ કડવુ જોશો તો જણાશે કે પ્રવેશક કે પ્રસ્તાવનારૂપ ભાગમા આખા આખ્યાનની પૂર્વપીઠિકા કવિ સંક્ષેપમાં રચાપે છે; અને પછી તે ઉપર નવરસની ઇમારત ચણે છેઃ અને તેમ કરતાં, જે વાત નીરસ અને લાબાં ટાયલાંથી બીજા કવિઓ કહી શકતા નથી તે, પ્રેમાનદ ઔચિત્યબુદ્ધિથી ટૂંકામાં કહી શકે છે

પ્રેમાનદ, શાસ્ત્રી કે પડિત જેવા ડાહ્યાડમરા અને ગંભીર મુખ-મુદ્રાથી કથા કરનારે નહોતા પ્રસગે પ્રસગે, સ્વાભાવિકતા અને વાસ્તવિકતાને ભૂલ્યા વગર, મર્માળુ હાસ્ય એ રેલાવે છે, અને કેટલીકવાર એ હાસ્યમાં તીખાં કટાક્ષ પણ ભેળવે છે

'સુદામાચરિત્ર'માં સુદામા દ્વારિકા પધારે છે તે વખતે પાછળ બાળકો કાંકરા નાખે છે, ઋષિજી 'હરિહરિ' મુખથી ભાખે છે, પછી

અષ્ટ પટરાણીઓ તેમના વેષ ઉપર વક્રોક્તિ કરે છે: અને સુદામા ઘેર આવે છે ત્યારે તેમને શ્રીજન ઘેરી વળે છે—તે બધા પ્રસંગો મર્મ-હાસ્યથી ઓતપ્રોત છે: વળી 'નળાખ્યાન'માંનો બાહુક, ઋતુપર્ણ અને બાહુક–દમયંતીનો સંવાદ, વક્રોક્તિથી ભરપૂર છે. 'મામેરા'માં નણંદ, સાસુ અને વડસાસુ ખરેખર બિચારી કુંવરબાઈને મન 'દાટ' જ વાળે છે

'રણયજ્ઞ' જેવા વીરરસપ્રધાન કાવ્યમાં, વાનરો અને હનુમાન તથા કુંભકર્ણનાં પાત્રોદ્વારા યુદ્ધની ઘેરી છાયાને હળવી કરવાની કવિને સુંદર તક મળે છે. પ્રેમાનંદીય શલીનું વિશિષ્ટપણું 'રણયજ્ઞ'-ના દસમા કડવામાં–જ્યાં અઘોરી કુંભકર્ણને જગાડવાના પ્રયત્નો થાય છે—ત્યાં સંપૂર્ણપણે ખીલી નીકળે છે. ઘડીભર શ્રોતાઓ રાવણના યુદ્ધના ગંભીર પ્રસંગને ભૂલી જાય છે. કુંભકર્ણનો નિરાંત-વાળો સ્વભાવ ધ્વનિત કરીને, કવિએ હાસ્ય ઉપજાવ્યું છે: કારણ કે, મહા–મહા–પ્રયત્ને ઉઠાડેલો કુંભકર્ણ, કંઈ પણ સમાચાર પૂછતા પહેલાં, નિરાંતે અન્ન આરોગે છે; અને પછી પૂછે છે: તે પણ બહુ જ ઓછા શબ્દોમા. આવા વર્તનમાં રહેલી વિપરીત ચેષ્ટા અને વિચિત્ર આચરણ આપણું ધ્યાન ખેંચે છે.

બીજો પ્રસંગ કુંભકર્ણનો કોપ વર્ણવતાં મળે છે (કડવું ૧૫). વાનરોને એક પછી એક મોંમાં ઓરવા માંડયા. તેમાં હનુમાન પણ આવી ગયો. તે વખતે કુંભકર્ણના સાગર જેવડા પેટમાં બધા અંધારે અટવાતા વાનર કેમ ફર્યા, હનુમાને શું પરાક્રમ કર્યું—વગેરેનું વર્ણન રમૂજ પમાડે છે.

ત્રીજો પ્રસંગ ઇંદ્રજિતના યજ્ઞભંગને નિમિત્તે મળ્યો છે (કડવું ૧૯). ત્યાં વાનરસુલભ અંગચેષ્ટાઓ મનોરંજક રીતે વર્ણવીને, ઘોર યુદ્ધના વાતાવરણમાંથી શ્રોતાઓ ઘડીભર છુટકારાનો શ્વાસ લઈ શકે છે.

પ્રેમાનંદનું ચરિત્રાલેખન સૂક્ષ્મ અને સ્પષ્ટ રેખાઓથી ઊપસી.

આવે તેવું હોય છે. 'મામેરા'માં જ્યાં પહેરામણી આપતી વખતે, આખી નાગરી નાત ભેગી થઈ હોય છે ત્યાં, પ્રેમાનંદ સુંદર શબ્દ-ચિત્રોની હારમાળા આપે છે :—

"બહુ નાની મોટી નાર, મંડપમાંહે મળી;
કરે વાણી છાની વાત, સાકરપેં જ ગળી.
ન્હેતાને કે' 'શ્રી કૃષ્ણ', હસી પરું જોતી;
મુખ ઉપર ળળકે સાર, વેસરના મોતી.
સન્જ્યા સોળ શણગાર, ચરણા ને ચોળી :
જોબનમદભરી નાર, કરે બહુ ઠંઠોળી.
માળા મોતી હાર, ઉર પર ળળકે છે;
જડાવ ચૂડો હાથ, કંકણ ખળકે છે.
સમી રહીઓ છે ચીર, શણગટ વાળે છે :
અણિયાળા લોચન, કટાક્ષે ભાળે છે."

પ્રેમાનંદની સર્જક કળાની ખૂબી જોવા, થોડાંએક સરસ શબ્દ-ચિત્રો અથવા રેખાચિત્રો સંભારવા જેવાં છે. 'મામેરા'માંના દામોદર દોશી બજાજ, 'હુંડી'માંના શામળશા શેઠ—એ તો આપણા ગુજરાતી મહાજનનું જ જીવંત ચિત્ર ખડું કરે છે. પ્રેમાનંદનાં શબ્દચિત્રોમાં સુઘડ વીગતો, રેખાની સ્પષ્ટતા, રંગની સમૃદ્ધિ અને વાતાવરણની અનુરૂપતા તથા સર્જનની વાસ્તવિકતા ખૂબ ધ્યાન ખેંચે છે.

'યુદ્ધકાંડ'મા મુખ્ય ભાગ લેનારાં પાત્રોની હારમાળા 'રણયજ્ઞ'ના કાવ્યમાં તેમણે કામમાં લીધી છે. એમાં પણ રામ લક્ષ્મણ અને હનુમાનની સામે ટક્કર ઝીલે તેવાં રાવણ, કુંભકર્ણ અને ઇંદ્રજિતનાં પાત્રોનું આલેખન એટલું જ સજીવ છે.

કવિનું જનસ્વભાવ અવલોકન પણ ઝીણું અને સુરુચિયુક્ત છે. 'દશમ'માં દહીં વલોવતાં જસોદાજી, બાલકૃષ્ણને રમાડતી ગોપીઓ, માખણ ચોરતા શ્રીકૃષ્ણ, ગોળી ફોડીને ઉજાણી કરતાં ગોવાળનાં છોકરાં—એ બધાં સ્વભાવદર્શનનાં સુંદર ચિત્રો છે.

બાલકૃષ્ણનાં તોફાનો અને ભાતભાતની બાળલીલાઓ-એ બધું ઘરઘરમાં દેખા દેતા સનાતન અને નિત્યબાલક બાળકૃષ્ણની લીલાને નિમિત્તે જ પ્રેમાનંદે ગાયું છે: તેથી જ આખો નાગદમનનો પ્રસંગ, ગોળી ફોડયાનો પ્રસંગ, ઊખળબંધનનો પ્રસંગ, અને એવા એવા અનેક પ્રસંગોનું વાચન, આજે પણ ભાવિક માતાઓની આંખમાંથી આંસુ પડાવી શકે છે!

કવિની બીજી ખૂબી તેમની સંગીતપૂર્ણ દેશીઓની યોજના: જેમ કાલિદાસ કવિ 'અજ-વિલાપ' તથા 'રતિ વિલાપ'ના કરુણ પ્રસંગો, 'વૈતાલીય' કે 'વિયોગી' વૃત્તના પ્રલંબ સૂરોમાં રેલાવે છે, તેમ પ્રેમાનંદ અત્યંત કરુણ માટે 'મેવાડા રાગની દેશી' વાપરે છે.

'નળાખ્યાન'માં દુઃખી દમયંતીને ઓલામાંથી ચૂલામાં પડતી વર્ણવી કરુણ રસને ધાડો કર્યો છે:—

> 'દેખાડી દીધી હો, કળિએ સુંદરી:
> ધાયા વેપારી હો, લાવ્યા બંધન કરી
> ગડદા ને પાટુ હો, પહાણા ને લાકડી;
> એણીપેરે મારી હો, અબળા બે ઘડી'

'દશમ સ્કંધ'માં કંસ દેવકીને આકાશવાણી થયા પછી મારવા જાય છે ત્યારનું વર્ણન પણ આ જ દેશીમા છે:

> "વલવલે દેવકી હો, વીરાને વલવલી,
> માનને માગે હો, મુખે દશ આંગળી
> ભાઈ! તેં ઉછેરી હો, ન-માઈ હું રાંકડી.
> કેમ સહું રાતી રાતી હો, વીરાજીની આંખડી?
> તંબોળ ખરચ્યાનો હો, સકાયો નથી સાવલિયે!
> છઉં હું કોડભરી હો, લાગું તારે પાવલિયે-"

એટલે, અમુક રસ સારુ, અને અમુક તરેહનાં વર્ણનો સારુ, કવિ અમુક નક્કી કરેલી 'દેશી' જ યોજે છે, તેથી તેમની કવિતા વધારે અસરકારક બને છે.

કાર્યનો વેગ બનાવવા કવિ પોતાની ખાસ ચોપાઈ–'ત્રણ તાલની ચોપાઈ'–વાપરે છે: ઉદાહરણ: કૃષ્ણનો જમુનામાં ઝંપાપાત થયો, તે સમાચાર, નંદ–જસોદાને પહોંચે છે તે પ્રસંગ લઈએ.

—"એવે ગોવાળા શ્રી ગોકુળ ગયા.
ત્રાહે ત્રાહે કરી જિહ્વા કરો, મસ્તક પીટે ને કર ઘસે!
લોક સંભ્રમિત ધ્યારે ભર્યા, 'શું બેઠા નંદ?' બાળક ઉચ્ચર્યા.
"વરત્યું વિપરીત, વિસ્મય વાત, કૃષ્ણે કીધો જમુનામાં ઝંપાપાત!
વાર્તા ચડ્યો કદમની ડાળ, પુત્ર તમારો ગયો પાતાળ!"

શાંત રસ માટે, શાંત રીતે વહી જતી "દેશી" એ ગો છે. જે કૃષ્ણની બાળલીલાનું વર્ણન જોઈએ:—

"અમૃતરયો ગોપી ઘર જાય રે, બાલુ બાળકું વૈકુંઠરાય રે:
ભિક્ષુક થઈને ગોરસ જાચે રે, માખણ માટે થેઈ થેઈ નાચે રે.
કાંઈ આપી પાછું લીએ ઝૂંટી રે, ગોપી ખણે ગાલમાં ચૂંટી રે:
વહાલો સહુના ઘરમાં પેસે રે, જે લેઉ ત્યા જમવા બેસે રે.
ખારું ખાટું અન્ન અલૂણું રે, હરિને અમૃતપેં લાગે મીઠું રે:
મજવધૂને વહાલો થાય રે, અંતે કાંઈ એક ચોરી જાય રે."

પ્રેમાનંદે વ્યાસ–વાલ્મિકીનાં પાત્રો લઈને, તે ઉપર પોતાના સમયના જનસ્વભાવનું તથા તે સમયની પરિસ્થિતિનું સંમિશ્રણ કરીને વાંચનારની આંખ આગળ સંસાર–ચિત્રપટ ધર્યો છે. એટલે જ કવિનાં પાત્રો તથા એમનાં આખ્યાનોનું વાતાવરણ, એમના રસદેશનાં હવાપાણી, એમનો કાવ્યપ્રવાહ–સૌ ગુજરાતી જ છે. એમની કવિતામાં તેથી ગુજરાત ગુજરાતીઓ અને ગુજરાતણો જ ઊભરાય છે. તેને લીધે એમનાં આખ્યાનો પ્રત્યે આપણને આગવી મમતા જાગે છે.

આ દૃષ્ટિએ, પ્રેમાનંદ આપણા એક મહાન સમાજ–વિધાયક છે. ગુજરાતને વાણી અને ભાવદ્વારા એકતા અર્પનાર સાહિત્યકારોમાં તેમનું સ્થાન મોખરે છે: કારણ કે કવિની મહત્તા તેની કાવ્ય–અસર ઉપરથી મપાય છે.

કવિનાં કાવ્યો દેશભરમાં એવાં પથરાઈ ગયાં છે કે જેમને આપણે અભણ કહીએ એવી સ્ત્રીઓ પણ એમનાં લોકપ્રિય આખ્યાનોને મોઢે કરીને અથેતિ ગાઈ શકે છે ગુજરાતી સમાજના આ માનીતા કવિએ અભણ પણ સસ્કારી સ્ત્રીહૃદયમા એવુ સ્થાન મેળવ્યુ છે કે એમના આખ્યાનો મુખપરપરાથી બહેનોને વારસામા મળ્યે જાય છે આજે પણ એમનુ 'મામેરુ' ગાનારી બહેનો વડોદરામા છે: જેમને સીમન્ત પ્રસગે બોલાવી, તે ગવરાવીને સાંભળવામા પણ આવે છે તેમના અસલી ઢાળની ગીતપદ્ધતિ રેકર્ડ કરાવવા જેવી છે.

કવિના ઘણાખરાં આખ્યાનો તો એક રીતે ગુજરાતમાં પૂજાય છે એમ કહીએ તો પણ ચાલે ગુજરાતના શહેરો અને ગામડાઓના અનેકાનેક કુટુબોના ભીનાઈ (ચૈત્ર-વૈશાખ) 'ઓખાહરણ' વિના, શ્રાદ્ધપક્ષ નરસિંહ મહેતાના પિતાના ''શ્રાદ્ધ વિના, સીમન્તના પ્રસગો કુવરબાઈના 'મામેરા' વિના, ચાતુર્માસ 'દશમસ્કધ' વિના, નવરાત્ર 'દેવીચરિત્ર' વિના, દર શનિવાર 'સુદામાચરિત્ર' વિના, અને રવિવાર 'હુડી' વિના, ભાગ્યે જ ખાલી વીતતા હશે શોકમા દિલાસારૂપ 'નળાખ્યાન'નુ પારાયણ આજે પણ ભક્તિભાવપૂર્વક ગામડાઓમા થાય છે. ધન્ય છે પ્રેમાનદને કે જેના કાવ્યસમુદ્રમા પવે પવે સ્નાન કરવાને આટલા બધા જીવ ધાઈને આવે છે; અને શુદ્ધ, કોમળ તથા ભક્તિમાન થઈને સસારમાં પાછા વળે છે

વર્તમાન યુગના કયા કવિને આટલી ધાર્મિકતા અને લોકપ્રિયતા વરી છે?

મોટે ભાગે કવિ પોતાના યુગમા જ ઊભો રહી, પોતાના યુગને ઓળખી, પોતાના યુગની જનતાને આગળ ખેચે છે પોતાના યુગને જેટલે અશે એ આગળ ખેચી જાય તેટલે અશે તેની અસર જીવન્ત ગણાય કેટલાક કવિઓ દસકા જીવે છે, કેટલાક સૈકું કાઢે છે, સૈકાથી પણ વધારે જીવતા કવિઓ ખરેખર મહાન છે પ્રેમાનંદને આ કસોટી-

થી, એક મહાન કવિ કહી શકાય. પ્રેમાનંદની મહત્તા આજનો યુગ ન સ્વીકારે તો તે ઇતિહાસને અન્યાય કરે છે.

મધ્યકાલના સમયના ગુજરાતને એકત્ર અર્પતું બલ, સાહિત્યનું બલ હતું. આર્યસંસ્કૃતિને પુનર્જીવન અર્પતો, હિંદુ–મુસ્લિમ સંસ્કૃતિનાં ઘર્ષણો હળવાં બનાવતો 'ભક્તિમાર્ગ'–જે સમયે હિંદને એક દોરીથી સાંકળી લેવા મથતો હતો, ત્યારે એ જ દોરીએ વળગીને હિંદી, ગુજરાતી, મરાઠી, બંગાળી–વગેરે બોલીઓ દ્વારા હિંદના પ્રાંતો પણ ઘડ બનતા જતા હતા. અને એકતા–વિશિષ્ટતા ધારણ કરતા જતા હતા. હિંદને ઐક્ય આપવાના સુદૃઢ પાયા રચાયા જતા હતા. પ્રાન્ત પ્રાન્તની વાણીને ઘડનારા કવિઓ આપણા મધ્યયુગના મહાસર્જક હતા, એમ કહેવામાં સંકોચ ન હોવો જોઈએ.

એકંદરે, પ્રેમાનંદ કવિ તેમનાં આખ્યાનોથી અને તેમાંનાં શબ્દ-ચિત્રોથી જીવે છે: અને ગુજરાતી ભાષા વંચાશે ત્યાં સુધી જીવશે. ઉષા–અનિરુદ્ધ, નળ–દમયંતી, મદાલસા–ઋતુધ્વજ તથા ચંદ્રહાસ–વિષયા જેવાં પ્રેમી વરવહુ: પુત્રઘેલાં નંદ–જસોદા અને વસુદેવ–દેવકી, સંસારડાહ્યાં સાસુ–વહુ, ન્યાતના લોકો–વગેરે, દરેક ઘરનાં પાત્રોનો પરિચય તેમણે કરાવ્યો છે. વળી 'હુંડી'માંના શામળશા શેઠ, 'મામેરા'માંના દામોદર દોશી અને નરસિંહ મહેતાની વહેલ, ઋતુપર્ણનો રથ અને બાહુકના ઘોડા, 'નળાખ્યાન'મા હંસને પકડવા જતી દમયંતી, 'ચંદ્રહાસ આખ્યાન'માં જમાની કસેથી છોડીને કાગળ વાંચતી વિષયા, 'સુદામા ચરિત્ર'માં સુદામાનો દ્વારકાપ્રયાણ વખતનો ભક્ત-વેષ, 'રણયજ્ઞ'માંના કુંભકર્ણ અને હનુમાનના અમાનુષી વેષ–એ બધાં શબ્દચિત્રો એવાં સાચાં અને આંખ આગળ તરવરી રહે એવાં છે કે એ ચિત્રો ગુજરાતી સાહિત્યમાં ચિરંજીવ રહેશે.

આજથી નિદાન ત્રણસો વર્ષ ઉપર થઈ ગયેલા પ્રેમાનંદ કવિ ? ભાષાના ઉપાસક, અનન્ય ભક્ત અને પ્રાસાદિક કવિ હતા.

તેમની કવિતા જનસમાજ માટે લખાઈ હતી અને જનસમાજે જ તેની ખરી કદર કરી છે.

પ્રેમાનંદ કવિનો નંદુરબાર–નિવાસ સં. ૧૭૨૯ થી આરંભી સં. ૧૭૪૫ સુધી હતો એમ માનવું પડે છે; કારણકે તે જ વર્ષમાં શંકરદાસ દેસાઈનું અવસાન થયું હતું. સં. ૧૭૪૧ની 'રણયજ્ઞ'ની રચના પાછળ, શંકરદાસની પ્રેરણા હતી, તેનો સ્પષ્ટ નિર્દેશ મળે છે:

"દેસાઈ મહેતા શંકરદાસે મુજને આજ્ઞા દીધી જી":
'કથા કાંઈ કીધી હતી પૂર્વે, તે વિસ્તારી દીધી જી."

સં. ૧૭૪૨ માં શંકરદાસનાં પત્નીનું અવસાન થતાં તેમને આશ્વાસનરૂપે તેમણે 'નળાખ્યાન' રચ્યું: મૂળ કથામાં, પાંડવોના મનના સમાધાન માટે, બૃહદશ્વ મુનિએ એમની કથા કહી હતી. તે જ ઉદ્દેશ પ્રેમાનંદે શિષ્ટકાવ્યની રચના કરીને પાર પાડ્યો

## 'આખ્યાનકાવ્ય'નું સ્વરૂપ+

'આખ્યાનકાવ્ય' એ 'આખ્યાન' અને 'કાવ્ય' બન્ને છે. તેથી તેમાં બન્નેના ગુણ આવવા જોઈએ આલંકારિકોએ 'આખ્યાન'નું લક્ષણ સંક્ષેપમાં એમ સમજાવ્યું છે કે 'आख्यानं पूर्ववृत्तोक्तिः।' પૂર્વે બની ગયેલા કોઈ પણ બનાવનું કથન–એટલી જ એની વ્યાખ્યા છે. એ કથન ગદ્યમાં કે પદ્યમાં પણ હોય સંસ્કૃત સાહિત્યમાં શુદ્ધ ઇતિહાસ અને પૌરાણિક કથાપ્રસંગો વચ્ચે ભેદ રાખવામાં નથી આવતો. તેથી પૂર્વવૃત્તાંતમાં માત્ર ઉત્પાદ્ય કે કાલ્પનિક વસ્તુ ન હોવી જોઈએ એટલો જ ભેદ ધ્યાનમાં રાખવાનો છે.

આખ્યાન શબ્દ 'आ समंतात् ख्यानम्'–એટલે સર્વ રીતે વિસ્તારીને કથન કરવું–એવા અર્થના આ + ખ્યા ધાતુ ઉપરથી સિદ્ધ થયો છે.

+ વિસ્તૃત વિવેચન માટે જુઓ, મારું પુસ્તક "ગુજરાતી સાહિત્યનાં સ્વરૂપો–પદ્યવિભાગ" (૧૯૫૪): "આખ્યાન": પૃષ્ઠ ૧૪૨–૧૭૧.

'આખ્યાન' શબ્દ 'ઉપાખ્યાન'ને મુકાબલે સમજવાનો છે: કારણ કે મુખ્ય વસ્તુના અનુસંધાનમાં જે માત્ર આડકેથા અથવા અવાન્તર પ્રસંગ જેટલું મહત્ત્વ ધરાવે છે—તે જ નાના વસ્તુને વિસ્તારીને, નવેસર રસભરી વાણીમાં તેને પલ્લવિત કરવું એ 'આખ્યાન'નું મુખ્ય ધ્યેય હોય છે.

રામાયણના 'અરણ્યકાંડ'માં તેમજ મહાભારતના 'વનપર્વ'માં અનેક આખ્યાયિકાઓ અને ઉપાખ્યાનો ગૂંથી લેવામાં આવેલાં છે. તેવામાંના એકાદને, સ્વતંત્ર રીતે કોઈ કાવ્ય, નાટક કે આખ્યાનનો વિષય કવિઓ બનાવે છે. જેમકે મહાભારતનું 'શકુન્તલોપાખ્યાન' કાલિદાસના 'શાકુન્તલ'નો મૂલ આધાર છે: છતાં, પિતા અને પુત્ર વચ્ચે જેટલું મૂલગત સામ્ય હોય તેનાથી વધારે મળતાપણું, 'ઉપાખ્યાન' અને 'આખ્યાન' વચ્ચે હોતું નથી. બીજું પ્રસિદ્ધ દૃષ્ટાંત 'નલોપાખ્યાન'નું છે તેના ઉપરથી સ્વતંત્ર મહાકાવ્યો, નાટકો તથા આખ્યાનો રચાયાં છે; તે બધાનો બીજરૂપ આત્મા એક હોવા છતાં, તેનાં અવનવીન કલેવરનાં ઓજસ, પ્રસાદ, તથા માધુર્ય વગેરેમાં, ન ઓળખાય તેટલી નવીનતા પ્રવેશેલી જોઈ શકાય છે.

'મનુસ્મૃતિ'માં શ્રાદ્ધકર્મનો પ્રસંગ વર્ણવતાં કહ્યું છે કે "શ્રાદ્ધક્રિયા થઈ રહ્યા પછી અને બ્રહ્મભોજન થયા બાદ, 'આખ્યાન'નું શ્રવણ કરાવવું:"

स्वाध्यायं श्रावयेत् पित्र्ये, धर्मशास्त्राणि चैव हि ।

आख्यानानीतिहासांश्च, पुराणानि खिलानि च ॥ मनु० ३–२३२ ॥

આમ આખ્યાનના વાચનને એક પવિત્ર ક્રિયા ગણવામાં આવતી હતી: એટલું એનું મહત્ત્વ ધ્યાનમાં લેવા જેવું છે.

ઉપરના શ્લોકમાં 'શ્રાવયેત્' પદથી સમજાય છે કે આખ્યાન સ્વયં 'પાઠ્ય' નથી, પણ સર્વથા 'શ્રાવ્ય' છે શ્રોતાઓ સમક્ષ

હોવાં જોઈએ. શ્રવણ કરાવવામાં આખ્યાનની ગેયતા ખૂબ મદદ કરે છે: તેને લીધે જે રસ જામે છે તેથી કદાચ વસ્તુ નબળું હોય તો તે ઊણપ પણ ઢંકાઈ જાય છે.

આખ્યાનનો વિષય 'લોકખ્યાત' હોવો જોઈએ–એમ આગ્રહ રાખવાનું કારણ એ કે, શ્રોતાઓને એ પૂર્વવૃત્તની અથવા પ્રસંગની રૂપરેખાઓ પરિચિત હોવાથી, તેમને વર્ણ્યવિષયમાં પ્રવેશ કરતાં વાર લાગતી નથી.

'આખ્યાન કાવ્ય' પાઠ્ય કાવ્યને મુકાબલે સર્વથા શ્રાવ્ય હોવાથી, તેમાં અભિનેયતાને પૂરો અવકાશ રહે છે: આખ્યાનકારને તેથી જુદાં જુદાં પાત્રોના પ્રસંગોનું તથા ખુદ પાત્રોનું આલેખન જાતે જ ઉપજાવવું પડે છે: અને એ રીતે 'अवस्थानुकृतिर्नाट्यम्।' એ કાવ્યખંડમાં કહ્યા પ્રમાણે, તે તે પાત્રની અવસ્થાનું વર્ણન કરતી વખતે 'નાટ્યત્વ' ધારણ કરવું પડે છે.

'આખ્યાન' મુખ્યત્વે શ્રાવ્ય હોવાથી, એ વિશિષ્ટ પ્રકારનું નિરૂપણ માગી લે છે. 'કાવ્ય' પરોક્ષ રીતે રસાવિષ્કાર નિષ્પન્ન કરે છે: ત્યારે 'આખ્યાન' પ્રત્યક્ષ રીતે રસની જમાવટ કરે છે. 'કાવ્ય'નો આનંદ વાંચીને, પઠન કરીને મેળવાય છે; ત્યારે 'આખ્યાન'માં તે શ્રવણદ્વારા મેળવાય છે: તેથી જ અભિનેયતાથી તેના રસને સ્વાભાવિકી પુષ્ટિ મળે છે.

આખ્યાન કાવ્યમાં, એક કરતાં વધારે રસ અને એક કરતાં વધારે પ્રસંગોની સંયોજના દ્વારા, રસસૃષ્ટિ ઊભી કરી શકાય છે: અને તે માટે ભાવને અને પ્રસંગોને અનુરૂપ છંદો અથવા લયોને યોજવાથી, એનું કથન વધારે સ્વાભાવિક, વધારે સચોટ અને ઔચિત્યપૂર્ણ બનાવી શકાય છે.

પ્રસંગો જાણે સાચેસાચ બનતા હોય, અનુભવાતા હોય, ભજવાતા હોય એ રીતે ચિત્રાત્મકરૂપે નિરૂપાવા જોઈએ તેથી તેમાં વાતાવરણને

યોગ્ય વર્ણનદ્વારા તથા પ્રસંગોને ઉચિત સંવાદોદ્વારા ખીલવવા ઘટે છે. બધા પ્રસંગો એક જ પરિણામને અનુલક્ષીને ગૂંથાવા જોઈએ, જેથી તેનો અંત પણ સ્વાભાવિક અને કુદરતી લાગે.

'આખ્યાન'ની ભાષા પંડિતભોગ્ય નહિ પણ લોકગમ્ય, સરલ અને ગૃહગત–'ઘરગથુ'–સામાન્ય ઘરમાં બોલાતી હોવાથી, તરત સમજાય એવી,–સ્વાભાવિકી હોવી જોઈએ.

કાવ્યની જેમ આખ્યાનદ્વારા આનંદ મળવા ઉપરાંત તેના શ્રવણથી ધર્મ, નીતિ, સદ્દગુણ વગેરેની પરોક્ષ કેળવણી પણ શ્રોતાઓને શ્રવણસુલભ બને છે તેથી જ આખ્યાનને, પ્રાકૃત સમાજને માટે કાવ્ય–ગગનમાં વિહાર કરાવે તેવું 'વિમાન' કહીને ઓળખાવ્યું છે.

ટૂંકામાં, આખ્યાનના પ્રસંગો વાસ્તવિકરૂપે, મૌલિક રીતે તથા રસ અને અલંકારયુક્ત ચિત્રાત્મક શૈલીમાં નિરૂપાવા જોઈએ. તો જ આખ્યાન 'અખંડલહરી' બની શકે: વાર્તારસ અખંડ રીતે નાયકના જીવનની આસપાસ વણાયેલ હોવો જોઈએ: અને વાતાવરણમાં પ્રતીતિજનકતા ઉપજાવવી જોઈએ

સર્વાનુભવલક્ષિત–એને આખ્યાનકાવ્યની પ્રથમ યોગ્યતા માનવી પડે. આખ્યાનનું વસ્તુ 'ખ્યાતવસ્તુ' હોવા છતાં, આખ્યાનકાર કેવળ મૂળ કથાનો જ વફાદાર નિરૂપણ કરીને બેસી રહેતો નથી; પરંતુ તેમાં પોતાના જમાનાના રંગઢંગ, સ્વભાવાલેખન વગેરેની રસભરી ફૂલગૂંથણી એ ઉમેરે છે

પ્રસંગોની રસમય ગૂંથણી, પાત્રવૈવિધ્ય, પાત્રવિકાસ, રસની ઉચ્ચ મનોરંજક જમાવટ, તથા ગેય પદો દ્વારા 'આખ્યાન,' શતદલે વિકસે છે; અને મનોરમ બનવાથી તે લોકપ્રિય પણ બને છે.

સંસ્કૃત સાહિત્યનાં 'મહાકાવ્યો' અને પ્રાકૃત 'આખ્યાનો'માં ઉપરલાં સમાન લક્ષણો મળી આવે છે. વર્ણનની પ્રભા, કથનપ્રથન-

શૈલી, પ્રસાદ, સુવાચ્યતા અને સરલતા—આટલું એમાં સર્વસામાન્ય છે. સંવાદના સ્વરૂપમાં ઇતિહાસ કે દેવકથાનું કથન, સ્વતંત્ર પાત્રાલેખન, અર્ધ–મહાકાવ્યાત્મક અને અર્ધ–નાટ્યાત્મક આલેખન, લોકકથાની જેમ પ્રસંગપરંપરાથી વિભૂષિત શૈલી અને ક્રિયાનો વેગ–આ પ્રકારનાં તત્ત્વો ઓછેવત્તે અંશે 'આખ્યાન'ની સ્વરૂપ–ઘટનામાં પ્રતીત થાય છે.+ 'આખ્યાનકાવ્ય'માં જો ક્રિયાનો વેગ શિથિલ થઈ જાય પ્રસંગોની ગૂંથણીમાં રહસ્ય અને જિજ્ઞાસાને એક પગે કરી મૂકવાની શક્તિ ન હોય, 'હવે શું થશે? હવે શું આવશે?'–તે જાણવા શ્રોતાઓની કુતૂહલવૃત્તિને ઉત્તેજીને સંતોષાય નહીં તો, આખ્યાનની અસર મોળી થઈ જવાનો ભય છે.

ગુજરાતી સાહિત્યમાં આખ્યાનપ્રથા બહુ જૂની છે. તેના આદ્યકવિ તરીકે નરસિંહ મહેતાને ગણી શકાય. તેમના પછી ભાલણ, નાકર વગેરેએ એ કથનશૈલીને ચાલુ રાખી છે. અને પ્રેમાનંદના હાથમાં આવ્યા પછી તે સર્વશ્રેષ્ઠ બની છે. તેમના પછી છેક દયારામ સુધી એ શૈલીનાં રસળતાં ઝરણાં જોઈ શકાય છે: છતાં તે રેતીના રણમાં સમાઈ જતી–લુપ્ત થઈ જતી–સરસ્વતી જેવાં જ.

દલપત–નર્મદે, અને છેક નરસિંહરાવે પણ એ શૈલીમાં પ્રાણ પૂરવાના પ્રયોગો કર્યા છે ખરા; પરંતુ વર્તમાન છાપખાનાં અને મુદ્રિતગ્રંથોના યુગમાં એ શ્રાવ્ય કાવ્યશૈલીનાં પુનર્મંડાણ થવાં અશક્યવત્ લાગે છે: જો કે આખ્યાનશૈલીની વેધકતા અને સચોટતાએ કેશવ હર્ષદ ધ્રુવને 'મેઘદૂત'નો અનુવાદ કરવામાં, તેમજ સાંપ્રત જમાનાના પ્રસંગોને લોકગમ્ય કરનારાં 'વૈશંપાયનની વાણી' તથા 'નારદ વાણી' જેવાં આખ્યાનશૈલીના પુનર્વિધાનનાં પગરણની નોંધ લીધા વિના, સાહિત્યના ઇતિહાસકારને ચાલવાનું નથી.

+ 'આખ્યાનકાવ્યની શૈલી' સંબંધી વિગતવાર ચર્ચા માટે જુઓ, પ્રો. ડોલરરાય માંકડનો 'વાણી,' અંક ૧ માંનો લેખ.

નરસિંહ મહેતા (સં. ૧૪૭૦-૧૫૨૫)નાં 'સુદામાચરિત્રનાં' પદો અને 'ગોવિંદગમન', તે પછી ભાલણ (સં. ૧૪૯૦-૧૫૭૦)નાં ટૂંકાં આખ્યાનો; કર્મણમંત્રીનું 'સીતાહરણ' (રચનાસંવત ૧૫૪૧), નાકર (સં. ૧૫૫૦-૧૬૩૦)નાં આખ્યાનો, વગેરેએ–આખ્યાનશૈલીના વિકાસમાં નાનોમોટો ફાળો આપ્યો છે; છતાં તે પદ્ય-પ્રકારનું પૂર્ણ વિકસિત સ્વરૂપ તો પ્રેમાનંદ (સં. ૧૭૦૦-૧૭૭૫)નાં શ્રેષ્ઠ 'આખ્યાનો'માં જ જોવાને મળે છે

પૌરાણિક ઉદ્બોધનને લીધે, તથા રામાનંદીય ભક્તિના ઉત્સાહમાં, દેશીભાષામાં ધર્મોપદેશ કરવાનો જુવાળ આવ્યો. સ્ત્રી, શૂદ્ર તથા અભણ પ્રાકૃત જનોના હિતની ખાતર સંસ્કૃત કાવ્યપુરાણોમાં રહેલા વિચારો તથા કથા-પ્રસંગોને લોકગમ્ય કરવાનું કાર્ય પ્રારંભદશાના સોળમા તથા સત્તરમા શતકના કથાકારોએ કર્યું હતું. તેઓ મૂળ સંસ્કૃત પ્રાકૃત કે અપભ્રંશમાથી કેવલ સારગ્રાહી સીધા અનુવાદો કરતા હતા વસ્તુકથન એ એમની ખાસ નેમ હતી-વસ્તુનો રસ એમની રચનાનો મુખ્ય રસ હતો; કાવ્યશાસ્ત્રનો રસ ગૌણ હતો

સ્વતંત્ર કાવ્યો તરીકે વાંચવા માટે જે આખ્યાનોનું નવવિધાન તથા નવસર્જન થવા માંડયું તે ભાલણના સમયથી; કારણકે એમની રચના વસ્તુલક્ષી હોવા ઉપરાંત, રસલક્ષી પણ બની; અને તેથી મૂળમાં ખૂટતાં રસનાં સ્થાનોને તેમણે સર્જ્યાં; નવા પ્રતીતિજનક પ્રસંગો ઊમેર્યાં સમકાલીન જીવનનું ભરત, કથાના સાદા પોત ઉપર ભર્યું; અને તેને સો એ સો ટકા 'ગુજરાતી' બનાવ્યાં *

'કથા વ્યાસ' અથવા 'પૌરાણિક' કે 'માગરિયાભટ્ટ'નું સ્થાન મધ્યકાલીન ગુજરાતી સમાજમાં બહુ અગત્યનું હતું. 'વ્યાસ વેશ્યાની

*સરખાવો 'What was an Akhyayika, became a new and distinct literary from—an Akhyana, with contempo rary sentiments and characters altered to suit them " – K. M. Munshi 'Gujarat & Its Literature' (1935) P. 119

એક જ પેર, વિદ્યા બેટી ઊકરી ઘેર.'–એ છપ્પામાં અખા ભક્ત તેમને સંભારે છે. સં. ૧૮૦૦ પછી થયેલા કૃષ્ણરામ ભટ્ટે એ પ્રથાને કંઈક હીણી નજરે નિહાળી છે :—

> વાટે વાટે વ્યાસ, થઈને માણ વગાડે,
> આઠેક બેઠા પાસ, તે તાળીઓ પાડે !'

છતાં આજે પણ, રામાયણ મહાભારતની કથા સંભળાવનાર કથાવ્યાસો મળી આવે છે ખરા.

કવિ ન્હાનાલાલનાં 'અપદ્યાગદ્ય'માં રચાયેલાં નાટકો બાબત શ્રી. મુનશી એવો મત વહેતો મૂકે છે કે : "આ નાટકોને, તેની એકધારી ડોલનયુક્ત ગદ્યશૈલીમાં એકાંતમાં વાંચતાં, એકતાનતા લાગે છે; પરંતુ જો તેને જ કથાકાર પુરાણીઓ જેવી, કોઈ સંગીતમય લહેકાવાળી શૈલીમાં–હરિકીર્તનકારો 'અનુષ્ટુપ' જેવા છંદો જેમ લલકારે છે તેમ–તેમાંના પ્રસંગને અને તેમાંની કવિતાને જોરથી વાંચી સંભળાવવામાં આવે તો તેનો રસ, પ્રેમાનંદકાલીન 'આખ્યાન' કાવ્ય જેવી ચારુતા ઉત્પન્ન કરી શકે છે. આખ્યાનમાં જેમ ગીત અથવા 'દેશી'ની ગૂંથણી હોય છે : અને પાત્રોના સંવાદો દેશીઓ દ્વારા આગળ વધે છે તેમ, કવિનાં નાટકોમાંનું ગદ્ય પણ એવી જ અસર ઉપજાવવા સમર્થ છે. આખ્યાનમાં જે જે વર્ણનો, નાટ્યસૂચિઓની જેમ, વાતાવરણ ઉપજાવવા યોજેલાં હોય છે તેમ, તેમનાં નાટકમાં પણ લાંબી નાટ્યસૂચિઓ હોય છે. આખ્યાનના વસ્તુની વહેંચણી 'કડવાં'માં કરવામાં આવે છે; તેને નાટકમાં 'અંક' અને 'પ્રવેશ'રૂપે રજૂ કરવામાં આવે છે. પરિણામે, 'આખ્યાન' અથવા 'ખંડઆખ્યાન'–થોડુંક ગદ્ય, થોડુંક પદ્ય–સંસ્કૃતમાંના 'ચંપૂકથા'ના ઢાળાનું–આ બધું લાગે છે. અને આ સાહિત્યપ્રકાર અર્ધપાઠ્ય અને અર્ધશ્રાવ્ય—એવા મિશ્ર પ્રકારનો જન્મે છે, તેથી દશ્યતત્ત્વ ઓછું થાય છે. "—શ્રી. મુનશીનો આ મત, વિચારપ્રેરક છતાં ચિન્ત્ય છે.

વર્તમાન પેઢી—ઓઓ, પુરુષો તથા જુવાનો અને બાળકો—આ પેઢીને મહાકવિ પ્રેમાનંદનાં આખ્યાનોમાં નવેસર રસ લેતી કરવાની જરૂર છે. મોટેભાગે પાઠ્ય અને શ્રાવ્ય—એટલે એક જણ કોઈ કવિતા સંભળાવે, અને તેનો રસિયો શ્રોતાવર્ગ તેનું શ્રવણ કરે: એ પ્રકારની આપણી કવિતા સર્વાનુભવલક્ષી રચાઈ છે. પ્રેમાનંદનાં આખ્યાનોને તેમણે યોજેલી 'દેશીઓ'ના અસલ ઢાળમાં ગાઈ બતાવનાર કીર્તનીઆઓની જનતાને આજે ખૂબ જરૂર છે.

આજના જગતની ઝડપ સર્વપ્રકારની મહત્તાને ટૂંકી બનાવી દે છે. આપણા સેનાપતિઓ, મુત્સદ્દીઓ, નેતાઓ અને સાહિત્યકારો જોતજોતામાં ભુલાઈ જાય છે. નવી વ્યક્તિઓ મહત્તાના આકાશમાં ઊગી નીકળે છે: પરંતુ અસ્ત અને ઉદયની આ ત્વરા ૧૮ મી સદીમાં વધી; અને ૨૦ મી સદીમા તો તેણે વીજળીનો વેગ ધારણ કર્યો છે. એ પહેલાંના યુગમાં, મહત્તા વધારે સ્થિર રહી શકતી હતી.

શેકસપીઅરની વિશ્વવ્યાપી એવી 'ચારસો વર્ષોની જયંતી' હમણાં જ ઉજવાઈ ગઈ. મહાકવિ પ્રેમાનંદ, આપણા ભારતમાંની ચૌદ પ્રમુખ પ્રાદેશિક ભાષાઓમાંની એક, એવી ગુજરાતી ભાષાના 'શિષ્ટ' (ક્લાસિક) કવિ થઈ ગયાને પણ ત્રણસો ઉપરાત વર્ષો થયાં છે. સંવત ૧૭૨૦માં કવિનું 'લક્ષ્મણાહરણ આખ્યાન' રચાયું હતું. ત્યારથી, ચાલુ સંવત ૨૦૨૨ માં ગણતાં 'પ્રેમાનંદ ત્રિશતાબ્દી મહોત્સવ' ઉજવવા માટે ગુજરાતને યોગ્ય કારણ પ્રાપ્ત થયું છે. ગુજરાતી ભાષાના રસિયાઓ આ ઉત્સવને ઘટતી રીતે ઊજવે એમ ઇચ્છવું વધારે નથી.

છાપખાનાંની શોધ પહેલાં, સ્વરચિત કે પછી અન્ય—રચિત આખ્યાનકાવ્ય સંભળાવનાર કવિની, સમાજને પ્રત્યક્ષ જરૂર પડતી હતી. જો કે નવા યુગમાં જનતા માટે પુસ્તકો સુલભ બની ગયાં છે; છતાં જે રસાસ્વાદ પહેલાં મળતો હતો, જે જીવનસંપર્ક અનુભવાતો હતો. જે સાહિત્યરસ સામાન્ય મનુષ્યના જીવનને સંસ્કારી બનાવતો હતો—તે બધું, છાપખાનાંની શોધ પછી, એકાએક બંધ પડી ગયું છે!

નવા જમાનામાં તેથી જ મધ્યકાલીન 'આખ્યાન'ની જરૂર ન રહી મધ્યકાલમાં ધર્મથી આખું જીવન સંકળાયેલું હતું; પણ બ્રિટીશરોના આગમન પછી જીવનનાં ઐહિક ક્ષેત્રો વધ્યાં, અને તે વિશાલ બન્યાં. ધર્મ તરફ વિમુખતા વધી; તેથી 'આખ્યાન' જેવા વિશિષ્ટ સાહિત્યપ્રકારને સાંપ્રત જીવનમાં સ્થાન રહ્યું નહી. અપવાદ-રૂપે પ્રેમાનંદનાં કેટલાંક આખ્યાનોનાં પારાયણ, આજે પણ પ્રસંગે પ્રસંગે થયા કરે છે: પ્રેમાનંદની કાવ્યકલાની સિદ્ધિ અને વિજય એનાથી અધિક શેમાં હશે?

ગુજરાતી આખ્યાન'નો બાહ્ય દેહ ઘણો જ સાદો હોય છે: સંસ્કૃત 'મહાકાવ્ય'માં આશીર્વાદ, નમસ્ક્રિયા કે વસ્તુનિર્દેશ કરીને કાવ્યનો પ્રારંભ થાય છે તેમ, 'આખ્યાન'માં પણ પહેલાં નમસ્ક્રિયા કે વસ્તુનિર્દેશ કર્યા પછી, મૂલ આખ્યાનનો પ્રારંભ કરવામાં આવે છે: આમ કરીને, શ્રોતાઓને કથાશ્રવણ માટે એકાગ્ર કરવાનું કાર્ય સાધી શકાય છે.

આખ્યાનની રચના 'દેશી'બદ્ધ પદ્યમાં હોય છે: અને આખા આખ્યાનને 'કડવાંમા વહેંચેલું હોય છે: 'કડવું' એટલે અમુક કડી-ઓનો–તૂકોનો સમૂહ: એવા પ્રત્યેક કડવામાં, ત્રણ ભાગ હોય છે: પ્રારંભનો 'રાગ'–એટલે જે રાગમાં આખી દેશીનું ગુંજન ચાલવાનું છે તે બતાવતી કડી; તે પછી એ રાગનો જ 'ઢાળ' નામનો મધ્ય ભાગ: અને તેનો છેડો, 'વલણ' અથવા 'ઊથલો' દ્વારા લાવવામાં આવે છે આ 'વલણ' દ્વારા, આખા કડવાનું વક્તવ્ય વાળી લેવામાં–સમેટી લેવામાં–આવે છે: અને કટલીકવાર તે દ્વારા નવા કડવાના વસ્તુનું સૂચન કરવામાં પણ તેનો ઉપયોગ થાય છે.

આ રીતનું 'આખ્યાન'ના 'કડવાં'નું સામાન્ય બંધારણ હોય છે જ્યારે કોઈ કડવું સ્વતંત્ર ગીત તરીકે કે વર્ણન માટે યોજાયું હોય છે ત્યારે, આ ત્રણ અંગ નથી પણ યોજાતાં. 'રણયજ્ઞ'માંથી એનાં, એવા પ્રકારનાં, ઉદાહરણ મળી રહે છે. ૧૦

## રામાયણી કથા

૧

'રણયજ્ઞ'માં યુદ્ધકાંડનો કથાપ્રસંગ ગવાયો છે. અને 'યુદ્ધકાંડ' એ આદિ કવિ વાલ્મીકિના રચેલા 'રામાયણ'નો છઠ્ઠો કાંડ છે તેથી મૂલ 'રામાયણ'એ કેવુંક મહાકાવ્ય છે તે જાણી લેવું અહીં તદ્દન પ્રસ્તુત છે.

હિંદનાં પ્રાચીન બે મહાકાવ્યો તે રામાયણ અને મહાભારત: એમાં કવિતા છે, વાર્તા છે, ઇતિહાસ છે, ધર્મજ્ઞાન છે, નીતિચર્યા છે: બધું યે છે: અને તેથી જ એ મહાકાવ્યોની ગંગોત્રીઓનાં પવિત્ર જળ હિંદી સમાજને હજારો વર્ષોથી પ્રેરણા આપી પાવન કરી રહ્યાં છે.

મહાભારતની જેમ રામાયણ એ કેવલ આર્યોની લોકકથા કે લોકગીત નથી; એ તો સમગ્ર માનવકથાનું મહાકાવ્ય છે. એમાં સદાચારનું મહાસંગીત ગુંજે છે: સન્તજનોનો સદ્બોધ એમાં ભરેલો છે. તેથી જ એ કથામાં મનુષ્યજાતનું મહાઆકર્ષણ છે, મહાકવિઓની પ્રેરણા છે, અખંડ કાવ્યરસનું ઉદ્દીપન છે.

રામાયણ એકલું કાવ્ય નથી; ઇતિહાસ પણ છે. ભારત વર્ષનો ચિરકાલનો ઇતિહાસ એમાં બોલે છે. આમાં આર્યોની સાધના, આરાધના અને સંકલ્પના ઇતિહાસ આલેખાયા છે. ઇતિહાસ-મૂર્તિ સમું આ કાવ્ય, હિંદનું મોટું કાવ્યધન છે. પ્રાચીન આર્યાવર્તની સંસ્કૃતિ અને બુદ્ધિવિકાસ, સામાજિક અને રાજકીય જીવન, ધર્મ અને તત્ત્વજ્ઞાન એ બધાનાં ભાવનાભર્યાં પ્રતિબિંબો એ 'ઇતિહાસની આરસી'માં કેવાં જોઈ શકાય છે. કોસ ખેંચનારથી માંડી, કેળવણી લેનાર ઊંચી સુધી, એકસરખી અસર કરનાર આ મહાકાવ્યમાં, આર્યસંસ્કૃતિનાં સત્યોનો ઇતિહાસ કોતરાઈ રહ્યો છે. તેથી જ સૈકા ઉપર સૈકા છે છતાં રામાયણની કથાનો સ્રોત ભારતમાં લેશમાત્ર પણ ક્ષીણ નથી.

[ અ ]

**રામાયણનો કવિ–રામાયણકાવ્યના આદિકવિ વાલ્મીકિ છે.** એ વાલ્મીકિ રામના સમકાલીન હશે એમ માનીએ તો જ 'ઉત્તરકાંડ'-ની હકીકતને સાચી માની શકાય છે. 'બાલકાંડ'ના ઉપોદ્ઘાત જેવા પહેલા ચાર સર્ગમાં આપેલી હકીકત માનીએ તો, રામની કથા એમણે શ્રુતિપરંપરાથી સાંભળી હોવી જોઈએ: કારણકે નારદને ઋષિ પ્રશ્ન પૂછે છે; એટલે 'ઉત્તમશ્લોક' રામની કથા નારદ સંભળાવે છે; પરંતુ જો લવકુશ કને રામસભામાં પોતાનું રામાયણ ગવરાવ્યાનો બીજો પ્રસંગ માનીએ તો વાલ્મીકિ સમકાલીન ઠરે ખરા.

ગમે તેમ માનીએ તો પણ, વાલ્મીકિ એમના વખતમાં પ્રસિદ્ધ હશે. મહાભારતકાર વ્યાસ પણ એક પૂજ્ય ઋષિ તરીકે એમને સંભારે છે; અને એમણે રામાયણમાંથી કેટલાક શ્લોક સાંગોપાંગ પોતાના કાવ્ય-માં ઉતારેલા છે. વાલ્મીકિ, રામના રાજ્યકાળમાં હતા અને તે ત્રિકાળ-જ્ઞાની હતા; એટલે રામચરિત તેમણે રામના જન્મપૂર્વે જ રચ્યું હતું એમ પણ કર્ણપરંપરા છે. આમ રામાયણ, રામ અને વાલ્મીકિ એ ત્રણે એક જ સમયમાં હોય એમ સ્થાપવા પ્રયત્ન થાય છે.

કાલિદાસ જેવા મહાકવિ વાલ્મીકિના વહેતા નિર્મલ કાવ્ય-ઝરણમાંથી પ્રેરણાજલ પી, તૃપ્તિ પામ્યા નથી. ભવભૂતિની સરસ્વતી પણ એમાંથી જ ઉદ્ભવી છે. રામાયણની કથાનો રસ ઝીલનાર બીજા અસંખ્ય સંસ્કૃત કવિઓ અને નાટકકારો છે; અને પ્રાકૃત કવિઓ તો અનેક છે. તેથી જ આદિકવિને બધા આવું જ કંઈ વંદન કરે છે કે 'इदं कविभ्यः पूर्वेभ्यो, नमोवाकं प्रशास्महे ।'

' કાવ્યના કરુણ પ્રસંગોમાં, સાક્ષાત્ કવિએ પણ ભાગ ભજવેલો છે; તેથી કવિએ પોતાના સમયનો જ ઇતિહાસ આલેખ્યો છે; એમ લાગે છે. એ જ વાલ્મીકિ, રામે ત્યજેલાં જાનકીને આશ્રય આપે છે અને પછી લવકુશને ઉછેરે છે. તે પછી કુમારોના પૂર્વ ઇતિહાસનું

એક કાવ્ય એ રચે છે, અને તેમને તે ગાતાં શીખવે છે. એક વખતે રામ વાલ્મીકિને બોલાવે છે, ત્યારે, રામ સમક્ષ પેલા કુમારો રામાયણ ગાય છે: અને આ ગાયનની અસર તથા આ પ્રસંગનું એકંદર પરિણામ બહુ દુઃખદ અને શોકપૂર્ણ આવે છે—ધ્રૂજતી અને નિરાશામાં ડૂબેલી સીતા આગળ આવે છે અને પ્રતિજ્ઞા લે છે—'જો હું સાચેસાચી પવિત્ર હોઉં તો ઓ ધરતી માતા, તારા ઉદરમાં મને માગ આપ!' ઉગ્ર પ્રતિજ્ઞાથી પૃથ્વી ફાટે છે: પૃથ્વીમાતા સિંહાસન ઉપર બેઠેલાં ભૂમિમાંથી એકદમ નીકળે છે, અને પોતાની વહાલી પુત્રીને એકદમ ઊંચકીને ખોળે બેસાડે છે, ને પાછાં સમાઈ જાય છે।

રામ આ નાટકથી આભા બને છે ને બેબાકળા થાય છે. વળી પોતાનો રાજદંડ લઈ નીચે ઊતરી, પૃથ્વીમાં સમાવા જાય છે. ઋષિઓ તેમને વારે છે. આખરે બન્ને પુત્રોનો રામ સ્વીકાર કરે છે, અને પોતાના ઘોર દુઃખી જીવનમાં, એ દ્વારા કંઈક દિલાસો ખોળે છે

કાવ્યની ઉત્પત્તિ—આ સંબંધી બીજો આવો જ એક પ્રસંગ કાવ્યની શરૂઆતમાં આપેલો છે. વાલ્મીકિ ફરતા હોય છે ત્યાં તમસા નદીને કાંઠે કોઈ પારધીને ક્રૌંચના જોડામાંથી એકને, વિનાકારણ મારતાં તેમણે જોયો. પક્ષીની મરતા વખતની ચીસ અને બીજા જીવના રહેલાનું આક્રંદ સાંભળી, ઋષિને લાગણી થઈ. એ લાગણીના આવેશમાં જે ઉદ્‌ગાર નીકળ્યા તે શ્લોકબદ્ધ નીકળ્યા—'શોકઃ શ્લોકત્વમાગતઃ।' એમ ઋષિને થયું.

એ સાચું કથન છે કે કવિતાનો ઉદ્‌ભવ ચિત્તક્ષોભથી છે. જેમ વેદની ઋચાઓમાં સૃષ્ટિના દેખાવ જોઈ ચિત્તમાં ઊઠેલી ઊર્મિઓનો આવિર્ભાવ છે, તેમ ચિત્તક્ષોભ થવાથી શોકાર્દ્રહૃદય કવિની વાણી નીકળી કે—

मा निषाद प्रतिष्ठां त्वमगमः शाश्वतीः समाः ।
यत्क्रौञ्चमिथुनादेकमवधीः काममोहितम् ॥*

[ "મા નિષાદ ! પ્રતિષ્ઠા તું, કદાપિ પણ પામતો;
કે માર્યું ક્રૌંચ જોડાના, કામ-મોહિત એક ને !" ]

'હે પારધી ! ક્રૌંચ પક્ષીના જોડામાંથી કામથી મોહિત થયેલા એકને તેં માર્યું, તો તું કોઈ પણ કાળે પ્રતિષ્ઠા ન પામતો !' સંસ્કૃત ભાષામાં, આ સૌથી પહેલા જ 'શ્લોક'માં જાણે કવિતાના સર્વ વિષયોનો ઉલ્લેખ થયો છે. પ્રથમ તો શોકની લાગણી એ આ કવિતાનું મૂળ છે; વળી કીર્તિ ( **प्रतिष्ठा** ), અનન્તતા ( **शाश्वतीः** ) કાલ ( **समाः** ), પક્ષી, તેનું જોડું. મૃત્યુ ( **अवधीः** ), કામ અને મોહ — અંતર્ભાવની પ્રેરણાથી ઉદ્ભવેલી કવિતામાંથી ઘણી ખરી કવિતા આ વિષયો ઉપર જ રચાઈ છે. ઋષિ, શ્લોકથી પ્રસન્ન થયા; અને સાથે સાથે તેમના જ સમયમાં થયેલો સીતાહરણનો પ્રસંગ તેમને સાંભરી આવ્યો.

એટલે એમણે રામાયણનો પ્રસંગ અને રામનાં પરાક્રમ એ જ 'અનુષ્ટુપ' શ્લોકની ધાટી ઉપર રચવા સંકલ્પ કર્યો. વેદકાલીન આઠ અક્ષરનો સાદો અક્ષરમેળ છંદ, તેને વધારે ચોક્કસ સ્વરૂપમાં તેમણે પ્રચારમાં આણ્યો : તે અર્થમાં વાલ્મીકિ 'આદિકવિ' કહેવાયા.

**કાવ્ય મુખ્ય રસ**—રામાયણમાં ભક્તિ, નિષ્ઠા, સ્નેહ અને વીરતા—એ લાગણીઓનું પૂર પ્રસંગે પ્રસંગે ઊછળી રહ્યું છે ખરું: પરંતુ

*આ આદિ શ્લોકમાં કાવ્યનું બીજ છે; શ્લોકના વાચ્યાર્થ ઉપરાંત તેના બીજા બે અર્થ પણ કેટલાક ટીકાકારો કરી બતાવે છે:—

( ૧ ) હે લક્ષ્મીપતિ (રામચંદ્ર) !, રાવણમંદોદરીરૂપી ક્રૌંચમિથુનમાંથી (સીતા ઉપર । કામમોહિત થયેલા એ(રાવણ)ને મારવાથી તમારી અનંતકાલ સુધી કીર્તિ રહો !

( ૨ ) હે રાક્ષસપતિ રાવણ ! શ્રેષ્ઠ નરપતિના જોડામાંથી એક(સીતા) ને તેં અત્યંત દુઃખ આપ્યું છે. માટે તારું કોઈ દિવસ સારું ન થાઓ !

રામના સમગ્ર જીવનમાં એ લાગણીઓને ઢાંકી દેનારી તો કરુણ રસની રેલ છે. તેથી જ ભવભૂતિએ કહ્યું છે કે 'एको रसः करुण एव।'

"આ એકલો રસ કરુણ નિમિત્ત-ભેદે
દેખાય ભિન્નસમ, ભિન્ન વિવર્ત પામેઃ
આવર્ત બુદ્‌બુદ તરંગરૂપી વિકારે
ભાસે યથા સલીલ, છે જલ તો ય સર્વે."

અને બીજા રસ તો એ જ રસના વિવર્ત જેવા છે. જો કે રામાયણમાં યુદ્ધવ્યાપાર પુષ્કળ છે, રામનું બાહુબલ સામાન્ય નથી; તથાપિ રામાયણમાં જે રસને સર્વના કરતાં પ્રાધાન્ય મળ્યું છે તે વીરરસ નથી. યુદ્ધપ્રસંગો અને બાહુબળના ગૌરવનો ઘોષ – એ તેના મુખ્ય વર્ણનના વિષય નથી. વીરરસ કાવ્ય તરીકે મહાભારતને વિશેષ ઊંચી કોટિએ મૂકાય છે; પરંતુ હમેશના સામાન્ય વ્યવહારમાં અનુભવાતી કોમળ લાગણીઓનું યુદ્ધ વર્ણવનારી રામાયણકથાના મહાવડની વડવાઈઓ તો કરોડો હિંદુઓનાં હૃદયતલમાં મૂળ ઘાલી બેઠેલી છે.

રામાયણનો મુખ્ય રસ—જીવનના પરોઢથી તે જીવનના છેક અંતસુધી પ્રેમ અને કર્તવ્ય વચ્ચેની અથડામણ રામજીવનના 'પોત'ના તાણાવાણા બની રહે છે. ઇષ્ટ વસ્તુના નાશથી અને અનિષ્ટના દર્શનથી મનુષ્ય હૃદય, ખેદપૂર્ણ થવાથી, કરુણવૃત્તિ ઉત્પન્ન થાય છે. અને તે વૃત્તિનું પોષણ થતાં, તેમાંથી કરુણ રસ ઝરે છે : છતાં કરુણ રસના ભોક્તા જે શ્રોતાઓ હોય છે તેઓને તેમાંથી એક જાતનો રસાનંદ થાય છે : તે જોતાં કરુણરસના આસ્વાદમાં દુઃખ નથી એમ કહી શકાય બીજા રસના આનંદ ક્ષણિક છે, અને લહરી પેરે તે વહી જનારા છે; પણ કરુણરસની છાપ ઘેરી અને ચિરંજીવ જામે છે દશરથ-પ્રાણત્યાગ, ભરતશોક, સીતાહરણને લીધે રામ-શોક, સીતાવિલાપ, લક્ષ્મણમૂર્છાથી રામવિલાપ, મંદોદરીવિલાપ, સીતાવનવાસ – એ સર્વ પ્રસંગો ઊછળતા કરુણરસની ટોચે છે.

ગૃહસ્થાશ્રમનું કાવ્ય—રામાયણ એટલે વીરરસકથા નહિ, પણ

ગૃહકથા. કવિએ એક ગૃહકથાને જ બૃહત્ બનાવી છે; અને તેને તેમણે મહાકાવ્યનો વિષય બનાવ્યો છે. પિતા પ્રત્યે પુત્રની આજ્ઞાપાલકતા, ભાઈ માટે ભાઈનો આત્મત્યાગ, પતિપત્ની વચ્ચે અન્યોન્યની નિષ્ઠા, અને પ્રજા પ્રત્યે રાજાનું કર્તવ્ય કેટલે સુધી જઈ શકે છે તે, રામાયણે દર્શાવ્યું છે. કૈકેયી–મંથરાના કૂડકપટના કઠિન આઘાતે અયોધ્યાના રાજગૃહને વિછિન્ન કર્યાં છતાં પણ, ગૃહધર્મની દુર્ભેદ્ય દૃઢતા રામાયણે પુકારીને બતાવી છે.

રામાયણનો મહિમા રામયુદ્ધને અવલંબેલો નથી; એ યુદ્ધઘટના તો રામ અને સીતાની દામ્પત્યપ્રીતિને જ ઉજ્જવલ કરી દેખાડવાનું નિમિત્તમાત્ર છે. બાહુબળને નહિ, રાજ્યો જીતવાની હોંસને નહિ, રાષ્ટ્ર-ગૌરવને નહિ, પણ શાન્તરસવાળા ગૃહધર્મને જ રામાયણે કરુણાનાં આંસુથી સીંચીને, તેમાં કાવ્ય–તત્ત્વની પ્રતિષ્ઠા કરી છે

રામાયણનો ઉપદેશ—રામાયણમાં ગૃહધર્મ અને રાજધર્મનો ઉત્તમ ઉપદેશ છે ઘરમાં સૌ કુટુંબીઓએ પરસ્પર કેવા સ્નેહથી વર્તવું જોઈએ, એ જુદાં જુદાં દૃષ્ટાંતોથી બતાવ્યું છે. પિતાના વચનની ખાતર પુત્ર રામે વનવાસ સ્વીકાર્યો, પત્નીએ પતિના સુખે સુખી અને દુઃખે દુઃખી થવું જોઈએ–તેથી, રામ સાથે સીતાજી વનવાસમાં ગયાં; ભાઈ લક્ષ્મણે, રામના વનવાસમાં તેમજ રાવણ સામે યુદ્ધમાં, રામની સેવા કરી. બીજા ભાઈ ભરતે, મોટા ભાઈનો હક્ક વિચારી, સામી આવતી લક્ષ્મીને ઠોકર મારી, અને નાના ભાઈ તરીકે પોતાની ફરજ હતી તે જ બજાવી.

'રામ અધર્મને ઉત્તેજન આપે છે'—એવી એક દુષ્ટ પ્રજાજનને શંકા થઈ; એવી શંકાને પણ અવકાશ રહેવો ન જોઈએ તેટલા માટે રામે ઉગ્ર રાજધર્મ પાળ્યો, અને સીતાનો ત્યાગ કર્યો છતાં પતિ તરીકે એમને એના ઉપર અવિચલ પ્રેમ હતો એ, અશ્વમેધ યજ્ઞ વખતે ફરી ન પરણતાં, સીતાની સોનાની મૂર્તિ પાસે રાખીને પોતે ચલાવી લીધું —એટલાથી જ જણાઈ આવ્યું. રામની પિતૃભક્તિ અને રાજધર્મ,

એમની કર્તવ્યનિષ્ઠા અને એકપત્નીવ્રત – હિંદુધર્મના ઇતિહાસમાંથી કદી ભૂલાવાનાં નથી.

કાવ્યમાં વીરરસના પ્રસંગો—રામાયણ સાથે સરખાવી શકાય એવું મહાકાવ્ય તો વ્યાસ કવિનું રચેલું મહાભારત છે. મહાભારતમાં રાજકીય જીવનને અંગે વીર્ય, પરાક્રમ, મહત્ત્વાકાંક્ષા અને ઉચ્ચ ક્ષાત્ર-તેજના પ્રસંગોનાં જેવાં વર્ણનો છે તેવાં વર્ણનો, રામાયણમાં નથી. દ્રૌપદીસ્વયંવરમાં રાજાઓનો ઉત્સાહ, 'પણ' પૂરું કરવાની સ્પર્ધા અને કસોટી, અને યોદ્ધાઓની વર થવાની હોંસ–તે બધું સીતાસ્વયંવરમાં નથી. વીરરસમાં સીતાસ્વયંવરનું વર્ણન છેક સાદું અને સાધારણ છે. રામ અને રાવણ, લક્ષ્મણ અને ઇંદ્રજિત–એ દ્વંદ્વોને અર્જુન અને કર્ણ, ભીમ અને દુર્યોધન–જેવાં જીવનભરના વૈરભાવ અને અદેખાઇ-વાળા દ્વંદ્વો સાથે સરખાવતાં છેક મોળાં પડે છે. રાવણ જ્યારે સીતાને હરી જાય છે તે વખતનો સીતાનો વિલાપ, આક્રંદ અને તિરસ્કાર, – સભાની વચમાં અપમાન પામતી દ્રૌપદીનું ઉગ્ર સ્વરૂપ અને જોસભર્યા વિલાપ સાથે સરખાવતાં–જુસ્સામાં અને ભાવમાં ઊતરતાં છે.

યુદ્ધ માટે રાવણ જે મંત્રસભા (council of war) ભરે છે તે મત્સ્યરાજ યુધિષ્ઠિરે ભરેલી મંત્રસભાની સરખામણીમાં એટલી બધી પ્રભાવશાળી કે ઓજસ્વતી નથી; યુદ્ધનો નિશ્ચય થતા પહેલાં અંગદનું સલાહનું કહેણ, અને તે પછી વિભીષણે કરેલી રાવણને ઉત્સી આજીજી, રાવણે કરેલો તેનો અનાદર અને તિરસ્કાર–તે પ્રસંગ સાથે, અંધ કુરુપતિ ધૃતરાષ્ટ્રને ઘોર યુદ્ધમાંથી બચાવવા શ્રીકૃષ્ણે યુક્તિ પુરઃસર કરેલી 'વિષ્ટિ,' અને દુર્યોધને જાહેર કરેલો પોતાનો અડગ દુરાગ્રહ કે 'પાંચ ગામ તો શું, પણ એક સોયના અગ્ર જેટલી પૃથ્વી પણ હું પાંડવોને આપનાર નથી!'–એ બધા પ્રદેશોમાં, બંને કાવ્યો એકસરખા પ્રસંગો લેઉ છે.

છતાં ઊછળતો વીરરસ તો મહાભારતનો જ. કર્ણ અને અર્જુન, ભીમ અને દુર્યોધન જેવાં પાત્રોમાં જે ઉગ્ર નિશ્ચય અને

પ્રતિસ્પર્ધી માટે જોડો વર રહેલાં છે—તેવું એકે પાત્ર આખા રામાયણમાં નથી. આખો યે યુદ્ધકાંડ અદ્વિતીય યુદ્ધ નિમિત્તે રોકાયેલો છે; છતાં મહાભારતના ચક્રવ્યૂહમાં થયેલો અભિમન્યુવધ અર્જુને કરેલો જયદ્રથ વધ, અર્જુન-કર્ણનું છેવટનું દંદ્વયુદ્ધ તથા ભીમ-દુર્યોધનનું ગદાયુદ્ધ-તેના જેવા ઉત્તેજક અને આવેશપૂર્ણ પ્રસંગો, રામરાવણનાં યુદ્ધોમાં ક્વચિત જ દેખા દે છે.

## [ આ ]

**સાંપ્રત રામાયણ**—મૂલ વાલ્મીકિ રામાયણ ઈ. સ. પૂર્વે એક હજાર વર્ષ ઉપર રચાયું હશે એમ પંડિતો ઠરાવે છે. એનું પૂર ૨૪૦૦૦ શ્લોકનું છે, અને એના સાત 'કાંડ' છે. હમણાં ઉપલબ્ધ છે તે રામાયણ, બૌદ્ધોની અસર મોળી થયા પછીનું, એટલે નિદાન ઈ. સ. પૂર્વે ૧૦૦ વર્ષ ઉપરનું હોવું જોઈએ. રામાયણની પ્રથમ આવૃત્તિ તે વાલ્મીકિપ્રણિત લવકુશે રામસભામાં ગાયેલી; પ્રથમના ઉપોદ્ઘાતના ચાર સર્ગ સાથેની તેબીજી આવૃત્તિ ઋતુ વગેરેના વર્ણનના વિસ્તારવાળી તે-ત્રીજી આવૃત્તિ અને છેલ્લી 'ઉત્તરકાંડ' સાથેની અને મહાભારતના સર્ગબદ્ધ તે-ચોથી આવૃત્તિઃ આમ સંપ્રત રામાયણ એ ચોથી આવૃત્તિ છે. વનપર્વમાં રામકથાને 'રામોપાખ્યાન' તરીકે દાખલ કરાઈ છે; અને 'પદ્મપુરાણે' તો અવતાર તરીકે રામની ચરિત્રકથા વર્ણવી છે.

આમ રામકથાનાં અસંખ્ય વર્ણનો થવાથી, ધીમે ધીમે તેમાં ચમત્કારનું તત્ત્વ ભેળવાતું ગયું. તેમયે યુગે યુગે, જૂના ચમત્કારોના રંગ ફટકી ગયાથી, નવા નવા ચમત્કારોના રંગ એમાં પૂરાતા ગયા. આવા ચમત્કારો, દરેક અવતારી પુરુષના જીવનમાં ભળેલા હોય છે; અને તે ભક્તહૃદયની ભક્તિને સિદ્ધ કરનાર-સજ્જડ કરનાર છે.

**ચમત્કારનું તત્ત્વ**—રામના ચરિત્રમાં આવા દિવ્ય અંશ તરીકે ગણાવીને તો-રામે કિશોર વયમાં શિવ-કોદંડ ભાગ્યું; નક્ષત્રી પૃથ્વી કરનાર ભાર્ગવ પરશુરામનો તેજોવધ કર્યો; સુગ્રીવ સાથે પ્રસંગ પાડતાં,

એક જ બાણે સાત તાડ ભેદ્યા તે સુગ્રીવને ચકિત કર્યો, શલ્યાની અહલ્યા કરી; શૂદ્ર શંબૂકને વર્ણાશ્રમનો ભંગ કરતો અટકાવી બ્રાહ્મણના મૃતપુત્રને સજીવન કર્યો, સમુદ્રને બાળી નાખવા બાણ સાંધતાં સમુદ્રને શરણે આણ્યો: પથ્થર તરાવવા સેતુ બાંધ્યો; લોકરાવણ—અરે દેવોને પણ—રડાવનાર એવા દશકંધર રાવણને હણ્યો—એ બધા અંશોમાં ચમત્કારને વિસ્તારવાનો કવિઓને પુષ્કળ અવકાશ મળ્યો છે.

આ ચમત્કારનું પહેલું વર્ણન, કાલિદાસના સમયના કવિઓનું છે; બીજો વર્ણનવિસ્તાર 'પદ્મપુરાણ' અને 'અધ્યાત્મ રામાયણ'ના કાળનાં પુરાણોમાં અંતર્ગત છે; અને ત્રીજો, છેવટનો ચમત્કારનો પૂર્ણ વિકાસ અને વિસ્તાર, પ્રાકૃત કવિઓ તુલસીદાસ જેવાના 'રામચરિત-માનસ'માં જોઈ શકાય છે

**રામ અવતાર તરીકે**—રામનું લોકોત્તર ચરિત્ર દૈવી ચમત્કારોથી ઓતપ્રોત થયું; અને એવા ચમત્કારો સામાન્ય મનુષ્યના જીવનમાં થવા અશક્ય છે; તેથી રામ, પુરુષોત્તમનું પૂર્ણસ્વરૂપ મનાયા અને પ્રભુના 'અવતાર' તરીકે આદરભાવ પામ્યા.

પરંતુ રામાયણ, દેવતાની 'અવતારલીલા' ગાવાને રચાયું છે એમ નથી. કવિ આગળ રામ અવતાર હતા જ નહિ. રામચરિત્ર મનુષ્યચરિત્ર છે માટે જ તે મહિમાપૂર્ણ છે; કારણ કે એમાં એક મનુષ્ય જ પોતાના ગુણે કરીને દેવતા થયા છે. રામને પ્રાકૃત મનુષ્યની પેઠે જ દુઃખ, હર્ષ, શોક વગેરે થતું હતું, અને પોતાના મન ઉપર વિજય મેળવવા તેમને પણ, બીજા માણસની મદદ લેવી પડી છે. તે ઉપરથી જ જણાય છે કે રામને પરમેશ્વર ગણવાનો વાલ્મીકિનો વિચાર નહોતો

**ધાર્મિક અસર**—રામચરિત્રમાં અવતારકલ્પનાનું માધુર્ય ભળ્યું, એટલે વિશુદ્ધ જીવનમાં દેવભાવનાનો રમ્ય સંયોગ થયો. તેથી જ રામકથા ધાર્મિક સુધારકો અને આચાર્યોને પણ પ્રેરણા આપી

રહી છે. એ અવતારકથાના રહસ્યનો આધાર લઈ, દક્ષિણમાં આચાર્ય રામાનુજે ઈ. સ. ના બારમા સૈકામાં વિશિષ્ટાદ્વૈતને નામે ઓળખાતો એકેશ્વરવાદ ગાયો. તેરમા સૈકામાં મધ્વાચાર્યે 'રામની ઈશ્વર તરીકે બાંગ પુકારી

લગભગ તેરમા અને ચૌદમા શતકમાં રામાનન્દે એ જ એકેશ્વર-વાદનો પડઘો ઉત્તરમાં પાડયો. તેના અનુયાયી કબીરે હિન્દુમુસલમાનને એકેશ્વરવાદમાં આણ્યા; અને 'રામ–રહેમાનની એકતા' ઉપદેશી. સોળમા સૈકામાં બંગાળમાં ગૌરાંગ પ્રભુ ચૈતન્યે, અને ગુજરાતમાં આચાર્ય વલ્લભે એ જ ઉચ્ચ એકેશ્વરવાદ 'શુદ્ધાદ્વૈત 'રૂપે પ્રજાને શીખ-વાડયો. સુધારક નાનકે આ જ અરસામાં પંજાબમાં એ રામ–કૃષ્ણના બ્રહ્મવાદની ઘોષણા કરી. ઉત્તર હિન્દુસ્તાનમાં તુલસીદાસે રામાયણનાં પુણ્યસ્મરણ તાજાં કર્યાં; અને દક્ષિણમાં રામદાસ સ્વામીને લીધે, સત્તરમા સૈકામાં રામ–પૂજા શરૂ થઈ.

રાષ્ટ્રકાવ્ય તરીકે—રાષ્ટ્રકાવ્યોની સીધી અસર સમાજમાં થાય છે એમ, કદાચ કોઈ નહિ સ્વીકારે; પરંતુ તેનું અસ્તિત્વ સમાજને ઉપકારક થાય છે એ તો ઇતિહાસમાંથી જ સિદ્ધ થઈ ચૂકયુ છે. રામાયણ હિન્દુઓનું એક રાષ્ટ્રકાવ્ય છે. હોમરનાં વીરપાત્રનું બુદ્ધિ-પૂર્વક અનુકરણ કરીને એલેક્ઝેન્ડર વિશ્વવિજેતા થયો, અને ગ્રીક સંસ્કૃતિને એશિયામાં વિસ્તારી. બંકીમચંદ્રના એક 'વન્દેમાતરમ્'ના કાવ્યે હિંદુસ્તાનને એકતાન કર્યું અને સ્વદેશીનો મહામંત્ર પઢાવ્યો; તેમ રામાયણ અને મહાભારતની કથાના દૂધ ઉપર ઊછરી, શિવાજી અને રાજપૂતો, દેશનું સ્વાતંત્ર્ય રક્ષી તથા ઉદ્ધારી શકયા. આમ રામા-યણની રાષ્ટ્રકાવ્ય તરીકેની અસરનો ઇતિહાસ છે.

[ઈ]

શતકોટિ રામાયણ—વાલ્મીકિના આદિકાવ્યના રચાયા પછી, સંસ્કૃતમાં એના આધારે અનેક રામકથાઓ રચાઈ છે. દરેક પુરાણ

અને ઉપપુરાણમાં એ કથાને માટે સ્થાન હોય છે જ. એ રીતે કંઈ નહિ તો ૮૬ રામાયણ સંસ્કૃતમાં રચાયાં છે. મહાભારતના વનપર્વમાં આપેલા 'રામોપાખ્યાન'નો ઉલ્લેખ કરી ગયા. આ મૂલ કથાના પ્રસંગોને ફરીથી કહેતાં, કેટલોક ફેરફાર જાણી જોઈને અને કેટલોક અજાણતાં થતો ગયો છે.

બૌદ્ધોની પાલી ભાષામાં લખાયલી જાતકમાલામાં 'દશરથ જાતક'-માં, રામાયણની કથા ટૂંકામાં કહી છે: પણ બૌદ્ધધર્મીઓએ પોતાના ધર્મને અનુસરતી ઘણી હકીકત એમાં દાખલ કરી છે; ખાસ વિશેષ જેવી અને વિચિત્ર લાગે તેવી વાત એ છે કે તેમાં સીતાને રામલક્ષ્મણની બ્હેન કહી છે, અને તે વનવાસમાં સાથે જાય છે.

જૈનોએ પણ વૈદધર્મીઓનાં કથાનકોનો ઉપયોગ, પોતાના જિન ધર્મની પ્રતિષ્ઠા લોકોમાં થાય તે હેતુથી પુષ્કળ કર્યો છે. મહાવીર સંવત ૫૩૦(વિક્રમ સંવત ૬૦)મા તેમના એક સાધુ વિમલસૂરિએ **पउमचरियम्** નામનું રામચરિત્ર પ્રાકૃત દસ હજાર ગાથામાં રચ્યું છે. રામનું જૈન નામ 'પદ્મ' છે. એ પ્રાકૃત ઉપરથી સંવત ૭૮૫માં રવિસેનાચાર્યે **पद्मपुराण** સંસ્કૃતમાં લખ્યું અને સિદ્ધહેમચંદ્રે સં. ૧૧૬૮ માં **त्रिषष्टीशलाकापुरुषचरित्र** સંસ્કૃતમાં લખ્યું. તેના સાતમા પર્વમાં 'રામકથા' આપી છે.

સંસ્કૃત કાવ્યનાટકો—રામકથાનો સ્રોત ભારતવર્ષમાં શત શાખાએ વિસ્તર્યો છે વાલ્મીકિની રામકથાનું મહાઋણ સંસ્કૃત તેમજ પ્રાકૃત કવિઓને માથે ખડું છે સંસ્કૃત કવિઓએ રામાયણની કથાના પ્રસંગો લઈ, તેમાંથી કાવ્યો અને નાટકો ઉપજાવી કાઢ્યાં છે. મહાકવિ કાલિદાસનું **रघुवंश**નું મહાકાવ્ય પાંચમા સૈકામાં રચાયું છે. અને **सेतुबंध** અથવા **रावणवध** નામનું પ્રાકૃત કાવ્ય પણ આ જ કવિએ રચેલું કહેવાય છે કાલિદાસ પછી કુમારદાસે **जानकीहरण** કાવ્ય રચ્યું છે. ગુજરાતમાં થયેલા પંડિત ભટ્ટીએ સાતમા શતકમાં **रावणवध**

અથવા **ભટ્ટીકાવ્ય**ના નામથી ઓળખાતા મહાકાવ્યની રચના કરી છે. આ કાવ્યમાં એક પક્ષે વ્યાકરણનાં સૂત્રોનો ઉપયોગ બતાવ્યો છે, અને બીજે પક્ષે રામકથા ગૂંથી છે. નવમા સૈકાની શરૂઆતમાં કવિરાજ નામના કવિએ **राघवपांडवीय** નામનું દ્વિઅર્થી કાવ્ય રચ્યું છે. ક્ષેમેન્દ્રે **रामायणकथामंजरी** અગીઆરમા શતકમાં રચી; અને એ જ સૈકામાં ભોજ કવિએ **रामायणचंपू** રચ્યો છે.

'કાવ્ય' ઉપરાંત, પાંચમા સૈકામાં ભાસ કવિએ **प्रतिमादशरथम्** અને **रामाभिषेक** 'નાટક' રચ્યાં છે. ભવભૂતિએ છઠ્ઠા સૈકામાં **महावीरचरित** નામના નાટકમાં, રામના અભિષેક સુધીની કથા લીધી છે; અને પ્રસિદ્ધ **उत्तररामचरित**માં છેવટનો ભાગ ઘટાવ્યો છે. દસમા શતકમાં રાજશેખરે **बालरामायण** નાટક રચ્યું. અગીઆરમા શતકમાં દામોદરમિશ્રે **हनुमन्नाटक** અથવા **महानाटक** રચ્યું છે.

જૈન લેખકોએ પણ સંસ્કૃત નાટકો રચ્યાં છે; તેમાં જિનહર્ષગણિએ ચૌદમા શતકમાં રચેલું **अनर्घ्यराघव** અથવા **मुरारिराघव** ખાસ ધ્યાન ખેંચે છે. એક જયદેવ કવિએ **प्रसन्नराघव** નાટક રચ્યું છે. હેમચંદ્રસૂરિના શિષ્ય રામચંદ્રસૂરિએ **रघुविलास** અને **राघवाभ्युदय** નામનાં બે નાટકો રચ્યાં છે. એક સુભટકવિએ **दूताङ्गद** નામનું 'છાયાનાટક' મહારાજાધિરાજ શ્રીત્રિભુવનપાલદેવની સભા આગળ, કુમારપાલેશ્વરની યાત્રામાં દોલાપર્વણીને સમયે વસંતઋતુના ઉત્સવને પ્રસંગે ભજવવા માટે રચ્યું હતું.

પ્રાકૃત ભાષામાં રામાયણ—સંસ્કૃત કવિઓએ જ ફક્ત રામાયણી કથાના રસસાગરમાં ચાંચ બોળી છે એમ નહિ. પ્રાંત પ્રાંતના પ્રાકૃત કવિઓ પણ પોતાની કાવ્યપ્રેરણા આ રામાયણની વીરકથામાંથી પામ્યા છે. ઈસવી સનના નવમા અને દશમા સૈકામાં જ્યારે હાલમાં બોલાતી ભાષાઓ સંસ્કૃત અને પ્રાકૃતમાંથી અવતાર પામી હતી ત્યારે, પ્રાકૃત કવિઓની કાવ્ય—ઝરણીઓ રામાયણની ગંગોત્રીમાંથી વહેવા

માંડી હતી. દક્ષિણે આ બાબતમાં પહેલ કરી. અને તામીલ ભાષામાં રામાયણનું પ્રથમ અવતરણ સં. ૧૧૫૬માં થયું; આને કેટલાક ' દ્રાવિડી રામાયણ ' કહે છે.

પંદરમા સૈકામાં બંગાળી કવિ કૃત્તિવાસે રામાયણને સરળ બંગાળી પદ્યમાં ઉતાર્યું. ગોસ્વામી તુલસીદાસે ' રામચરિતમાનસ 'નો ગ્રંથ સોળમા સૈકામા હિન્દીમાં રચ્યો. શ્રીધરે આ જ અરસામાં મરાઠીમાં 'રામવિજય'નો ગ્રંથ બનાવ્યો. ગુજરાતીમા સં. ૧૫૨૬માં કર્મણ-મંત્રીએ ' સીતાહરણ ' રચ્યું; નાકર, વિષ્ણુદાસ, ઉદ્ધવ અને એક અપ્રસિદ્ધ કવિ ક્હાને લગભગ સોળમા સૈકામાં રામાયણના આખા અનુવાદો રચ્યા છે. ગિરધરનું લોકપ્રિય ' રામાયણ ' (સં. ૧૮૯૩) આટલું પ્રાચીન ન જ કહેવાય

રામાયણની મહત્તા—રામના સમગ્ર ચરિત્રમાં—એક વચન એક પત્ની, એક બાણ—પ્રજાપ્રેમ, નીતિસંરક્ષણ, આજ્ઞાપાલકતા—એ જ ગુણો ખાસ તરવરી રહે છે. રામાયણનો હેતુ શુદ્ધ ચારિત્રના પાયારૂપ આવા ગુણોનો આદર્શ આપવામાં સમાયેલો છે; અને તેમાં જ કાવ્યની મહત્તા છે. રામ એ સાક્ષાત્ ધર્મમૂર્તિ છે; તેની ભાર્યા આત્મશ્રદ્ધા છે; બંધુ સત્ય વેણ છે; સહોદર એકવચન છે; માતા ત્યાગબુદ્ધિ છે: અને મંત્રી વેદોક્તવચનાનુસાર વર્તન છે રામબાણ, રામરાજ્ય—એક પત્નીવ્રત, એક વચન, એક બાણ ( रामो द्विर्नाभि-संधत्ते, रामो द्विर्नाभिभाषते। )—એ સર્વ ભગવાન રામચંદ્રના ઇતિહાસ સાથે સંકળાયલાં નામો, આર્યપ્રજામાં સેંકડો વર્ષ થયાં ધરગથ્થુ શબ્દો થઈ પડયાં છે

[ ઈ ]

## ગુજરાતીમાં રામાયણી કથા

મોટે ભાગે પ્રાચીન ગુજરાતી કવિઓનો કાવ્યસ્રોત રામાયણ, મહાભારત, ભાગવત, હરિવંશ અને બીજાં પુરાણોમાંથી વહેવા પામ્યો

છે.* કોઈએ કહ્યું છે તેમ, જો આર્યાવર્તમાં રામ અને કૃષ્ણ ન થયા હોત તો આર્ય પ્રજાના કવિઓ અને ઋષિઓ માટે કાવ્યશાસ્ત્ર અને ધર્મરહસ્યના ગ્રંથો ગૂંથવાને બીજો કોઈ ઉત્તમ નાયક નહોતો. આ ખંડમાં તો ફક્ત રામાયણીની કથાના રસસાગરમાંથી અંજલિ ભરી ભરી પીનાર ગુજરાતી કવિવૃન્દનો જ પરિચય કરાવવો પ્રાપ્ત થાય છે.

વાલ્મીકિ રામાયણનું ગુજરાતી ભાષામાં પહેલું અવતરણ પંદરમા સૈકા પછીનું છે.× કારણ કે ગુજરાતીમાં રાજકીય ઊથલપાથલનાં વાવાઝોડાં તે પહેલાં દેશભરમાં ફૂંકાતાં હતાં; અને પ્રથમ અણહિલવાડ, પછી પાટણ, અને પછી અમદાવાદ એમ લગભગ સૈકે સૈકે ગુજરાતનાં પાટનગર બદલાવાથી, સાહિત્યને અનુકૂળ શાન્ત વાતાવરણ દેશમાં જામી શકતું નહોતું. ફક્ત જૈન સાધુઓએ પોતાના ઉપાશ્રયોમાં સાહિત્ય–જીવનનો કંઈક પ્રકાશ ટકાવી રાખ્યો હતો. તેથી જ આ પહેલાંનું બ્રાહ્મણ–સાહિત્ય અસ્તિત્વમાં હોવાનું જાણ્યુમાં નથી.

સં. ૧૩૦૦–૧૪૦૦—જૈન ધર્મીઓએ, બ્રાહ્મણ ધર્મમાંથી પોતાના સિદ્ધાંતને અનુકૂળ પડયાં તેટલાં, કથાનકો લીધાં છે. જૈનોનું મહાભારત છે તેમ पद्मपुराण અને त्रिषष्ठीशलाकापुरुषचरित्रમાં 'જૈન રામાયણ' હોવાનો ઉલ્લેખ કરી ગયા છીએ. વળી સં. ૧૩૬૧માં મેરુતુંગે રચેલા 'પ્રબંધચિંતામણિ'માંના 'મુંજરાજપ્રબંધ'માં દૃષ્ટાંત પણ રામકથામાંથી જ આપ્યાં છે–

---

* સરખાવો પ્રેમાનંદ, રણયજ્ઞ કડવું ૧–૧૦:
"અષ્ટાદશ પુરાણે અનન્ત કથા છે, કવિવાણીનો વિસ્તાર:
શ્રી ભાગવત ને રામકથા, બે સકલ શાસ્ત્રનું સાર."

× રામચરિત્રનું શિલ્પમાં આલેખન પશ્ચિમ હિંદમાં બહુ વિરલ છે. ઈડર સ્ટેટના લગભગ અગીઆરમા શતકના મનાતા 'શામળાજીના મંદિર'ના બહારના દેવપરમાં, કૃષ્ણચરિત્ર અને રામચરિતના પ્રસંગોનું આલેખન મળી આવે છે. તેમાંથી સપ્ત તાડ રામે વીંધ્યાનો પ્રસંગ તથા મારીચ-વધ વગેરેનાં શિલ્પ-આલેખને નોંધપાત્ર છે. ૪

"રાઉ બિભીષણ થાપીઉ, આપ્યઉ 'રાવણ પાટ રે;
રામનઇ લક્ષમણ ગૃહ ગયા, વાળી ન્યાયની વાટ રે. ૫૬
લંક દહી રાવણ હણી, વાળી સીત શ્રીરામિ રે;
મુનિ લાવણ્યસમય ઇમ ભણઇ, આવ્યાં આપણ ઠામિ રે. ૫૭
શીલિ જલિ પરથર તરઈ, શીલિ નવિ ડસઇ નાગ રે;
શીલિ અગનિ તે સીયલિ, શીલિ જસ સોભાગ રે. ૫૮
રામ અયોધ્યા આવીઆ, સોહઇ સીત અરધંગિ રે;
મુનિ લાવણ્યસમય ઈમ ભણઇ, બઈઠા રાજનઇ રંગિ રે." ૫૯

જૂનાગઢના એક શ્રીધરે સં. ૧૫૬૫ માં 'રાવણમંદોદરી સંવાદ' રચ્યો છે. તળાજાના વૈષ્ણવ કવિ મીકાકૃત 'રામપ્રબંધ' છે; પરંતુ તે મને ઉપલબ્ધ નથી: તેમજ સં. ૧૫૨૧ માં સ્વયંભૂદેવનું રચેલું 'રામાયણપુરાણ' ભાંડારકર રીસર્ચ ઇન્સ્ટિટયુટમાં છે.

ભાલણનાં 'રામબાળલીલા 'નાં પદ લોકપ્રિય છે: " કૃષ્ણની બાળલીલા કરતાં રામબાળલીલામાં સ્વાભાવિકપણું વધારે રહેલું છે; કારણ કે શ્રીકૃષ્ણ તો બાળ છતે મોટા હતા; તેમનાં પરાક્રમ સામાન્ય બાળક કરે તેવાં નથી તેથી જ રામનાં બાલચરિત્ર વર્ણવવામાં ભાલણે સારી કુશળતા દાખવી છે " એનો 'રામવિવાહ' હજી સુધી અપ્રકટ છે

સં. ૧૬૦૦-૧૭૦૦—આ સૈકામાં પ્રથમ, વૈશ્યકવિ નાકરકૃત અપ્રસિદ્ધ 'રામાયણ'ની નોંધ લેવી જોઈએ; તેની રચ્યાસંવત ૧૬૨૪ છે.+ આ કવિનું રચેલું 'લવકુશ આખ્યાન' પ્રસિદ્ધ છે. કહાન કવિએ સં. ૧૬૨૭માં રામાયણના ૭ કાંડ રચ્યા છે; તેની પ્રત વડોદરા સેંટ્રલ લાયબ્રેરીના સંગ્રહમાં છે. ભાલણના પુત્રો ઉદ્ધવ અને વિષ્ણુદાસે ૭

+ આ સંબંધી વિશેષ વિવરણ માટે જુઓ, ડો. ચીમનલાલ ત્રિવેદીના કવિ નાકર-એક અધ્યયન ( ૨૯૬૬ ) નાં પૃષ્ઠ ૨૫૩-૨૫૮

—ઓક્ટોબર ૧૯૬૬

કાંડનું રચેલું 'રામાયણ' રા. બ. હરગોવિન્દદાસે છપાવેલું છે. સ્તંભ-તીર્થના વિષ્ણુદાસે સં. ૧૬૪૫ થી ૧૬૬૦ સુધીમાં રામાયણના સાતે કાંડ રચ્યા છે; તેમાં ૪૭ કડવાંનો 'યુદ્ધકાંડ' સં. ૧૬૫૬માં પૂરો કર્યો જણાય છે ભાલણના પુત્રોએ મુખ્યત્વે કરીને વાલ્મીકિનો આધાર લીધો છે, વિષ્ણુદાસે કાલિદાસના રઘુવંશનો તથા લોકકથાનો ઉપયોગ કર્યો છે વિષ્ણુદાસે રામાયણ ઉપરાંત 'અંગદવિષ્ટિ' અને 'લવકુશ આખ્યાન'નાં નાનાં કાવ્યો રચ્યા છે. તુલસીસુત વૈકુંઠે સં. ૧૬૪૦-મા 'રામવિવાહ' રચ્યો છે બંધારા જાતિના કાશીસુત શેધજીએ ૧૮ કડવાનું 'હનુમંત ચરિત' સં. ૧૬૪૭માં રચેલું હજી અપ્રસિદ્ધ છે 'ધ્રુવાખ્યાન'વાળા તુલસીએ સં ૧૬૬૪મા 'સીતાજીનો સોહલો' રચ્યો છે. વિષ્ણુદાસના ગુરુભાઈ શિવદાસે સં. ૧૬૬૮માં 'પરશુરામનું આખ્યાન' રચ્યું છે રાણાસુતે સં. ૧૬૮૭મા અંગદ નાટક'ના આધારે 'મેહેરાવણનુ આખ્યાન' લખ્યુ છે, તે અપ્રકટ છે હરિરામે સં. ૧૬૯૩માં 'સીતાસ્વયંવર' રચ્યો છે

બૃહત્ કાવ્ય દોહન ભા ૪ થામા પ્રસિદ્ધ થયેલા 'સીતાના સ દેશા'નાં બાવન પદ લખનાર વજિયો, આ સકાના ઉત્તરાર્ધમાં થયો હોવો જોઈએ એમ માનવા કારણ છે એનો રચેલો 'રણજંગ' સં. ૧૭૪૦ ની પ્રત ઉપરથી 'રણયજ્ઞ'ની પહેલી આવૃત્તિમાં છાપ્યો હતો એની 'સીતાવેલ'ની (અથવા ફાર્બસ સભાની પ્રતમાં છે તેમ 'સીતરામરૂપ'ની) પ્રતની લખ્યા સવત ૧૭૧૪ ની છે; તે ઉપરથી એ કવિનો કવનકાળ સત્તરમા શતકના ઉત્તરાર્ધમા હોવો જોઈએ. સ્વયંવર મંડપમાં આવતી જાનકીનુ વર્ણન વજિયો અલંકારયુક્ત વાણીમાં આપે છે:—

"નારી અમ્બર ગોફણ રાજે, જાણે સેજ રચી શેષ નાગે,
નારી નિલવટ નિરમળ રેખા, જાણે પુનમચંદ્ર આલેખ્યા
રાખડી રતનાવલી સોહે, એને તેજે ત્રિભોવન મોહે,
અંજન મીન મધૂપ મૃગનયની, નાસા કિર કે ચંપકવણી"

પગની તળીએ અંબોળ રાતાં, કર પાણ પ્રગટ હુવા પરભાતા;
મુખપંકજ, રાગ કોકિલ, ગ્રીવા જાણે રચી ધન મોરા  ૩
મુખ આડો તે પાલવ સાહ્યો, જાણે ચંદ્ર ચાંદરણે છાયો;
ગજગતે ચાલે રાઘવઘરણી, એની પાહાની તે કુંકમવર્ણી."  ૪

'અપ્રસિદ્ધ ગુજરાતી પુસ્તક'ના છાપનાર પટેલ ચતુરભાઈ શંકરભાઈએ સં. ૧૬૭૩માં લખાયલી એક પ્રતમાંથી 'રામાયણનું ગદ્ય ભાષાંતર' બાલકાંડના ૩૬ અધ્યાય સુધી છાપેલું છે તેમાંથી સત્તરમા સૈકામાં લહિયાઓ લખતા તેવા ગદ્યનો નમૂનો અહીં આપીએ છીએ:—

"એક વાર વાલ્મીકનિ આશ્રમિ નારદ આવ્યા છિ । વાલ્મીકિ ઘણી પૂજા કરીનિ પૂછ્યું । આજ અહ્મો કૃતાર્થ કિધા । હે સ્વામિ અહ્માનિ કહોનિ એહવો ત્રૈલોક્યમાંહિ માનુભાવ પુરુષ કો છિ । . તે તમસાનિ તિરનિ વિધિ વાલ્મીકિ વિદ્યાર્થી સહિત તિહાં આવ્યા । તે ઉત્તમ તીર્થ દીઠું । તિહાં વિદ્યાર્થી સાથિ ધિરિયું વલ્કલ અણાવ્યું. તે તીર્થમાંહિ રહ્યા ।...એહવો શબ્દ મુખમાંહિથી નીસર્યું । ત્યાર પહિલુ પૃથિવીમાંહાં શ્લોક છંદ વાણી કાંઈ નથી । તે માટે વાલ્મીક તથા વિદ્યાર્થી વિચારવા લાગ્યા જે એ 'મહાવાક્ય શબ્દ' હવું, તે શું હવું । કાંઈ એક પદબંધ દીસિછિ । એમ વિચારતાં થિકાં, તીર્થ-વિગાહન કરી પોતાની આશ્રમિ આપ્યા । આસનિ બિઠા ધ્યાન કરવા લાગ્યા ।"

મંડણ કૃત 'સીતાનો સંદેશો' પ્રાપ્ત થયેલો છે. પ્રભાશંકરનો 'રાવણ-મંદોદરી સંવાદ' પ્રાચીનકાવ્ય ત્રિમાસિકમાં છપાયલો છે. જૈન લેખકોમાં દેવવિજયગણિ કૃત 'રામચરિત્ર' ગદ્યમાં સં. ૧૬૫૨માં રચેલું છે. પંડિત ચંદ્રગણિએ સ. ૧૬૨૯મા 'રામરાસ' લખ્યો છે. ગુણશીલે (ખરતર) સં. ૧૬૬૨માં 'અંજનાસુંદરીપ્રબંધ' રચ્યો છે. બાલ કવિએ સં. ૧૬૮૫માં 'સીતારામ રાસ' લખ્યો છે; વળી એક કનક-સુંદરે 'અંગદ વિષ્ટિ' રચી છે. સમયસુંદરે 'રામસીતાપ્રબંધ'ની ચઉપાઈ લખી છે.

જૈનોની રચેલી રામાયણી કથામાં પંડિત કેશરાજજીનો સં ૧૬૮૩ માં રચેલો "રામયશોરસાયન રાસ" (આનન્દકાવ્ય મહોદધિ મૌક્તિક ૨ જું) વધારે પ્રસિદ્ધ છે લખવાની જરૂર નથી કે જૈનોનાં કાવ્યોમા હિન્દુ કથાને આઘાત પહોંચે એવા વચનો અને કૃત્રિમ કથાના ક્ષેપક ભાગો ઘણા ઉમેરેલા નજરે પડે છે; ફક્ત તેમણે બ્રાહ્મણ ધર્મની કથાનો ઉપયોગ પોતાના સિદ્ધાંતની પુષ્ટિ અર્થે કરેલો હોય છે—તેટલુ બતાવવા પૂરતી જ, એ કાવ્યોની નોધ અહી લીધી છે

લક્ષ્મણને સાંગ વાગતાં મૂર્છા આવે છે ત્યારે સુષેણ વૈદની સલાહ પ્રમાણે હનુમાન દ્રોણાચલ ઉપરથી શલ્યવિશલ્યા ઔષધિ લાવે છે; તેના પ્રયોગથી લક્ષ્મણની મૂર્છા વળે છે આ પ્રસગ, જૈન રાસામાં એવી રીતે ફેરવીને ગૂથ્યો છે કે શલ્યવિશલ્યા નામે એક જૈનધર્મી પવિત્ર રાજકુવરીના પગનુ ધોયેલુ પાણી—ચરણામૃત—પાવાથી લક્ષ્મણની મૂર્છા વળી હતી: આટલુ બધુ જૈનધર્મ પાળનારનુ મહત્ત્વ છે।

સ. ૧૭૦૦-૧૮૦૦—આ અઢારમા શતકની શરૂઆતમા વિશ્રમસુત હરિરામે સ ૧૭૦૩મા 'સીતાસ્વયવર' રચ્યો છે વણિક્ હરિદાસે સ ૧૭૨૨માં 'સીતાવિરહ'નો ગ્રથ રચ્યો છે મહાકવિ પ્રેમાનન્દે સ ૧૭૨૯મા 'ઋષ્યશૃગ આખ્યાન' લખ્યુ છે એમનો ૧૭૪૧માં રચાયેલો 'રણયજ્ઞ' યુદ્ધકાંડના પ્રસગોને રસભરી વાણીમા વર્ણવે છે સ ૧૭૩૬માં ભવાન ભક્તે 'એ રાણાજી, રામજી સઘાતે રાડ ન કીજીયે' થી શરૂ થતો 'રાવણમંદોદરી સવાદ' સાત પદમાં રચ્યો છે થોભણે 'હનુમાન ગરબી' લખી છે સ ૧૭૭૭મા મહી ચદ્રશિષ્ય જયસાગરકૃત સીતાહરણ , ભાવનગર જૈનદિગબરસઘના સગ્રહમા છે સ ૧૭૮૭મા રામભક્તે 'યોગવાસિષ્ઠ'ના ૨૧ સર્ગ રચ્યા છે સ ૧૭૮૮મા 'ગરબા' લખનાર વલ્લભભટ્ટ મેવાડાના રચેલાં રામચદ્રજીનાં પદ મળી આવે છે

સં ૧૮૦૦-૧૯૦૦—આ સૈકાના પ્રારભમાં જ રામભક્ટે

'રાવણુમંદોદરી સંવાદ' અને 'અંગદવિષ્ટિ'નાં કાવ્યો રચ્યાં છે. પ્રહલાદાખ્યાનવાળા વસાવડના કાલિદાસે સં. ૧૮૩૨માં 'સીતા-સ્વયંવર' રચ્યો છે. આ સૈકામાં સ્ત્રીકવિઓએ રચેલાં કાવ્યોની નોંધ લેવાનું સુભાગ્ય સાહિત્યને પ્રાપ્ત થયું છે ઉમરેઠની સ્ત્રીકવિ પુરીબાઈએ સ્ત્રીઓમાં ગવાતા ૭ કડવાંના 'સીતામંગલ'માં રામનો વિવાહપ્રસંગ ગાયો છે. રત્નોર્મિની દિવાળીબાઈએ લગભગ સં. ૧૮૧૭માં રામચંદ્રનો જન્મ, બાળલીલા, વિવાહ અને રાજ્યાભિષેક વગેરે પ્રસંગોને લગભગ પાંચસે છૂટક પદમાં ગાયા છે. વડનગરની નાગર સ્ત્રી કૃષ્ણાબાઈએ 'હો રમતાં રઢ લાગી રાણીને'—એ ધ્રુવપદવાળો 'સીતાજીની કાંચળી'નો પ્રસંગ ગાયો છે. આ સ્ત્રીકવિએ 'સીતાવિવાહ' પણ રચ્યો છે એમ એ પોતે જ ઉપરના કાવ્યના છેવટમાં આપે છે; પરંતુ તે હજી કોઈ ઠેકાણે પ્રાપ્ત નથી.

કેટલાક નાના કવિઓએ રામાયણનાં છૂટક પદો લખેલાં છે. 'રઘુનાથ વન કેમ ચાલશો, કહે છે કૌશલ્યા માત' એ લીટીથી શરૂ થતી ૧૧ પદની 'રામ કથા' રાજારામે લખી છે. તે બૃ. કા. દો. ભાગ ૮માં પ્રસિદ્ધ છે. વલ્લભે રચેલી રામવિવાહના વરઘોડાની ત્રણ કાફીઓ પણ. બૃ. કા. દો. ભાગ ૮ માં છપાયલી છે. રણછોડભક્તે 'વનચર વીરા વધામણી, કહેને ક્યાં થકી આવ્યો? આ રે મુદ્રિકા શ્રી રામની, કહેને ક્યાં થકી લાવ્યો?'–થી શરૂ થતાં લોકપ્રિય ૧૧ પદમાં, સીતાસંદેશથી માંડી રાવણવધ પછી રામના અયોધ્યાપ્રયાણ સુધીનું 'રામચરિત્ર' આપ્યું છે.

રામૈયાએ લખેલા 'સીતાજીના બારમાસ'ના પરિચિત ઢાળથી સ્ત્રીઓ અજાણી નથી. એક વિદ્યાચંદ્ર નામના જૈન લેખકે 'રાવણને મંદોદરીએ આપેલા ઉપદેશની સઝાય' લખી છે. વૈષ્ણવ કવિ દયા-ાઈએ 'હનુમાન ગરુડ સંવાદ'નો રસિક વાણીવિલાસ રચ્યો છે તેમાં રામ અને કૃષ્ણનાં ચરિત્રનું રમ્ય પૃથક્કરણ કર્યું છે. આ

યુગના અંતમાં સં. ૧૮૯૭ માં સૌથી વધારે વંચાતું રામાયણ લખનાર ગિરધર થઈ ગયો છે. વડોદરાના પાદરા તાલુકાના માસર ગામના આ વણિક કવિએ વાલ્મીકિ ઉપરાંત હનુમન્નાટક, પદ્મપુરાણ તથા અગ્નિ-પુરાણને કથાસંબંધ મેળવી, પોતાનું રામાયણ' વલ્લભસંપ્રદાયી ગુરુ ગોસ્વામી પુરુષોત્તમમહારાજની આજ્ઞાથી રચ્યું છે.

સં. ૧૯૦૦–૨૦૦૦—આ અર્વાચીન યુગમાં પણ રામકથાની મોહિની જરા પણ ઓછી થઈ છે એમ નથી. જૂના અને નવા યુગ વચ્ચેના પુલ જેવા કવિ દલપતરામે 'શ્રવણ પિતૃભક્તિ નાટક' રચ્યું છે; એમનું 'રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં, સતી સીતાને આવતાં સાથ, કહે રઘુનાથ, પધારો પીયર ભણી'થી શરૂ થતું સીતાજીનું સુપ્રસિદ્ધ 'ધોળ' ઘણું લોકપ્રિય થયું છે.

અભયમૂર્તિ કવિ નર્મદે 'રામાયણનો સાર' સં ૧૯૨૬ માં ગદ્યમાં લખ્યો છે; અને વળી 'રામજાનકી-દર્શન' નામનું નાટક પણ એમણે રચ્યું છે.

'નારાયણ હેમચંદ્રે 'સીતા વનવાસ' નાટક, બંગાળી ઉપરથી લખ્યું છે રા. બ હરગોવિંદદાસની 'સીતાના કાગળ'ની 'હોરી'એ એ તેમના વખતમાં ઠીક ધ્યાન ખેંચ્યું હતુ મણિલાલ નભુભાઈ એ 'ઉત્તરરામચરિત ને। સુન્દર અનુવાદ કર્યો છે; અને રાજશેખરના 'બાલ-રામાયણ'નો અનુવાદ પણ પ્રકટ થઈ ચૂકયો છે શ્રી. છોટાલાલ નરભેરામ ભટ્ટ કલાદીપ—એમણે વસિષ્ઠ વિશ્વામિત્રના વિરોધનું 'ચંડકૌશિક' નાટક લખેલું તે ભજવાતું હતું.

સંસ્કૃત મહાકાવ્યની ધાટી ઉપર દોલતરામ પંડયાએ 'ઇંદ્રજિતવધ કાવ્ય' સં. ૧૯૪૩ માં પ્રસિદ્ધ કર્યું હતું. કવિ લલિતનું 'સીતા-વનવાસ' સં. ૧૯૫૮માં ભજવાયું હતું. સુરતની નાગર કવિ હરિ-સુખગૌરીએ 'ઋષ્યશૃંગ' નાટક રચ્યું છે. અને 'જ્ઞાનવાટિકા' નામનો

કાવ્યસંગ્રહ રચ્યો છે તેમાં 'રામચરિત્ર' અને 'રાજા દશરથનું શ્રાદ્ધ'નાં કાવ્યો આવી જાય છે.

દેશાઈ મણિભાઈ નારણજીએ 'રામવિયોગ' નાટક લખ્યું છે; તે સિવાય 'સંગીત રામરાવણ નાટક' પણ દીઠામાં આવે છે. શિવલાલ ધનેશ્વરે 'તુલસી રામાયણ'નો ગુજરાતી કવિતામાં અનુવાદ કર્યો છે; આતંકનિગ્રહ ગોળીવાળા મણિશંકર ગોવિંદજીએ 'રામ–રાવણ'નું પુસ્તક લખ્યું છે. ગુજરાતી પ્રેસના 'વાલ્મીકિ રામાયણ-ભાષાંતર'ને પણ અહીં ગણાવવું જોઈએ. આ પછી મિસિસ બિસેન્ટનાં રામાયણ ઉપરના વ્યાખ્યાનોનો તરજુમો રામચંદ્ર'ના નામથી વિદ્યાર્થીઓને જાણીતો છે ડાહ્યાભાઈ રામચંદ્રે બંગાળી ઉપરથી 'સીતા દેવી'નું પુસ્તક છપાવ્યુ છે. આ યુગની નોંધમાં છેવટે ૧૯૨૩માં છપાયનું શ્રી. ચંદ્રશંકર શુકલનું બાલકની ભાષામા લખાયનું ગદ્ય 'સીતાહરણ'– રામચરિત્રનો રસિક પૂર્વાર્ધ આપે છે.

'કાન્ત સ્મારક' માળાના ગદ્યપદ્ય સંગ્રહમાં આવેલું શ્રી જયન્તીલાલ ભટ્ટ કૃત 'રામરાજ્યાભિષેક અને વનવાસનુ કાવ્ય,' તથા સૌ. દીપકબા દેસાઈનુ 'રાજા દશરથની અંતઘડી'નું કાવ્ય ગણાવી શ્રી ન્હાનાભા (પ્રો નૃસિંહપ્રસાદ કા. ભટ્ટ)ના 'રામાયણનાં પાત્રો,' શ્રી ચંદ્રવદનનુ 'સીતા' નુ નાટક, તથા શ્રી. કિસનસિંહનુ 'ધરતીની' પુત્રી–એટલ પુસ્તકો તાજેતરમાં ગણાવવાં જોઈએ. સંવત ૨૦૦૪મા શ્રી જગજીવન દાસ મોદીએ 'રુચિરા રામાયણ' નામે ૫૧૭ 'રુચિરા છંદ'ની કડીઓથ લોકભોગ્ય શૈલીમાં રામકથા ગાઈ છે. તેમાં તેમને સારી ફત્તેહ મળી છે

આટલા દિગ્દર્શનથી જણાશે કે સૈકા ઉપર સૈકા જાય છે છતાં, રામાયણી કથાનો સ્રોત ગુજરાતમાં લેશમાત્ર પણ ક્ષીણ થયો નથી, અને થશે પણ નહી. કારણ કે આ રામાયણકથામૃત તો યુગયુગનું બાલક, માતાના દૂધની સાથે પીએ છે; અને કદાચ માતાના દૂધની સાથે તે નથી મળતું તો, પિતાની સાથે તેના ખોળામાં બેસી, બાલક જ્યારથી વાતો સાંભળવાનું રસિયું થાય છે ત્યારથી, તેના સામાન્ય શિક્ષણનો

મંગલ 'આરંભ આ' પુણ્યકથાથી થાય છે.

શિક્ષિતવર્ગ માટે ઉપર જણાવેલી કાવ્યસામગ્રી કામ લાગે તેવી છે; પરંતુ ગુજરાતના અભણ (ફક્ત વ્યવહારપૂરતું ભણેલા) વર્ગ માટે, લોકભોગ્ય એવી રામાયણી કથાનો કહેનારો પુરાણીવર્ગ તથા માણભટ વર્ગ—જે એ કથાની મોહિની લગાડતો અને તેમની રસવૃત્તિ કેળવતો—તે હાલ લુપ્ત થતો જાય છે એ પરમ ખેદની વાત છે.

[ ૭ ]

## પ્રેમાનંદના પુરોગામી

વજિયાકૃત રણજંગ—પ્રેમાનંદના પુરોગામીઓમાંથી વજિયો અને વિષ્ણુદાસે સમાન વિષયપર આખ્યાન–કવિતા કરી છે. વજિયાના કાવ્યની સં. ૧૭૪૦મા ઉતારેલી એક પ્રત ઉપરથી તેને 'રણયજ્ઞ'ની પહેલી આવૃત્તિમાં પ્રગટ કર્યું હતુ. તે આ ત્રીજી આવૃત્તિમાં ફરી દાખલ કર્યું છે. એના ૧૭ ટૂંકા 'પદ' જેવા 'કડવાં' છે. તેમાંથી ઉદાહરણરૂપે કડવું ૧૪ મુ–જેમાં, યુદ્ધવર્ણનનું કંઈક પ્રાસાદિક કહીએ તેવુ વર્ણન આવે છે. પ્રેમાનંદના 'રણયજ્ઞ'નું કડવું ૨૨મું આ સાથે સરખાવીને વાંચવા જેવું છે —

### કડવું ૧૪ મું

ત્રિકૂટાચલ તાલ, મળ્યા કપિરાવ, ઉગતે સૂર સુ સોફળીયા;
રામનો રણજંગ જાણી અણુભંગ, ઇંદ્ર બેસી વિમાન જોવા ચઢીયા ૧

કરડે કપિ દંત, ગાજે ગિરિશૃંગ; ત્રુટે શિરબંધ; ઠગે ઢળીયા;
દેઇ તે હડાક, વાજે વીરહાક, પડે શેષ ઢાક, શીસે ઢળીયા. ૨

ખળહળે લોહી ખાલ, જયંતા ખ ઘાલ, ધાકંતા તોખાર, સો ઢગ વળીયા
કીધો રિપુહોમ, દેઇ બંધ ધોમ, ઉકયા અંગ રોમ, ઊભા વળીયા ૩

ગરૂડે જાંબુવંત, હાકે હનુંમંત, ઇંદ્રજિત ને હનુમાન આથડીયા;
હનૂ કરે હોકાર, ગદાના ગુંજાર, તાંહાં કુંભકર્ણ ને લક્ષ્મણ આથડીયા ૪

ભાજંતે ગામ, રોક્યા એક ઠામ, ત્યાંહાં રાવણ રામ ધાયે મળીયા;
કવિ કરે વખાણ, સમરે પુરાણ, સાધે ગુણ તાં કવે દશકંધરીયા;
ધસે દશકંધ, તાણે ગુણબંધ, જાણે અર્ધચંદ્ર રાહુ ગળીયા. ૬

ત્રુટે કડીઆલ, કુટે અણીઆલ, વાજે વીર બાણ, આરાં પરીયા;
હોયે વપુ કાર, વાજે હથીઆર, તે જાયે ઘટ સું સોંસરીયા. ૭

આર્યા સર્વ સીર, કોપ્યો રઘુવીર, સાહ્યો શરધીર, સો સો દલીયા;
કોપ્યો કપિ કાળ, કાઢી અંતરાળ, ગળે ઘાલી માળ, કેસુ ફૂલીયાં ! ૮

રાવણનાં વાઢયા દસ શિર, જાણે શૃંગમેર, માથાં નાલિકેર પૂજા ચઢીયાં;
છેદી વીરા અંગ, કીધું દેહભંગ, હસીને ઘોરંગ,–શું લડથડીયા;— ૯

ઢોલ ઢમકતે, દદામા દમકતે, ઘંટા વાગે, નાદશું ધમધમીયા;
નિપન્યો રણજંગ, અંગાનો તરંગ, માંહે નવરંગ, કથા લખીયા. ૧૦

રઘુનાથનો રણજંગ, જાણી દેવ ઈંદ્ર, બેસી વિમાન જોવા ચઢીયા;
વજિયો જન વાણ, જય ભગવાન, ઋષિ વાલ્મીક કવિ કહીયા. ૧૧

જયો રઘુરાજ, કીધો ચાર ભાગ, આપ્યો મહા ત્યાગ, લંકા દળિયા,
વજિયા સુખ વાજાં, માથું શુભ જાણ, સતી ભગવાનજી લેઈ વળીયા ! ૧૨

વિષ્ણુદાસકૃત સુન્દરકાંડ—સં. ૧૬૫૬માં ૪૭ કડવામાં રચાયેલો, હજી અપ્રસિદ્ધ છે. આ કાવ્યની સં. ૧૭૩૬ની પ્રત વાંચતાં જણાયું છે કે, વિષ્ણુદાસે અસલ વાલ્મીકિનું સંસ્કૃત પાસે રાખીને જ પોતાનું કાવ્ય રચ્યું છે. દરેકે દરેક પ્રસંગમાં આ કવિ વાલ્મીકિને ઝીણવટથી વળગી રહે છે. રણયજ્ઞમાં પ્રેમાનન્દ જે પુરાણાન્તર્ગત તથા પ્રાકૃત રામાયણમાંની વાતોનો આશ્રય લઈ, રામચરિત્રને બદલાવે છે તેવો ફેરફાર કરવાનું વિષ્ણુદાસને રુચ્યું નથી. છતાં પદ્મપુરાણના વખતની અવતારકલ્પના કે–' રામ પરબ્રહ્મ છે,' ' સીતા માયા છે,' ' વાનરો દેવ છે' વગેરે–હકીકતનું અવલંબન તો તે કરે જ છે. લક્ષ્મણની મનચલાં ડોળાવાળ ભાવ્યાનો તથા હનુમાનને અહંકાર થવાનો પ્રસંગ, ઇન્દ્રજિતના હાથમાંથી અદીઠ રથ નીકળ્યાનો પ્રસંગ–વગેરે હકીકતો એમાં નથી ત્યાં મંદોદરીનો રાવણને બોધ, તથા નામપાઠમાં જણાવેલા રામનું

નારદની સ્તુતિથી જગાડ્યાની વાત તથા વાહન ગરુડનું સ્મરણ—એ હકીકતો તો વિષ્ણુદાસે કાવ્યમાં ગૂંથી છે ખરી. વિષ્ણુદાસમાં, કુંભકર્ણને કાચી ઊંઘમાંથી જગાડ્યાનો અતિશયોક્તિવાળો પ્રસંગ વાલ્મીકિના ૬૦મા સર્ગના શ્લોકે શ્લોકનો ભાવાર્થ આપે છે. લક્ષ્મણને, રાવણની સાંગ વાગતાં, મૂર્છા આવે છે; તે વખતે રામ જે વિલાપ કરે છે તે, કવિની વાનગી તરીકે નીચે આપીએ છીએ :—

"પિહિલાં રાજ્ય ગયૂં પોતાતણું, પછિ વનિ વસ્યા વેગિ કરી;
ત્યા—સ્યકો દુષ્ટ દશાનન, જાનકીનિ લ્યાવ્યો હરી. ૧૮
સુંદરીનિ પછિ સોધતા, અનેક વનમા રડવડ્યા,
પછિ ત્રિકૂટ ગિરિ પામ્યા સહી, આપિ વશ આવી પડ્યા. ૧૯
દૈવ—યોગિ દુષ્ટ સાથિ, વેર કીધૂં અતિ ઘણું;
અંહી યુદ્ધ કરતાં રહ્યું છિ હવા, અલ્પ સેન આપણું ૨૦
લઘુ ભ્રાત કેરા, દુ:ખની, તિ વાત નવિ જાઇ કહી;
નવિ જાણિએ હવિ જીવશિ, કિ પ્રાણ તે ત્યજશિ સહી! ૨૧"

—કડવું ૩૬

૨

## રણયજ્ઞનુ વસ્તુ

રણયજ્ઞ કાવ્યનો વિષય—પ્રેમાનંદકૃત પ્રસ્તુત આખ્યાન-કાવ્યમાં વાલ્મીકિ યુદ્ધકાંડનો મુખ્ય આધાર લેવાયો છે; છતાં કવિનો હેતુ આ કાંડના રસમય પ્રસંગોને જ મુખ્યત્વે કરીને વર્ણવવાનો છે. તેથી જ યુદ્ધનાં ઝીણાં વર્ણન કે પૃથક્કરણમાં કવિ ઊતર્યા નથી. કાવ્યના પ્રારંભમાં જ કવિ પ્રતિજ્ઞા કરે છે કે 'શતકોટિ રામાયણલીલા માંહાંથી સાર ગ્રહ્યું છે થોડું; જુધકાંડ માંહાંથી સંખેપે, રણજગન જુગતે જોડું.' તેથી જ એ વખતે વખત કહે છે કે 'છે રામચરિત્ર અપાર, પણ સાર લઈ પદબંધ કરૂં', 'ઘણું જુધ કીધું શ્રીહરિ, પદબંધ કરૂં સંખેપે કરી' 'જુધ થોડામાં વર્ણવું' 'વિસ્તાર તેહનો છે ઘણો, સંખેપે કરૂં-

પદબંધ; કહું કથા થોડામાં ઘણી, ન સમાય ઘટમાં સંધ' (સિંધુ) —વગેરે.

કવિનું કાવ્યપ્રયોજન આમ યથાવત્ યુદ્ધવર્ણન આપવાનું નથી; પરંતુ પોતાના કાવ્યના ઉત્કર્ષને માટે જેટલી હકીકત એમને રસપૂર્ણ લાગી તેટલી જ એમાં એ વર્ણવે છે. કાવ્યનો હેતુ લોકોત્તર આનંદ આપવાનો છે; અને યુદ્ધનાં ઔપચારિક અને લૂખાં વર્ણન આપવાથી એ આનંદની ક્ષતિ થાય છે. તેથી જ કવિએ બન્યા તેટલા યુદ્ધપ્રસંગો ટૂંકાવ્યા છે. પરંતુ એ યુદ્ધવર્ણનમાં પણ કવિને એકાદ રસબીજ હાથ લાગી જાય છે તો તે ઉપર કલ્પના અને ભાવાલેખનનું સિંચન કરી તેમાંથી સુંદર કાવ્યવૃક્ષ ઉગાડી દેવાનું એ ચૂકતા નથી.

## રણયજ્ઞ કાવ્યનું નામકરણ

યજ્ઞકાર્યમાં જે જે સાહિત્ય જોઈએ તેની સંભાવના રામાયણના યુદ્ધકાંડમાં કરીને કવિ પ્રેમાનંદે 'રણયજ્ઞ'ની રચના કરી છે. આ પૂર્ણ રૂપકની કલ્પના બહુ સુંદર છે

યજ્ઞમાં જેમ યજ્ઞસ્તંભ રોપાય છે, વેદી રચાય છે, આચાર્ય નિમાય છે, યજમાન દીક્ષા લે છે, ઉપહાર–ભેટ અને હોમવાની સામગ્રી સંબંધીઓ તરફથી આવે છે, સરુવા વડે ઘી હોમાય છે, કદમૂળની આહુતિઓ અપાય છે, પશુ–મહિષ અને અજ–નાં બલિદાન દેવાય છે, મનુષ્યહોમ થાય છે, યજ્ઞકુંડમા અગ્નિસ્થાપન થાય છે, તેની જ્વાલાઓ ઊઠે છે, અને પવનથી તે અગ્નિ પ્રજ્વલિત થાય છે, શ્રીફળની પૂર્ણાહુતિ થાય છે, અને છેવટે કામનાઓ પરિપૂર્ણ થાય છે: તેમ અહીં રામે કરેલા 'રણયજ્ઞ'માં રણસ્તંભ તે યજ્ઞસ્તંભ, રણભૂમિ તે વેદી, રામ તે આચાર્ય, વિભીષણ તે દીક્ષિત યજમાન, હનુમાન તે ઉપહાર લાવનાર સંબંધીઓ, બાણ તે સરુવા, રાક્ષસપરિવાર તે ઘી મંત્રી તે કદમૂળ, રાવણપુત્રો તે તલજવ, કુંભકર્ણ અને અતિકાય તે મહિષ અને અજ, ઇંદ્રજિત તે હોમવાનો પુરુષ, ક્રોધ તે અગ્નિ, બધું બાળી

નાખતી જ્વાળા તે જાનકી, અને મદદ કરનાર પવન તે લક્ષ્મણ, રાવણનાં દશ શીશ તે શ્રીફળ અને 'યજ્ઞ'ના ફળરૂપ છેવટની પૂર્ણ થવાની કામના તે દેવનું કાર્યઃ ભૂમિ ઉપરનો પાપનો ભાર ઓછો કરવાનો રામના અવતારનો હેતુ—આ રીતે રૂપકપરંપરા અહીં કવિએ ગોઠવી છે.

કવિ વજિયાના 'રણજંગ'નું નામ—જેની હસ્તલિખિત પ્રતિ સં. ૧૭૪૦ની મળી છે તે કદાચ પ્રેમાનંદના જાણવામાં અથવા સાંભળવામાં આવ્યું હોય એમ સંભવે છે; કારણ કે પ્રેમાનંદનો 'રણયજ્ઞ' વિસ્તૃત સ્વરૂપે સં. ૧૭૪૧ માં રચાયો છે. પરંતુ તેની પહેલી સંક્ષિપ્ત આવૃત્તિ તે પહેલાં હશે એમ માનવાને કારણ છે.

'ગીતગોવિંદ'ના શ્રી કે. હ. ધ્રુવના અનુવાદમાં "રણયજ્ઞે રાવણનાં શિર કાપી, તર્પ્યા દિક્પાળો બળિ આપીઃ જય કેશવ રાઘવ-રૂપ, જય જગદીશ હરે" 'રણયજ્ઞ' શબ્દ વાપર્યો છે.

પરંતુ, રણને યજ્ઞ સાથે સરખાવવાની કલ્પના સૌથી પહેલાં **મહાભારત**, સભાપર્વ અધ્યાય ૨૦માં મળે છે+:-

> **स्वर्गो ह्येयं समास्थाय रणयज्ञेषु दीक्षिताः ।**
> **यजन्ते क्षत्रिया लोकास्तद्विद्धि मगधाधिप ॥**—શ્લોક ૧૫

, તે જ રૂપકનું બીજ, આઠમા સૈકાના પ્રારંભમાં થઈ ગયેલા કવિ ભટ્ટનારાયણના **वेणीसंहारनाटक**માંના, પહેલા અંકના ૨૫મા શ્લોકમાં પલ્લવિત થયેલું જોઈ શકાય છે: ત્યાં 'રણયજ્ઞ'નો સ્પષ્ટ ઉલ્લેખ મળે છે જેમાં રણની યજ્ઞ તરીકે રૂપકપરંપરા પણ યોજવામાં આવી છે:

[યુદ્ધનાં દુન્દુભિનો અવાજ સાંભળાતાં દ્રૌપદી ભીમસેનને પૂછે છે:-]

---

+ જુઓ, શ્રી કે. કા શાસ્ત્રી: "પ્રેમાનંદ એક અધ્યયન" (૧૯૫૮) પૃ. ૨૦૮ ઉપરની પાદ-નોંધ.

દ્રૌપદી—આ ઘોર ધ્વનિ ઘડીઘડી શેનો સંભળાય છે?

ભીમ—દેવી, બીજું શું ? એ તો યજ્ઞ શરૂ થયો છે.

દ્રૌપદી (સવિસ્મય)—એવો વળી કયો યજ્ઞ?

ભીમ : રણયજ્ઞ : જુવો ને—

(શાર્દૂલવિક્રીડિત)

चत्वारो वयमृत्विजः स भगवान् कर्मोपदेष्टा हरिः।
संग्रामाध्वरदीक्षितो नरपतिः पत्नी गृहीतव्रताः॥
कौरव्याः पशवः प्रियापरिभवक्लेशोपशान्तिः फलम्।
राजन्योपनिमन्त्रणाय रसति स्फीतं यशोदुन्दुभिः॥

(સમશ્લોકી અનુવાદ)

ઋત્વિક્ ચાર અમે, સમગ્ર ગુણવાન આચાર્ય તે શ્રીહરિ,
રાજા સંગરયજ્ઞદીક્ષિત, અને પત્ની વ્રતો સૌ રહીઃ
કૌરવ્યો પશુ, ને પ્રિયાપરિભવ–ક્લેશો મટે એ ફલઃ
ભૂમીપાલ નિમન્ત્રવા ગડગડે આ દુંદુભિ તાડિત.×

શ્રો. કે. કા. શાસ્ત્રીએ 'રણયજ્ઞ'ની રચના માટે સં. ૧૭૪૬ની સાલ આગળ ધરી છેઃ અને સં. ૧૭૪૧ની સાલને યોગ્ય માની નથી. પરંતુ જે રીતે આ આખ્યાનમાં દેસાઈ મહેતા શંકરદાસ અને કાવ્ય રચવા સંબંધી તેમણે કરેલી સૂચના—આજ્ઞાનો ઉલ્લેખ છે; તે વિચારતાં શંકરદાસની હયાતીમાં જ આ પ્રસંગ બન્યો હોવો જોઈએ '

પ્રેમાનંદનો નંદુરબાર—નિવાસ સં. ૧૭૩૭ થી ૧૭૪૫ સુધીનો હોવા બાબત, નંદુરબારના દેસાઈ અને કાનુનગો એવા 'સરકાર મહેતા શંકરદાસ'ના ઘરની નગદી હિસાબની અસલ ગુજરાતી વહીઓ પ્રાપ્ત થઈ છે તે ઉપરથી, નિઃસંદેહ જાણી શકાય છે. 'નગાખ્યાન'ની

× આ સમશ્લોકી અનુવાદ વડોદરાના મારા મિત્ર શુદ્ધાદ્વૈતવિશારદ શાસ્ત્રી બદરીનાથ કાશીનાથ, સાહિત્યશિરોમણિ, ન્યાયભૂષણ–એમણે કર્યો છે

રચના શંકરદાસને સાંત્વન આપવાના હેતુથી કરી હતી. તે પછી શંકરદાસનું પણ નિધન થયાનું જણાય છે એટલે તે પછી પ્રેમાનંદ નંદુરબારમાં રહ્યાનો કોઈ આધાર મળ્યો નથી.

× × ×

" સંક્ષેપે કથા કહી હતી પૂર્વે, તે આજે વિસ્તારીજી"?– કવિના આ વિધાન સામે એક મુદ્દો ઉઠાવવામાં આવ્યો છે: તેનું નિરસન સને ૧૯૪૯માં પ્રકટ થયેલી મારી સંશોધિત સુધારેલી ' રણયજ્ઞ'ની બીજી આવૃત્તિમાં આપેલી નવી હકીકતથી આપોઆપ થઈ જાય છે.

" સં. ૧૭૮૭ના કારતક સુદ ૮, શુકલપક્ષે વાર સોમ જગદીશદાસ વણારસીદાસ, લાડ વીસા—એમણે સુરતમાં ઉતારેલી ' રણયજ્ઞ 'ની પ્રતમાં ' રણયજ્ઞ 'નું ૨૨મું કડવું નીચે પ્રમાણે " સારંગની ચોપાઈ "માં લખેલું મળી આવ્યું છે: તેમાં માત્ર બબ્બે યમક કે અનુપ્રાસ સિદ્ધ થઈ શકે છે—"

કડવું ૨૨ મું

(સારંગની ચોપાઈ)

શ્રીરામ સંગ્રામે સોહ્યા રે, પાડી બીસ કવિવર દોડયા રે;
ભુજાદંડ પ્રચંડ કરતા રે, અસ્ત્રધાર અપરિમિત ધરતા રે. ૧
મહાબળે તે ચકચૂર થાય રે, મૂછ કૂછ ઉછાળા ખાય રે,
ભેલે સાંગ ત્રિશૂળે વેધે રે, મહા ક્રોધ ધરી શિર છેદે રે. ૨
થયા લથબથ સમરથ શૂર રે, પડધાયે છેદાયે પૂર રે,
મહાઘોર શબ્દ સહુ કરતા રે, ભર્યા શ્વાસ ચોપાસે ફરતા રે. ૩
ધરે જંગ મુખ કરમુખ આખે રે, કરે સંગ્રામ કો કોને ન સાંખે રે,
કીધું રાક્ષસદલ સંહાર રે, દસકંધ આવ્યો તેણી વાર રે ૪
કુંદમુંદ મહામલ્લ પડિયા રે, રાક્ષસ જુદ્ધપતિ રડવડિયા રે,
નાસા-કર્ણ વાઢ્યા કો કીધા રે, શોણિતની નદીમાં નાખી દીધા રે. ૫

કપિ હાથમાં એ તલવાર રે, કોઈને મારે ખડ્ગની ધાર રે,
સામાસામા વઢે બળવંત રે, બહુ સેનાનો આવે અંત રે ૬
રાવણ રાયતણાં શસ્ત્ર પડિયાં રે, પાખર બખ્તર બહુ રડવડિયાં રે,
પડિયા સુભટના મુગટ રોળોવટ જાય રે, બલ-પૂરમાં શૂર ચકચૂર થાય રે. ૭
પડે હલમૂસલના પ્રહાર રે, દલ બહુનો થાય સંહાર રે,
છૂટે બાણ, સંખ્યા નવ થાય રે, રણ છોડીને નાઠા રાય રે. ૮
પડે ધજા સહિત હથિયાર રે, માંહે માંહે કરે બહુ માર રે,
પદ-ઘાએ પડછંદા વાગે રે, ધૂમધૂમ તે પૃથિવી કંપે રે. ૯
કોઈ વૃદ્ધ ને કોઈ એક લાલા રે, લઘુરૂપ છે કોઈ બાલા રે;
ઉભો જુવે લંકાનો રાય રે, દલ નાઠું પુરભણી જાય રે. ૧૦
દશકંધ ધનુષ પછી તાણે રે સેના જર્જરી બહુ કીધી બાણે રે,
મહાક્રોધ આણ્યો પછે મન રે, બહુ માર્યું રામનું સૈન્ય રે. ૧૧

(વલણ)

સૈન્ય માર્યું અતિઘણું, તે જોઈ કોપ્યા શ્રીરામ રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, રાવણ રામનો સંગ્રામ રે. × ૧૨

ઉપરનું કડવું, વિસ્તારેલી આવૃત્તિમાં (રાગ દેશાખ; છંદ ભુજંગીની ચાલ; ત્રિતાલમાં) 'સંસ્કારેલું અને પાઠ્ય કવિતાને ઝલક આપે એવી રીતે રૂપાન્તરિત છે

શ્રીરામ બલધામ સંગ્રામ સોહ્યા;
પાડી રીર મહાવીર કપિવીર દોડ્યા;
ભુજદંડ પરચંડ દુમદંડ અહેના,
અંધાધાર અપાર બહુ માર સહેતા. ૧

× સં. ૧૭૦૭ના કારતક સુદ ૩, શુક્લપક્ષે વાર સોમ જગદીશદાસ બનારસીદાસ-શાક વીસા એમણે સુરતમાં ઉતારેલી પ્રતમાંથી.

મહાધર બલપૂર ચકચૂર ચાયે,
        મૂછાળા પૂંછાળા ઉછાળા જ ખાપે;
વડે મલ્લ કો શલ્ય શું ભલ્લ ભેદે,
        પાડી ચીસ કરે રીસ કો શીશ છેદે. ૨

હયબથ્થ ઉન્મત્ત સમરથ્થ શૂરા,
        પડે ઘાય છેદાય કો થાય પૂરા;
અસ્થિ ચૂરે વલૂરે ઝૂડે નાદ કરતા,
        ભર્યા શ્વાસ ચોપાસ તે ત્રાસ ભરતા. ૩

ઝગે ધાર તલવાર, મુખ 'માર' ભાખે.
        રાખી મામ સંગ્રામમાં નામ રાખે.
ભચરડે વતરડે ક્રોધે દત કરડે.
        મચરડે ઢસરડે કોઈ આંખ તરડે. ૪

રૂંઢ મુંડ કરદંડ ખંડખંડ પડિયા,
        અસુર ગૂઢ મહામૂઢ મૂઢ ચઢિયા.
નાસ કર્ણ કર ચર્ણ બહુ ઘર્ણ ઢળિયાં!
        વેધ્યાં શરીર; રૂધિરશું નીર ભળિયાં. ૫

હકારે વકારે કોઈ ત્યાં ખોંખારે,
        પોકારે હોકારે મારે ખડ્ગ-ધારે.
પગે ઝીક, પડે ઢીક, હૈયે હીક આવે.
        આણે અંત બળવંત ગ્રહી દંત ચાવે. ૬

યત્ર તત્ર સર્વત્ર બહુ છત્ર પડિયાં,
        પાખર બખ્તર ટાટર કકડિયાં;
પડયા મુગટ સુભટ દોહોવટ જાયે,
        બલપૂર મહાધર ચકચૂર ચાયે. ૭

ચઢી, ગોર્ય અટી, લટી પુકારે,
દટી કે પટી, ઝટી જ મારે,
પડે દગ મુદગ ભોગગ ભારે,
મુદ્દગર તોમર શિરપર મારે. ૮

છૂટે બાણ તે પ્રાણ પરાણ કસિયા,
કૈના હાથ શિરાણ રુડકાણ ધસિયા,
પડે ધ્વજ દશ ગજ એક જ થાપે,
અંગાણ ભૂંભાણ સંભાણ જાપે. ૯

ગીઝે વેઘ સકેશ સર્વેશ સદામો.
મહાજોધ વિરોધથી ક્રોધ પાપ્યો,
દશમુખ ધનુખ દુઃખદ તણે.
સેના વાનરી જાજરી કીધી રાણે: ૧૦

(વલણ)

[સેના જાજરી રાવણે કીધી, તે જોઈ કોપ્યા શ્રીરામ રે.
ભટ પ્રેમાનંદ કહે કથા: રામ-રાવણનો સંગ્રામ રે.] ૧૧

આ કડવામાં આપેલા યુદ્ધવર્ણનમાં, દરેક ચરણમાં ત્રણ ત્રણ યમક આવે છે; તે ઉપર તાલ પડવાથી, 'છંદ ત્રિતાલો' એમ કહ્યું છે. નિશ્ચિત સમયે શબ્દ ઉપર જે 'ભાર' અથવા 'આઘાત' પડે છે તેને 'તાલ' કહે છે. છંદમાં અનુપ્રાસની ઝડઝમકને લીધે, લડાઈના વર્ણનને માટે તે બહુ અનુકૂલ જણાય છે. ચારણી ડિંગલભાષાના છંદોમાં જે રસમાધુર્યદ્વારા, વર્ણવાતા રસનો સાક્ષાત્કાર કરવાનું શબ્દોદ્વારા શક્ય બને છે તેનો લાભ કવિ પ્રેમાનંદે ઉઠાવ્યો છે. રણયજ્ઞની પ્રથમ રચેલી કથામાં આ કડવું 'સારંગની ચોપાઈ' રૂપે મળી આવે છે. તેને જ કવિ પ્રેમાનંદે ફરીથી ત્રિતાલ સાચવીને સંસ્કાર્યું છે.

સંવર્ધિત આવૃત્તિનું 'બીજું' પ્રમાણ—ખુદ કવિએ સંસ્કારેલી 'રણયજ્ઞ'ની નવી આવૃત્તિમાં, એક બીજો રસિક મુદ્દો કવિએ

ચર્ચ્યો છે: રામરાવણના યુદ્ધને અંતે કુંભકર્ણ ઈંદ્રજિત આદિની ઉત્તરક્રિયારૂપે તેમના દેહનો અગ્નિદાહ કર્યો: પરંતુ રણમાં મૃત્યુ પામેલા વાનરો ઉપર અમૃતનો મેહ વરસ્યો (રામના અનુગ્રહથી). તો જ વાનર સહુ જીવતા થયા:

આ વર્ણન આટલે આવે છે તે વખતે એક 'સંદેહ' અને એનું 'સમાધાન': કવિએ ઉમેરીને, ઔચિત્યમાં વધારો કર્યો છે. આ પંક્તિઓ (કડી ૩૭–૪૩. સાત ટૂંકો) પ્રચલિત છાપેલી પ્રતોમાં નથી: પરંતુ 'પદ પૂરણ સાતસેં'—એવી કવિ—પ્રતિજ્ઞાને ધ્યાનમાં લઈ, અનેક હસ્તલિખિત પ્રતિમાં આ સાત ટૂંકો મળી આવતાં, તેનો સમાવેશ મૂળ પાઠમાં યોગ્ય સ્થળે કર્યો છે: સંક્ષેપે કહેલી કથાનો વિસ્તાર કર્યાનો આ બીજો આધાર આમ મળી આવે છે —

[કુંભકર્ણ ઈંદ્રજિત આદે જોદ્ધા, દહ્યા સરવના દેહ રે:
વાનર સહુ જીવતા થયા, વરસ્યો અમૃતનો મેહ રે.]—૩૬
ભારદ્વાજ વાલ્મિકને કહે છે: "સંદેહ રહ્યો છે ચિત્ત રે:
અમૃતનો વરસાત વરસ્યો: કયમ જીવ્યા નહી દૈત રે?"—૩૭
વળતા વાલ્મિક ઊચરે· "સુણો, તમો ઋષિરાય રે!
કથા તમને કહું વિસ્તારી, સંદેહ તમારો જાય રે—૩૮
રાવણકેરા જોદ્ધા નિકળ્યા, કરવા રામશું સંગ્રામ રે
'કોય વીર દેખાડો મારા!, દશરથ કેરા રામ રે'—૩૯
—એમ 'રામ' 'રામ' કરતાં મર્યા તે, પામ્યા સુરલોક રે:
ચડી વિમાને તે સંચર્યા: નહિ ગર્ભવાસ ને શોક રે—૪૦
રામતણા જે જોદ્ધા આવ્યા, લેતા રાક્ષસ નામ રે:
જુદ્ધ સમે તેમના જીવ નીસર્યા, ફર્યા મસાણે ઠામ રે—૪૧
ભૂત થઈ, પાસે ભમતા હૂતા, થયો આંહી વરસાત રે:
જીવ ધસી દેહ મધ્યે પેઠા, રામતણે પરતાપ રે—૪૨

ભારદ્વાજનો સંદેહ ભાંજ્યો થયા મન રળિયાત રે :
વાનર-સાથ સજીવન થાતાં, વાધી મંગલ વાત રે—૪૩
—કડવું ૨૫

[ સં. ૧૮૬૮ની પ્રત, ડાહીલક્ષ્મી લાયબ્રેરી, નડિયાદ : શ્રાવણ સુદ પૂનમ, શનેઉ : લિખિતં શા. પીતાંબરદાસ શામજી, જ્ઞાતે નાગર દશા, વાસ્તવ્ય મુબાઈ ! ]

## રણયજ્ઞ

### પ્રેમાનંદ અને ગિરધર; કેટલુંક સામ્ય

'રામાયણ' અનુવાદમાં ગિરધર કવિનાં યુદ્ધની સજાઈનાં વર્ણનો પ્રેમાનંદની વાણીનો ભાસ કરાવે છે 'રામાયણમાં'નુ યુદ્ધને માટે રાવણના પ્રયાણનુ વર્ણન :—

(ભુજંગી ૭૬)

"ચઢિયો રાય લંકાતણો યુદ્ધ કરવા,
જાણે કોપિયો વિશ્વના પ્રાણ હરવા.
વાગી હાક પુરમાં, અસુર સર્વ મળિયા,
વાહન સૈન્ય સજી ચઢયા યુદ્ધે બળિયા
લક્ષપુત્ર પોતા તણા કાળ ભાથી,
સવા લક્ષ ચઢયા તેના સંગ સાથી
મંત્રી મહારથી સારથી સંગ શરા,
જાણે યુદ્ધની પેર, પરપંચ, પૂરા
ચતુરંગ સેના ચઢી રાય સામે,
ધર્યા શરીરે વિજય-પત્ર માથે.
ફાટે સિંધુ જેવો અઘોકાલ ફેરો;
એવું દળ દેખાય ઘણ રાય ઘેરો

સકળ સૈન્ય મધ્યે કનક મેરુ જેવો,
દીસે રત્નમય રાયનો રથ તેવો.
રચ્યો છે સ્વહસ્તે વિરંચિ સુવાને,
નથી જોડ ત્રિલોકમાં એ સમાને.
રવિ સહસ્રનું તેજ રથમાંહિ ચળકે,
કનક કળશ મણિમય ધ્વજા—દંડ ઝળકે.
બેઠો રાય રથમાં સજી શસ્ત્ર ભાથા,
પહેર્યાં કવચ અંગે અલૌટોપ હાથા.
શિરપર છત્ર દશ તે સૂર્ય પત્ર જેવાં,
અમર વિંજણા વિજળી જ્યોતિ જેવાં.
શ્યામકર્ણ ઘોડા જોડયા રથ રાજે,
જેને જોઈ ઉચ્ચૈઃશ્રવા અશ્વ લાજે.
ગાજે ઘૂઘરી ઘણઘણે ઘંટઘંટા
ખાંડાં ખડખડે વાંકડા વીરકંટા.
હય હણહણે પાણપંથા નચતા,
ચાલે જળ અનળમાં આકારી મચંતા.
ચાલે ઘૂમતા ગજ ચિત્કાર કરતા,
સીંચે શેરીઓ મદ માતગ ઝરતા.
અંબાડી તપે તેજ, રવિ-બિંબ જાણે,
ચાપે ઘંટનો ઘોર સહેવાય કોણે ?
ગાજે દુંદુભી ગડગડે, છે ત્રંબાળુ,
ગોમુખ ભેરી રણતૂર વાજે રસાળું.
પરવતપ્રાય ચાલે, યાતુધાન શૂરા,
સિંહનાદ કરતા યુદ્ધે વીર પૂરા.

બીકથી જ રાવણ સીતા ઉપર બળાત્કાર કરતાં ખંચાતો હતો.

'રણયજ્ઞ'માં કુંભકર્ણ જ્યારે રાવણને કહે છે કે 'જો વાડીમાં બેસાડી જાનકી, તો લાવ્યો કોણ કામ રે?'–ત્યારે પ્રેમાનંદ, રાવણના મુખમાં આવા શબ્દો મૂકે છે–'જ્યારે દેખું હું સતી જાનકી, જાણું હોય એ આપણી માત!'–બળાત્કાર ન કરવાનું આ અવનવું કારણ, ખરેખર જુદી જ અસર કરે છે.

સર્ગ ૨૩–૨૪ માં વાનર સૈન્યની વ્યૂહરચના વર્ણવી છે. ગોઠવાઈ રહેલી સેનાને રાવણનો છાનો દૂત શુક જોવા આવે છે; તે પકડાતાં રામ તેને છોડી મૂકે છે. તે દૂત રાવણને રામસેનાનું વર્ણન કરી, સીતાને પાછી આપવા વિનવે છે. સર્ગ ૩૨ માં રામનું માયાવી મસ્તક લઈને વિદ્યુજ્જિહ્વ રાક્ષસ, અશોકવનમાં સીતા પાસે આવે છે. અને સીતાને તેથી મૂર્ચ્છા આવે છે. રાક્ષસી સરમા, સીતાનું સમાધાન કરે છે.

આ પ્રસંગ પ્રેમાનંદે 'રણયજ્ઞ'માં લીધો નથી.

સર્ગ ૩૭ માં લંકા ઉપર હલ્લાની તૈયારીનું વર્ણન આવે છે. ત્યાં શ્લોક ૩૨ માં રામ કહે છે–'આ સંગ્રામમાં કોઈ પણ વાનરે મનુષ્યસ્વરૂપ ધારણ કરવું નહિ; કારણ કે વાનરસેના એ આપણી સંજ્ઞા છે:–

[ न चैवं मानुषं रूपं, कार्यं हरिभिराहवे ।
एषा भवतु संज्ञा नो, युद्धेऽस्मिन्वानरे बले ।
वानरा एव नश्चिह्नं स्वजनेऽस्मिन्भविष्यति ॥ ]

અને આ સંકેત પ્રમાણે રામ, લક્ષ્મણ અને ચાર મંત્રીઓ સહિત રાજા વિભીષણ–એટલા સાત જ મનુષ્યસ્વરૂપમાં ફરતા હતા. આ શ્લોક ઉપરથી જણાય છે કે 'વાનર' એ દક્ષિણની અર્ધસંસ્કૃત પ્રજા માટે જ સંજ્ઞા જેવો શબ્દ હશે; વાસ્તવિક રીતે એ મનુષ્ય જ હતા.

સર્ગ ૪૭ : કડવું ૧૫ :

સર્ગ ૪૧ માં વાલીપુત્ર અંગદ, વિષ્ટિ માટે જઈ આવે છે; પછી સર્ગ ૪૨ થી યુદ્ધની ખરી તૈયારી થાય છે ( કડવું ૩ ). સર્ગ ૪૩-માં દ્વંદ્વયુદ્ધ-વર્ણન છે ( 'સમાન જોદ્ધા લીધા છે વરી '-કડવું ૧૫-૧૫ ); અહીં સૌ સૌની જોડ ખોળી લે છે અને દ્વંદ્વયુદ્ધ જામે છે. બંને વર્ણનોનો વિષય સરખો છે, પણ હકીકતમાં કેટલોક ભેદ છે. વાલ્મીકિમાં ઇંદ્રજિત સામે અંગદ લડે છે, પ્રેમાનંદમાં 'ઇંદ્રજિત ને જોધો લક્ષ્મણ '-એમ આપ્યું છે; સુષેણ વૈદ્ય સાથે વિદ્યુન્માલી લડે છે, રણયજ્ઞમાં સામો વિરૂપાક્ષ કહ્યો છે: આટલી વીગતોમાં ફેરફાર છે.

સર્ગ ૪૪ માં રાત્રિના અંધકારમાં થયેલા ઘોર યુદ્ધનું વર્ણન છે ( કડવું ૧૫ ). સર્ગ ૪૫ માં અંગદના પરાક્રમથી હારી ગયેલો ઇંદ્રજિત ક્રોધાવિષ્ટ થઈ નાગપાશબંધ યોજે છે; અને રામલક્ષ્મણને બાણથી વીંધે છે. એમનાં વીંધાયલા શરીરમાંથી લોહી ઝરવા લાગ્યું; એટલે, જેમ પુષ્પિત થયેલાં બે ખાખરાનાં વૃક્ષ હોય એમ તે શોભતા હતા.

આ વીંધાયાની વાત 'રણયજ્ઞ'માં લીધી નથી.

સર્ગ ૪૭ માં ઇંદ્રજિતે રામ લક્ષ્મણને નાગપાશમાં બાંધ્યા એટલે રાવણે સીતાનું રક્ષણ કરનારી રાક્ષસીઓને પાસે બોલાવી: અને કહ્યું કે ' ઇંદ્રજિતે રામ-લક્ષ્મણને મારી નાખ્યા છે ' એ વાત તમે સીતાને જઈને કહો, અને સીતાને પુષ્પક વિમાનમાં રામ-લક્ષ્મણ જ્યાં રણમાં પડ્યા છે તે દેખાડો " ( કડવું ૧૫, ટૂંક ૩૮ થી ૪૩) સીતાને પુષ્પકમાં બેસાડી ત્રિજટા રણભૂમિ ઉપર તેને લઈ આવી; સીતાએ વાનરસૈન્ય પડેલું જોયું અને અસંખ્ય બાણથી વીંધાયલા રામ-લક્ષ્મણ, જાણે બાણના ભાથા જ ન હોય એમ, જોઈને શોચ કરવા માંડ્યો.

પછીના સર્ગમાં, ત્રિજટા સીતાનું સમાશ્વાસન અને સમાધાન કરે છે તે કથા આવે છે. સમાધાનના પ્રકાર વાલ્મીકિના અને પ્રેમાનંદના જુદા જુદા છે. સીતાને રણભૂમિ ઉપર લાવવામા આવી છે-એવી ખબર મોહપાશમાં પડેલા રામને પડતી નથી; પણ પ્રેમાનંદે આ સ્થળે

'તોહાં નિવારવા સીતાનું દુખ, રામે હસતું કીધું નિજ મુખ'—(કડવું ૧૫-૪૨)—એમ લીટી મૂકી, પ્રસંગમાં સ્વાભાવિકતા સાથે સુંદરતા આણી છે.

સર્ગ ૫૦ માં રામલક્ષ્મણને મૂર્છા પામેલા જોઈ ચિંતાતુર થયેલા સુષેણ વૈદ્ય, સંજીવની ઔષધિ લેવા હનુમાનને જવા કહે છે એટલામાં એકાએક વાયુ ફૂંકાવા લાગ્યો, અને મોટા ગરુડને પોતાની મેળે આવતા દીઠા એટલે, શરરૂપ થઈ શરીરને વીંટાયલા સર્પો નાસી ગયા

આ અદ્‌ભુત પ્રસંગને પ્રેમાનંદે બીજી રીતે વર્ણવ્યો છે (જુઓ કડવુ ૧૫ ટૂંક ૪૪ થી ૪૭). ઈંદ્રાદિક દેવને ચિંતા થઈ એટલે, પુરાણકથાઓના સૂત્રધાર અને દરેક કથામાં આવશ્યક ગણાતા સર્વ-વ્યાપક નારદજીને, તેઓ રામ કને મોકલે છે. નારદ રામને સ્તુતિથી જગાડે છે એટલે રામ (વિષ્ણુના અવતાર હોવાથી) પોતાના વાહનનું સ્મરણ કરે છે. વાલ્મીકિમાં રામ પહેલાં તો ગરુડને ઓળખતા જ નથી; પછી એમને પૂછતાં, ગરુડ ઓળખાણ આપે છે: આટલો સૂક્ષ્મ ભેદ બંનેમા છે.

રામસેના જાગ્રત થઈ ત્યારે રાવણને તેમની કિકિયારીથી ચિંતા થઈ (સર્ગ ૫૧); પછી અકંપન, પ્રહસ્ત વગેરેનો વધ થતાં રાવણનો પહેલો પરાજય થાય છે.

સર્ગ ૬૦ : કડવું ૧૦:

સર્ગ ૬૦ માં રાવણ પરાભવ પામવાથી પોતાના ભાઈ કુંભકર્ણને જગાડવા માણસો મોકલે છે. કુંભકર્ણ, લડાઈ શરૂ થઈ તે પહેલાં નવ માસ થયાં, સૂતો હતો. (મૂળમાં 'मंत्रयित्वा प्रसुप्तोऽयमितस्तु नवमेऽहनि ।' 'નવ દિવસ થયાં' એમ શબ્દ છે, ત્યાં ટીકાકાર ગોવિંદરાજ अहन् નો અર્થ 'માસ' કરે છે) આમ કુંભકર્ણને જગાડવાના સંબંધમાં, આદિકવિ વાલ્મીકિ પણ અતિશયોક્તિ કરવામાં પાછા પડેલા નથી; જુઓ એ વર્ણન :—

' કુંભકર્ણને સૂવાની ગુફા એક યોજન પહોળી હતી એ ચત્તો પાટ સૂતો હતો, એના નિશ્વાસ–પવનથી ગુફામાં પ્રવેશ કરતા માણસો પાછા પડી જતા હતા પાતાળ જેવું એનું મુખવિવર હતું. રાક્ષસોએ તેની પાસે અન્નના ઢગલા કર્યા, અને પછી રુધિર અને મેદથી ભરેલા કેટલાક ઘડા અને માંસનો જમાવ ત્યાં કર્યો જગાડવાને પ્રથમ ચંદનનો લેપ કરી ધૂપ કર્યો પછી સ્તુતિ કરી, શંખ વગાડયા, કોલાહલ કર્યો, તોફાન કર્યું, ખભા ઠોક્યા અને એના શરીરને સ્ફટોળ્યું એ અવાજથી આકાશમાં ઊડતા પક્ષીઓ પણ બી જવાથી નીચે પડયા–પણ કુંભકર્ણની ઊંઘ ઊડી નહિ !

પછી મુષ્ટિના પ્રહાર કરવા માંડયા, પણ એના નિશ્વાસવાયુથી કોઈ ત્યાં ઊભું રહી શક્યું નહિ કોલાહલથી એ જાગ્યો નહિ એટલે, જાણે શબ હોય તેમ તેના ઉપર હાથી ઘોડા, ઊંટ અને ખચ્ચરને તેના શરીર ઉપર ચલાવ્યા, પણ બ્રહ્માના શાપથી ઊંઘતો કુંભકર્ણ જાગ્યો નહિ, એટલે રાક્ષસો ચિડાયા કોઈએ એના કેશ ખેંચ્યા, કોઈએ કાનમાં આંગળાં ઘાલ્યાં કોઈએ બચકાં ભર્યાં, કોઈએ પાણીના ઘડા રેડયા !

પછીથી હજાર હાથી એના શરીર ઉપર દોડાવ્યા; ત્યારે તેમના ભારથી ડુંગર જેવો કુંભકર્ણ કંઈક સળવળ્યો અને જાગ્રત થયાનાં ચિહ્ન જણાયાં પહેલું એણે મોં વિકાસી બગાસાં ખાધાં અને ઊનો પવન કાઢયો, પછી બધો આહાર કર્યો આમ સ્વસ્થ થયા પછી કુંભકર્ણ પૂછવા લાગ્યો હે રાક્ષસો, મને તમે ઘણા આદરથી કેમ જગાડયો છે? સર્વ ક્ષેમકુશલ તો છે ને?'

આ વર્ણન સાથે ઊભું રહી શકે એવું 'નળચંપૂ'ના દશમા કડવામાંનું હાસ્યરસયુક્ત વર્ણન છે અહીં વાલ્મીકિમાં રાવણ જાતે કુંભકર્ણને જગાડવા જતો નથી, પરંતુ માણસો મોકલે છે તે ઠેકાણે પ્રેમાનંદે કરેલો ફેરફાર વધારે સુઘટિત છે યુદ્ધમાં પહેલો જ પરાભવ

પામેલો રાવણ, અણીની વેળાએ જાતે જ જઈ ને કુંભકર્ણને જગાડે ને કહે કે 'જાગો જાગો રે ભાઈ! ભીડ પડી છે'—તે વિશેષ શોભે છે વળી રણયજ્ઞમાં કુંભકર્ણની પત્ની કહે છે કે 'કષ્ટ દીધે મ્હારો કંથ ન જાગે, એને વહાલા શ્રી ભગવાન'; તેથી 'ગોવિંદચરિત્ર' જેવા સૌમ્ય ઉપચાર રૂપે 'ગોવિંદચરિત્ર' સાભળતાં, કુંભકર્ણ જાગે છે—એ હકીકત, કુંભકર્ણના રાક્ષસપણામાંથી ઘટાડો કરી, તેને માટે માન ઉપજાવે છે.

સર્ગ ૬૧ મા 'કુંભકર્ણ કોણ?' એમ રામ વિભીષણને પૂછે છે; એટલે એ કહે છે 'ઇંદ્ર અને યમને હરાવનાર એ મારો ભાઈ છે. અમારા પ્રપિતામહ બ્રહ્માનો એને શાપ થયો છે કે 'જા, મરણ પામેલાના જેવી તારી ઘોર નિદ્રા થશે;' 'રાવણની પ્રાર્થનાથી બ્રહ્માએ કહ્યું કે '૭ માસ નિદ્રા પછી એક દિવસ એ જાગશે અને ભૂખ્યો થશે,' આ શાપની પ્રાકૃત રામાયણોમા, બીજી કથા થયેલી છે. કુંભકર્ણે તપ કરીને ઇંદ્રાસન માગ્યું; પણ વર માગતી વખતે, દેવોના કહેવાથી તેની જીભે અવળી સરસ્વતી બેઠી અને 'ઇંદ્રાસન'ને બદલે 'નિદ્રાસન' મગાયું!

આ કથાને વાલ્મીકિમા આધાર નથી. કુંભકર્ણ રણ ઉપર આવે છે ત્યારે એનું વિકરાળ સ્વરૂપ વેગળેથી જોઈ ને વાનરસૈન્યમાં નાસભાગ થઈ, ને ભગાણ પડ્યુ; ત્યારે વિભીષણે કહ્યું કે બી ગયેલા વાનરોને એમ કહો કે 'એ કુંભકર્ણ નથી, પણ એક મોટું યંત્ર છે!'

સર્ગ ૬૩ માં કુંભકર્ણ રાવણને બોધ કરે છે; અને વિભીષણ અને મંદોદરીએ પહેલાં દીધેલો બોધ તેને સંભારે છે. મંદોદરીએ રાવણને દીધેલી શિખામણ યુદ્ધકાંડના પૂર્વ સર્ગોમાં મળી આવતી નથી

પ્રેમાનંદે આઠમા કડવામા રાક્ષસોના સજ્જ થઈ તે વખત રાવણને વિનવણી કર્યાનો રસિક પ્રસંગ આપ્યો છે; તથા બારમા કડવામાં ફરીથી 'કહે મંદોદરી માગીને માન, હોરે હઠીલા રાણા!'—

જેવાં લાગણીભર્યાં વચનો એક સ્નેહાળ, પતિપરાયણા અને વહાલસોઈ પત્નીના મુખમાં મૂક્યાં છે તે માર્મિક પ્રસંગ, યુદ્ધકાંડમાં નથી.

કુંભકર્ણ રાવણને અર્થયુક્ત અને નીતિશાસ્ત્રવાળો જે ઠપકો આપે છે તેની સાથે, પ્રેમાનંદે કુંભકર્ણના મુખમાં મૂકેલા તીખા અને સચોટ શબ્દો (કડવું ૧૧મું) સારી રીતે સરખાવી શકાય એમ છે. પ્રેમાનંદ પણ સમર્થ કવિ છે એમ અહીં લાગ્યા વગર રહેતું નથી.

સર્ગ ૬૫–૬૬ માં કુંભકર્ણ રણસંગ્રામ ઉપર આવી ચઢે છે એટલે વાનરોમાં ભંગાણ પડે છે (કડવું ૧૫–૫૧ 'ભયાનક ભાસે તે વિકરાળ શું અશાડ, પન્નનો આવ્યો કાળ!); ત્યારે કુંભકર્ણનો પ્રશ્ન—'હે વાનરો! સાધારણ વાનરોની પેઠે ભય પામી ઊભી પૂંછડીએ કાં નાસો છો? તમે બધા અનાર્ય છો?' (સર્ગ ૬૫ શ્લો. ૨૧) તે વાનરો કોણ હતા તે વિષય ઉપર સારું અજવાળું પાડે છે.

સર્ગ ૬૭માં કુંભકર્ણ અદ્ભુત પરાક્રમ દાખવે છે, તેનું વર્ણન છે. કેટલાક વાનરો તેના શરીર ઉપર ચઢી જાય છે. તેમને કુંભકર્ણ મોંમાં મૂકે છે; તે વાનરો બીજી તરફથી તેના નાક તથા કાન વાટે બહાર નીકળી જાય છે:—

प्रक्षिप्ताः कुंभकर्णेन, वक्त्रे पातालसंनिभे ।
नासापुटाभ्यां निर्जग्मुः, कर्णाभ्यां चैव वानराः ॥ શ્લોક ૩૬

(સરખાવો રણયજ્ઞ—'ઘણા કપિ મૂક્યા મુખમાંય, તે કાન નાકથી નીસરી જાય'). સુગ્રીવે કુંભકર્ણનાં કર્ણ-નાક કરડી ખાધાં એટલે તેમાંથી રુધિર વહેતા માંડ્યું-અહીં 'રુધિરધારા ખળકે અતિ, જાણે ધાતુ ઝરતો ગિરિપતિ' (૧૫-૭૧)-આ લીટીમાં પ્રેમાનંદે જાણે યુદ્ધકાંડ-સર્ગ ૬૭ શ્લો. ૯૦નો ભાવાર્થ મૂકી દીધો છે:—

'कर्णनासाविहीनस्तु, कुम्भकर्णो महाबलः ।
रराज शोणितैः सिक्तो, गिरिः प्रस्रवणैरिव ॥

કાલિદાસ પણ 'રઘુવંશ' સર્ગ ૧૨ શ્લો. ૮૦માં 'कुंभकर्णः कपीन्द्रेण तुल्यावस्थः स्वसुः कृतः ।–નાક–કાન વગરનો થયેલો કુંભકર્ણ તેની બહેન શૂર્પણખા જેવો થયો હતો, એમ કહી આવી જ ઉત્પ્રેક્ષા કરે છે—'रुरोध रामं शृङ्गीव, टङ्कच्छिन्नमनःशिलः ।'

આ યુદ્ધમાં, લક્ષ્મણના પરાક્રમથી કુંભકર્ણ પ્રસન્ન થાય છે; અને તે એક વેરી છતાં, મુક્તકંઠે તેના પૌરુષની સ્તુતિ કરે છે—એ ઉદાત્ત ગુણ કુંભકર્ણમાં છે. સર્ગ ૬૭ શ્લો. ૧૦૧માં લક્ષ્મણને એ કહે છે: 'મારે તો રામ સાથે લડવું છે, તેથી રામને સામે આવવા દે'–પછી રામના બાણથી કુંભકર્ણનો વધ થાય છે

આ યુદ્ધવર્ણન પ્રેમાનંદે ટૂંકાવ્યુ છે તે પછીનું સંકીર્ણ યુદ્ધ પણ 'રણયજ્ઞ'મા નથી

સર્ગ ૮૦ માં ઈંદ્રજિતનું યુદ્ધપ્રયાણ અને તેનું અંતરીક્ષ યુદ્ધ આવે છે. (ઈંદ્રજિતે 'અનંત માયા પ્રગટ કીધી, આવ્યું અંધકાર'–૧૬–૨) ઈંદ્રજિતે, રાઘવ સૈન્યને બહુ ત્રાસ આપ્યો. પછી સર્ગ ૮૧માં માયાવી સીતાના વધનો પ્રસંગ આવે છે. ત્યા કારમી સીતાનો વિલાપ* સાંભળી (કડવુ ૧૬–૫) હનુમાનને ઘણો ખેદ થયો. પોતે થોડા જ સમય પર, અશોકવનમાં સીતાને જોયેલી હોવાથી 'આ ખરેખર સીતા જ છે'—એમ એને થયું આ પ્રસંગે રામલક્ષ્મણ તો લંકાના પશ્ચિમ દરવાજે હોય છે: ત્યાં ઇંદ્રજિત સામો આવે છે–તેને જોઈ વાનરસૈન્ય સામુ ધસ્યુ: અને હનુમાને ઇંદ્રજિતનો કેડો લીધો. ત્યાં દૂર માયાવી સીતાનો વધ ઇંદ્રજિત કરે છે

---

* અહીં, એક હસ્ત-પ્રતમા કોઈ કથાભટના ચળવળતા હાથે, કેટલીક અધમ લીટીઓ ઉમેરી છે: 'વળી' શબ્દથી જ ક્ષેપક ભાગ તરત પકડાઈ જાય છે:–

"વળી માયાવી તે ઠેકાણે, બોલી મુખ વચન,
'હું દશાનનને ઘેર રહીશ, હું નહી માહારો સ્વામીન ૧

આ હકીકતથી રામલક્ષ્મણ તદ્દન અજાણ્યા હોય છે; છતાં પ્રેમાનંદે સહેજ જુદી કથા અહીં આપી છે. 'રણયજ્ઞ'માં માયાવી સીતાવધ, રામ સમક્ષ થાય છે–'હનુમાનને મુરછા થઈ, મોહ પામ્યા જુગદીશ.' વાલ્મીકિ પ્રમાણે, હનુમાન જાતે રણમાંથી આવી રામને હકીકત કહે છે. એટલે રામ પૃથ્વી પર પડે છે. સર્ગ ૮૪ માં વિભીષણ સર્વ ભેદ ખોલે છે, ને રામનું સાંત્વન થાય છે.

સર્ગ ૮૫ માં ઇંદ્રજિતયજ્ઞવર્ણન અને ૮૬ માં 'યજ્ઞભંગ'નું વર્ણન છે (કડવું ૧૯). જે દેવીની આરાધના ઇંદ્રજિત કરે છે તેનું નામ નિકુંભિલા ('રણયજ્ઞ'માં 'નિકુંભના') છે વિભીષણ સર્વ ભેદ, રામને કહી દે છે. એટલે લક્ષ્મણને હાથે યજ્ઞનો ભંગ થાય છે. પ્રેમાનંદમાં 'કુંડથી રથ માતાએ કાઢયો, અર્ધો નીસર્યો વાનરે ગાડયો.' (૧૯–૨૦) એમ ઉલ્લેખ છે–આ હકીકત વાલ્મીકિ સર્ગ ૮૬ મા નથી.

જો એ રથ બહાર નીકળ્યો હોત તો ઇંદ્રજિત જીતાત નહિ–એમ પુરાણાન્તર્ગત રામચરિત્રોમાં કથા આપેલી છે; તેને આધારે પ્રેમાનંદ પોતાનું વર્ણન કરે છે વાલ્મીકિ પ્રમાણે તો ઇંદ્રજિતને બ્રહ્માએ વરદાન આપ્યું હતું કે 'જો નિકુંભિલા દેવી સમક્ષ હોમ કર્યા પહેલાં યુદ્ધ કરવા જઇશ તો તારો વધ થશે.' તેથી જ ઇંદ્રજિત, વાનરો

---

હું તારી નારી નહીં, વરી રાવણ જેવો નાથ;
મુને સરવથી ઊંચી કરી, નહીં આવું તુજ સંગાથ —૨

ભંડારની કુંચી સુંપી છે, બીજી રાણીઓ પાણી ભરે;
તને ભીખારીને શું કરું ? શીદ આશા માહારી કરે ? —૩

તારી કેડે શું સુખ પામી ? ડાભ સાથરે સુતું તુજ સાથ;
વનફળ ખાધે પેટ બળી ગયું, ઇ નહી માહારો નાથ ? —૪

ઇ કહે તો છેડો ફાડી આપું, માહારો કેડો મેહેલ અહીંયાથ':—
–હાવી સીતા કદીયે નહોતી, સુણી રામ વિસ્મે થાય! —૫"

યજ્ઞભંગ ન કરે તેટલા સારુ; સીતાના 'કૃત્રિમ મસ્તકત્વધથી વાનરોને મોહ પમાડી, આ હોમ કરવામાં રોકાયો હતો.

આ યજ્ઞભંગ વર્ણવતાં પ્રેમાનંદને વાનરચેષ્ટારૂપી હાસ્યરસનું બીજ હાથ લાગ્યું છે, અને ત્યાં પોતાની કલમને તેમણે યથેચ્છ રમવા દીધી છે. આવો ઊછળતો હાસ્યરસ વાલ્મીકિમાં નથી. સર્ગ ૯૦ માં ઇંદ્રજિતલક્ષ્મણનું શસ્ત્રાસ્ત્રયુદ્ધ વર્ણવાયું છે (સરખાવો કડવું ૧૯).

રામ, વિભીષણને મેઘનાદવધનો ઉપાય પૂછે છે; અને પછી તેમ થવા માટેનો કઠેણ ઉપાય જે બતાવાયો છે તેને અનુસરની, લક્ષ્મણની પાત્રતા, વનવાસ દરમ્યાન થયેલી વ્રતચર્યાને લીધે સિદ્ધ થયેલી, તે અનાયાસે કામ લાગી જાય છે–આ હકીકત આપનારાં 'રણયજ્ઞ'નાં કડવાં ૧૭–૧૮ ની કથા, વાલ્મીકિમાં બિલકુલ નથી.

પદ્મપુરાણ વગેરે બીજાં રામાયણોમાં એ કથા પહેલીવાર દેખા દે છે. ત્યા લક્ષ્મણને શેષાવતાર કહ્યાથી, અને શેષનાગ–વાયુ ભક્ષીને રહેનાર હોવાથી, લક્ષ્મણ બાર વર્ષનો ઉપવાસ કરી શક્યો છે, એમ સમાધાન કર્યું છે આમ બધુ પ્રત્યેની અદ્ભુત ભક્તિ બતાવનારો આ પ્રસંગ મૂળમાં નથી.

ઇંદ્રજિતનો વધ થતા, તેનુ મસ્તક રણભૂમિ પર પડ્યું. રણયજ્ઞમાં આપ્યા પ્રમાણે 'જેહેવું ઇંદ્રજિતનું છેદ્યું શીશ, જઈ ઉડ્યું જાંહાં લંકાધીશ' ત્યારે બીજાં રામાયણોમાં એવો ઉલ્લેખ છે કે ઇંદ્રજિતનું મસ્તક રણમા પડ્યુ; પણ એનો એક હાથ, સુલોચના સતીના મહેલમાં જઈ પડ્યો છે

ઇંદ્રજિતવધ પછી અહિરાવણ–મહિરાવણનો જે અદ્ભુત પ્રસંગ કેટલાક સંસ્કૃત–પ્રાકૃત રામાયણોમાં દૃષ્ટિએ પડે છે તે વાલ્મીકિમાં નથી. સંસ્કૃત હનુમાન નાટક' તથા 'તુલસી રામાયણ'માંની આ કથા રણયજ્ઞની એક ૩૦ કડવાંની છતાં અધૂરી–એવી વિસ્તારેલી, મળેલી 'હસ્તપ્રતિમા' 'પાતાલખંડ' આ કથા કહી છે એમ ઉલ્લેખ કર્યો છે;

પણ તે ક્ષેપક લાગે છે.

ઇંદ્રજિતના વધથી દુઃખિત થયેલી મંદોદરીનો રણયજ્ઞમાંનો વિલાપ (કડવું ૨૦) હૃદય પીગળાવી નાખે તેવો છે.

સર્ગ ૯૫ માં રાવણ યુદ્ધે ચઢે છે. સર્ગ ૯૯ થી ૧૦૮ સુધીમાં રામરાવણનું આખરનું યુદ્ધ વર્ણવાયું છે, અને સર્ગ ૧૦૭ શ્લો. ૫૨ માં (જુઓ ટીકા પૃ. ૧૨૮) વાલ્મીકિએ આ યુદ્ધની અનુપમતા જણાવી છે. આ પછીના પ્રસંગોમાં ખાસ નોંધવા જેવા ફેરફારો નથી.

પ્રેમાનંદે ૨૨ મા કડવામાં જે 'ત્રિતાલ છંદ'માં યુદ્ધવર્ણન કર્યું છે તેની વિશિષ્ટતા અહીં ખાસ જણાવવા જેવી છે. 'કયા કહી હુતી કાંઈ એક પૂરવે, તે આજે વિસ્તારીજી'—એ કથનનું સમર્થન કરતારી એવી હકીકત, એક પહેલીવારની આવૃત્ત હોય એવી 'રણયજ્ઞ'ની પ્રતમાંથી, જાણવા મળી છે. સાદી ચોપાઈમાં લખેલા પહેલા યુદ્ધ–વર્ણનને કવિએ ફરીથી, વીર રસને અનુરૂપ 'ત્રિતાલ'વાળી ચારણી ઢબની શૈલીમાં, સંસ્કાર્યું છે.

સર્ગ ૧૦૦–કડવું ૨૦:

સર્ગ ૧૦૦–૧ માં રામરાવણ યુદ્ધ વખતે, લક્ષ્મણને રાવણની સાંગ વાગતાં મૂર્ચ્છા આવે છે ત્યારે, પથ્થર પણ પીગળી જાય તેવું આક્રંદ રામ કરે છે (કડવું ૨૦, ટૂંક ૨૯ થી ૪૯). અહીં 'જેમ પ્રીસમહિ પેસે સાપણી, તેમ કાળજામાં પેંઠી પાપણી' (૨૦–૨૪)—ને મળતી ઉપમા, વાલ્મીકિમાં (શ્લોક ૩૫) પણ છે. આ પ્રસંગે રામનો મનુષ્યસ્વભાવ બંને કવિઓએ આબેહૂબ વર્ણવ્યો છે.

'રામચરિત્ર' એ 'મનુષ્યચરિત્ર' જ છે એમ, અહીં વાંચતાં આનંદ થાય છે. ખરેખર રામાયણનાં પાત્રો સર્વગુણસંપન્ન નથી; અને તે હેતુપૂર્વક છે. સંસારનું વાસ્તવિક ચિત્ર દોરવાના આશયથી, તથા પૃથ્વી ઉપરના માનવીને નીસરણીનું છેક ઉપલું પગથિયું બતાવવું એ

તેની હિમ્મત હરાવવા જેવું હોવાથી–કવિએ પોતાની કથાનાં મનુષ્યોને સંપૂર્ણતાયુક્ત કે ઉત્કૃષ્ટતમ નથી કર્યાં; પરંતુ મનુષ્યની નિર્બળના તથા માનુષી વિકારોને–ઉચિત સ્થાન કવિએ આપ્યું છે; અને તેમાં તેમની કવિતાની સાર્થકતા છે.

લક્ષ્મણને રાવણે મૂકેલી 'વાસવી' સાંગ વાગવાથી, તે મૂર્છા પામ્યો (સર્ગ ૧૦૧; કડવું ૨૦). તે વખતે હનુમાન મૃતસંજીવની લાવે છે. તે પહેલાં ઇંદ્રજિતના મોહાસ્ત્રથી વાનરસૈન્ય મૂર્છા પામે છે (સર્ગ ૭૪; કડવુ ૧૬) ત્યારે પણ, હનુમાન જ ઔષધી લાવે છે. વાલ્મીકિ આ પહેલો પ્રસંગ વિસ્તારથી આપે છે, અને ઔષધીનાં ત્યાં ચાર નામ ગણાવે છે મૃતસંજીવની, વિશલ્યકરણી, સુવર્ણકરણી તથા સંધાની.

પ્રેમાનંદ પહેલો પ્રસંગ, સહજ સ્પર્શ કરીને રહેવા દે છે; કારણ કે એમના કાવ્યનો એ ગૌણ ભાગ છે. અને તેથી કાવ્યના નાયક તથા ઉપનાયકને ઉપકારક થાય એવો બીજો પ્રસંગ એ લંબાણથી વર્ણવે છે.

દ્રોણાચળ લઈને આવતી વખતે હનુમાનને અહંકાર થાય છે કે 'હું સરખો નહિ કો બળવંત,' અને પછી અયોધ્યા આગળથી જતાં ભરતનું બાણ તેને વાગે છે–વગેરે 'તુલસી રામાયણ'માંનો બોધક પ્રસંગ 'રણયજ્ઞ'માં છે તે વાલ્મીકિમાં નથી. અહીં કવિ, ભરતની ભ્રાતૃભક્તિ તથા રામના નામમાં અચળ શ્રદ્ધા વ્યક્ત કરનારું બિન્દુ ઉમેરે છે. ભરતને, બાણ માર્યા પછી ખબર પડે છે કે લક્ષ્મણને સાંગ વાગી છે; એટલે રામનું સ્મરણ કરી, એ રામનામના બળથી જ, હનુમાનને પર્વતસહિત બાણથી લંકામાં ઉતારે છે.

સર્ગ ૧૨૦ માં રાવણવધથી પ્રસન્ન થયેલો દેવોનો રાજા ઇન્દ્ર રામને વર માગવા કહે છે; ત્યારે રામ, પોતાની મહાનુભાવતાને છાજે તેવી માગણી કરે છે કે 'મારે માટે લડતાં મરેલા વાનરો સજીવન

કરો'"; એટલે ઇંદ્રે અમૃતવૃષ્ટિ કરી.

'રણયજ્ઞ'માં આ ઠેકાણે (કડવું ૨૫–ટૂંક ૩૭ થી ૪૩) 'અમૃતવૃષ્ટિ થતાં વાનરો ઊઠીને બેઠા થયા, પણ લડાઈમાં મરેલા રાક્ષસો કેમ જીવતા ન થયા?'—એમ ભારદ્વાજને સંદેહ થાય છે; પ્રેમાનંદે આ સ્વાભાવિક સંદેહનું સમાધાન આપ્યાનો પ્રસંગ પોતાની ગાંઠનો ઉમેર્યો છે. તેથી કાવ્યમાં ખરેખર રમણીયતા આવી છે.

અયોધ્યાપ્રયાણ વખતે, રામ સાથે બધા વાનર, રીંછ તથા રાક્ષસો સહિત વિભીષણ પણ વિમાનમાં બેસી અયોધ્યા જાય છે. પ્રેમાનંદ, તેને બદલે 'અગીઆર સહસ્ર વાનર સંગાથે' એમ કેમ આપે છે તે જાણવા સાધન નથી. 'રણયજ્ઞ'ના ૨૬ મા કડવામાં સર્ગ ૧૨૩ ની કથા આવી જાય છે. અયોધ્યાપ્રયાણ વખતે પુષ્પક વિમાનમાંથી રામ સીતાને જે વનવાસની ચિરપરિચિત જગાઓ બતાવે છે તે વર્ણન સુંદર છે.

ભવભૂતિ 'ઉત્તરરામચરિત'માં ચિત્રપટ બતાવવાનો પ્રસંગ યોજે છે અને પૂર્વ–સંસ્મરણોને જાગ્રત થાતું કવિત્વયુક્ત સૂચન કરે છે: તેને મળતું આ વર્ણન લાગે છે. છેવટે, નગરપ્રવેશ અને રામરાજ્યારોહણના 'ઉત્તરકાંડ'ના પ્રસંગો સંક્ષિપ્તમાં છેડી, કવિ કાવ્ય પૂરું કરે છે.

૪

## 'રણયજ્ઞ'નું પાત્રદર્શન

'રણયજ્ઞ'માં રાવણ સામેનું રામનું યુદ્ધ વર્ણવ્યું છે. જેમ હોમર કવિના 'ઇલિયડ'નો નાયક પેરિસ છે તેમ 'રણયજ્ઞ'નો નાયક રાવણ છે. 'રણયજ્ઞ'ના આ પેરિસે પોતાની હેલન–સીતાને એકાંત વાડીમાં વર્ષો સુધી રાખી છે; અને પોતાના પ્રેમનો સ્વીકાર કરાવવા નિત્ય ત્યાં જાય છે: પણ તેનું મન ન માનવાથી નિરાશ થઈ પાછો ફરે છે. તેનું કારણ શું? એ ભૂપતિ, ઉગ્ર સ્વભાવનો અને કામાસક્ત છે. એ

સીતાને સમજાવીને અથવા બળાત્કાર વાપરીને પોતાનું કામ કાઢી શકે એમ હતું : પણ એમ ન કરવાનું કારણ શું ? સીતાનો સ્વામી સબળ સેના સહિત એના દ્વારપર આવી ઊભો છે.

રાવણ માટે બે માર્ગ ખુલ્લા હતા. ચહાય તો સીતાને પાછી સોંપવી, અથવા તો તેના પાસે પોતાનો સ્વીકાર કરાવવો.—એ બેમાંનો એક પણ માર્ગ એ લઈ શકતો નથી; અને મૂંઝવણમાં પડ્યો છે. શત્રુને નમ્યું આપવા એનું મન ના કહે છે : બીજી બાજુ સીતા સાથે પણ એ ધાર્યું કરી શકતો નથી; સીતાને કોક ઉન્માદક ક્ષણમાં મળવા જતાં, એનું સ્વરૂપ પોતાની માતા સમાન જોતાં પોતે ગૂંચવાઈ જાય છે : અને શેક્સપીઅરના 'મેકબેથ' નાટકમાં આવે છે તેમ, ડંકનને જોઈ, લેડી મેકબેથની માફક "જો એ ઊંઘમાં મારા પિતાને મળતો ન આવતો હોત તો જરૂર એનું કાટલું હું કાઢત"—જેવા વચનસહિત, રાવણ પણ પાછો હઠે છે.

રાવણનું મનુષ્યસ્વભાવથી વિરુદ્ધ એવુ આ વર્તન, કોઈ ને અનુચિત લાગે તો ભલેઃ પણ એવો જ બીજો વિરોધાભાસ એનાં બીજાં વર્તનમાં ક્યાં નથી ? "રામનું તમે બૂરું કર્યું છે માટે એની ક્ષમા માગી, સીતાજીને પાછાં સોંપો"—એમ કહેનાર વિભીષણભાઈ ને રાવણ, લાત મારી દેશવટે કાઢે છે! પરંતુ તે જ રાવણ—જ્યારે એની પત્ની મંદોદરી એની એ જ શિખામણ આપે છે ત્યારે એને એ પ્રમાણે ધુતકારી શકતો નથી પરંતુ વિનય ભર્યો ઉત્તર આપે છે :—

> "તારે મન હું સુંદરી! નાથ ઘેલો;
> ફોધ્યો જ્ઞાન-વિચાર મેં સર્વ પહેલો:
> પર બ્રહ્મ એ રામ આનંદકારી:
> મને મારવા માનુષી દેહ ધારી."
>
> (કડવું ૧૩-૧

અને રાવણ જેવો મહારથી પુરુષ અવસાનની જ આકાંક્ષા રાખે છે

જ્યારે રાવણના બધા પાસા અવળા પડયા ત્યારે, એણે પોતાના ભાઈ કુંભકર્ણને જગાડવા માણસો મોકલ્યા. પોતે જાતે ત્યાં આવી પહોંચ્યો; અને અનેક ઉગ્ર, અને રાક્ષસને ઘટે તેવા જગાડવાનો ઉપાયો અજમાવ્યા; પણ "વાજ આવ્યો રાવણ રાજા, ન લાગ્યો એ કે ઉપાય !"

'ત્યારે સામ—સાંત્વનનો ઉપાય કુંભકર્ણની પત્ની આવીને સંભારી આપે છેઃ આ સામોપચાર તે ભગવાન નટરાજ શિવને પ્રસન્ન કરનારું એવું ઉદ્ધત પ્રકારનું તાંડવ નૃત્ય ગીત અને વાદ્યઃ—

"કષ્ટ દીધે મારો કંથ ન જાગે, એને વાહાલા શ્રી ભગવાન
જાગશે સ્વામી સુહૃતઁઆત્મા, યુકતે કરાવો સંગીતગાન"

અહીં પણ આપણને કવિ, કુંભકર્ણના સ્વભાવનાં પરસ્પર–વિરોધી એવાં બે પાસાં બતાવે છેઃ એક અસરકારી અને બીજું સંસ્કારીઃ પરિણામે કુંભકર્ણ જાગ્યો

કુભકર્ણ આટલી 'ઘોર' છતાં એને હિસાબે 'કાચી નિદ્રાએ' જગાડવાની ફરિયાદ કરતો, રાવણ સામું જોઈ રહે છેઃ રાવણ એને સીતાહરણની વાત કરે છે. એટલે એવા ગેરવર્તનથી એ નારાજ થાય છે; છતાં રાવણને સીતા સોંપી દેવાની વિભીષણના જેવા જ શિખામણ આપે છે; પણ રાવણ માનતો નથી. ઘોર યુદ્ધ થાય છે. અંતે રાવણ મરાય છે.

'જય વિજય' પોળિયાને જે સનકાદિકનો શાપ થયો હતો; તેને પરિણામે વેરભાવે મૃત્યુલોકમાં અવતરનાર એ ભાઈઓની જોડી એક સાથે જ મોક્ષ પામે છે.

'અખંડ લહરી કાવ્ય' તરીકે રણયજ્ઞ—નવલરામભાઈ કાવ્યના બે પ્રકાર કહે છેઃ ખંડલહરી અને અખંડલહરીઃ સામાન્ય કવિની કવિતામાં અને એની 'બાની'માં પ્રૌઢી હોતી નથી; એ વાંચનાં લહરીખંડન ડગલે ડગલે થાય છે. કવિતાના જુદા જુદા કકડા હોય

તેમાં, રસની લહેર ખરી; પણ તેમાં એકબીજાની સાથે રસલહેરની સળંગતા હોતી નથી, તેથી તેવી તૂટક કથાઓને 'ખંડલહરી' કાવ્ય કહ્યાં છે. શામળભટ્ટની પદ્યવાર્તાઓ આ પ્રકારની છે.

'અખંડલહરી' કાવ્યમાં તો રસનું અખંડિત વહેવું થાય છે. 'રણયજ્ઞ' એવું એક કાવ્ય છે. "એમાં એક વિચારમાંથી બીજો, બીજામાંથી ત્રીજો—એ પ્રમાણે સ્ફુરણ થયાં જ કરે છે. મૂળ લગાડીને, ધીમે ધીમે ઝાડ નવપલ્લવ થઈ જતું પ્રત્યક્ષ દેખાય છે; અને ધીમે ધીમે એમ જ મોટું થતું જાય છે. આખો ગ્રંથ એવા, સ્વાભાવિક રીતે સદા વૃદ્ધિ પામતા ઝાડના જેવો છે. છતાં તેમાં unity—સળંગતા પરિપૂર્ણ છે—નખશિખ છે—સાંધેસાંધામાં છે" (નવલરામ)

આ દૃષ્ટિએ 'રણયજ્ઞ'ની ચર્ચા વીગતવાર કરવા જેવી છે.

—મંજુલાલ

મહાકવિ પ્રેમાનંદ કૃત

# રણયજ્ઞ

## કડવું ૧ લું

(રાગ કેદારો)

[ મંગલાચરણ ]

શ્રી ગણપતિને શિર નામી રે, સમરું સીતાનો સ્વામી રે;
રઘુનંદન બહુનામી રે: નિર્મળ વાણી આપિયે રે. ૧
આશ મુને મનમાં ઘણી રે: નારાયણ ગુણ ગાવા તણી રે;
શાસ્ત્ર મધ્યે ભણી રે: લીલા રઘુપતિની વર્ણવું રે. ૨

(ઢાળ)

[ વસ્તુનિર્દેશ ]

વર્ણવું લીલા રઘુપતિની, વિમળ વાલ્મિકવાણી;
ભણે સુણે જે ભાવશું, ધન્ય ધન્ય તે પ્રાણી! ૩
હરિકથારસ પ્રેમે ન પીધો: દેહ ધર્યો શું કરવા?
[1]એળે જન્મ ખોયો અપરાધી, આવ્યા [2]જનનીનું જોબન હરવા! ૪
રામ-નામનો મોહોટો મહિમા: શંકર સમ્યક્ જાણે,
[3]તારક મંત્ર તારે ભવસિંધુ, મહિમા વેદ વખાણે. ૫
તપ તીરથ વ્રત જગન ફળ લે, સ્નાન દાન જે સાધે
સકલ પદારથ શ્રીરામનામમાં, જે દશરથ-તન આરાધે. ૬

[ શ્રવણભક્તિ મહિમા ]

નવધા ભક્તિ કહી વેદ પુરાણે, ધ્યાવા વૈકુંઠરાય;
તેહેમાં શ્રવણભક્તિ શિરોમણ, લાભ ઘણેરો થાય. ૭

૧ 'આળે'. ૨ 'માતાનું વિત્ત', ૩. 'દુઃખમાત્ર ટાળે, ભવસાગર તારે'.

## કડવું ૩ જું

(રાગ સારંગની ચોપાઈ)

[ રામસેનાની તૈયારી ]

સેના ઊતારી સાગરપાર, વાનરજોદ્ધા પદ્મ અઢાર.
સેનાપતિ કીધો નીલ કપિ, ક્રોધે [1]વીર રહ્યા છે તપી. ૧

બોલ્યા વાનર કરી વિનતિ, "જુધ આગ્ના દીજે રઘુંપતિ !
નલ નીલ અંગદ સુગ્રીવ શૂર, કરવા સંગ્રામ ઘણા આતુર." ૨

લક્ષ્મણ કહે : "સુણો શ્રીરંગ ! જેમ લોહસાંકળે બાંધ્યા માતંગ.
–તેમ તમારી મરજાદાસાંકળે, કપિકુંજર બાંધ્યા છે બળે. ૩

છૂટ્યા હસ્તિ વન ભાંજે જેમ છૂટ્યા વાનર લંકા લેશે તેમ.
જુધઆગ્ના દીજે રઘુરાય ! વિજોગ સીતાજીનો જાય." ૪

સાંભળી લક્ષ્મણનો પ્રતિબોધ, શ્રીરામને ચઢિયો ક્રોધ.
કીધો ધનુષ્યતણો ટંકાર, તે શબ્દે [2]ધ્રૂજ્યો સંસાર. ૫

ડોલ્યા દિગ્ગજ, કાંપ્યા દિક્‌પાલ. ખળભળિયાં સાતે પાતાળ.
રાવણનું ડોલ્યું સિંહાસન, ધજા છત્ર થયાં પતન. ૬

રાક્ષસીના થયા ગર્ભપાત, [3]દારુણ રુધિરતણો વરસાત.
માન શુકન લંકામાં થાય :

[ પહેલો હલ્લો ]

રોષે ભરાયા શ્રી રઘુરાય. ૭
પ્લવંગ પ્રત્યે બોલ્યા શ્રીરામ, "ચોહોપાસે ઘેરો લંકા ગામ–"

વચન રાઘવનાં સાંભળી, ઉતપત્યા વાનર હૂહકી. ૮
ચારે પોળ ઘેરી વાનરે, ચઢી બેઠા કોટને કાંગરે.

---

૧ 'શરીર રહ્યાં છે તપી', ૨. 'હધડક્યો', ૩. 'વાયુ રુધિર વરસાઈ'.

સેના રાઘવજીની [1]કોપી, ઉઠાડી રાવણની ચોકી. ૯
પાડ્યા કાંગરા [2]કનકને કોટ, કૂદે વાનરા મૂકે દોટ.
પછાડે પૂંછ વગાડે ગાલ, [3]રુવે રાક્ષસી, બીહે બાળ. ૧૦
જે હાથે ચઢે તેને ત્રાડે, છજાં ઝરુખા તોડીને પાડે.
તરુવર બહુ નાખે પાષાણ, લંકામાંહે પડ્યું ભંગાણ. ૧૧
નાસે લોક, કરે બૂંબાણ,
થયું સભામાં રાવણને જાણ.
ઊઠ્યો મંત્રી જોડી બે હસ્ત, રાવણ પ્રત્યે બોલ્યો પ્રહસ્તઃ– ૧૨
"સ્વામી ! કપિ આવ્યા સમગ્ર, ચોપાસે ઘેર્યું લંકાનગ્રઃ
સિંહના ઘરપર આવે શિયાળ, ત્યમ વાનર આવ્યાઃ ભૂપાળ !" ૧૩
સાંભળી મંત્રીતણાં વચન, ક્રોધ કરી બોલ્યો રાજન–
"કરો સેના મારી સાવધાન, ઊતારું માનવતું અભિમાન. ૧૪

(વલણ)

અભિમાન ઊતારું માનવતણું, વાળું વાનરનો ઘાણ રે."
[4]દશકંધર કોપે ચઢ્યો; ને ગડગડિયાં [5]નીસાણ રે. ૧૫

---

## કડવું ૪ થું

(રાગ સામેરી)

[રાવણસેનાની તૈયારી]

રાય રાવણે કવચ પહેર્યું, શિશ ધર્યા દશ ટોપ રે,
કરી [6]રીસે લોચન રાતડાં, હૃદે આણે દારુણ કોપ રે. ૧
જાવા ન પામે જીવતા ભાઈ ! વાનર માનવ કોય રે.
બહુ ઢોલ દદામાં ગડગડે, તાંહાં શબ્દ [7]તુમુલ હોય રે. ૨

---

૧. 'ઝોકીઃ' 'હાંકી.' ૨. 'કનકનો કોટ' ૩. 'રુવે રાક્ષસીઓનાં બાળ.'
૪. 'દશસ્કંધ' ૫. 'નિશાન.' ૬. 'રીસે' ૭ 'કોલાહલ'; કુતૂહલ.'

જે જે સુભટ લંકા વિષે મુખ આગળ નીસરે આજ રેઃ
રાણીજાયા રાક્ષસપીરનો મુજરો લે મહારાજ રે. ૩

કો ગજ ચડયા, કો રથ ચઢ્યા, કો ઊંટ ઉપર અસવાર રેઃ
કો મહિષ ઉપર, કો ગર્ધવ ઉપર સજી બેઠા હથિયાર રે. ૪

કો ઘોડા ઉપર ઘૂમતા, કરે ઝૂમતા વારુણીપાન રે.
છે ભ્રગુટિ ઉપર મોળિયાં, કો ગૌર ભીને વાન રે. ૫

નવમણિકુંડળ લળકતાં, [1]ઝળકંતા મોતીહાર રે.
માદળિયાં તોરા [2]અવનવા, થાય [3]કલગીના ઝાતકાર રે ૬

બાજુબંધ પહોંચી ને વીંટીઓ, દુગદુગી સાંકળી સાર રેઃ
કભાય પટકા પાયજામા, ઉપરણી મૂલ્ય અપાર રે. ૭

જરકશી [4]જામા હળહળે, શોભે અર્કકિરણ સમાન રે·
[5]કેશરિયા વાગા શોભતા; [6]છે જોબનનાં અભિમાન રે. ૮

[7]અંગ ધનુષ ભાથા ભીડિયા, કટિ કટારી તલવાર રેઃ
સાંગ ભાલા [8]શક્ત ફરશી પરિઘ વાંકી ધાર રે.

ગદા ગુરજ ને મુશળ મુદ્‌ગળ, ભોગળ ને ભિંડમાળ રેઃ
નાગપાશ ને વરુણપાશ, ધર્યાં ચક્ર ગદા વિકરાળ રે. ૧

પાખર બખતર ટોપ ટાટરઃ મેના કરે સુરાપાન રેઃ
અંગરખી ને જીવરખીએ શોભે પરમનિધાન રે. ૧'

કો કમલનયના શુદ્ધવરણા, કર્યાં ભાલ ભસ્મત્રિપુંડ રેઃ
શિવસન્મુખ કરસંપુટ કરતાઃ અભંગ રણના [9]શૌંડ રે. ૧૨

કો અસ્વાર બેઠા, ડચકાર કરતા, ફરે કૂદડી સાર રે.
મુગટ સુંદર શોભના ઝળકે માળ રવિઆકાર રે. ૧૩

૧ 'ઢળકતા'. ૨ 'નવધરા'. ૩. 'કલગી ચાકચમાળ'. ૪. 'વાધા'
૫. 'કેશરી વાગે'. ૬. 'કરે' ૭ 'કર'. ૮. 'ત્રિશૂલ'. ૯ 'ધીર'.

સુરસેનાને લજાવે એવા સ્વરૂપ – સાગર શૂર રે.
—એ રૂપવંત વખાણિયા.

[ રાક્ષસયોદ્ધાનાં સ્વરૂપવર્ણન ]

હવે કહું રાક્ષસ ક્રૂર રે: ૧૪
મહિષ મેંઢા ઊંટ ઉપર થયા છે અસવાર રે.
છે [1]કાળરૂપ બીહામણા લોહદંડનાં હથિયાર રે. ૧૫
શ્વાનમુખા કો ખરમુખા પિશાચમુખા પાપિષ્ટ રે.
લમ્બગ્રીવા લમ્બકર્ણા જેને દીઠે ઉપજે [2]રિષ્ટ રે. ૧૬
લમ્બઅધરા દીર્ઘદન્તા [3]નીસર્યા બત્રીસા બળવંત રે:
શ્યામવર્ણા કો રક્તવર્ણા [4]બાહુક બાહુ અનંત રે. ૧૭
બિડાલા શા કો પિંગલા. [5]ધૂમ્રવર્ણાનો નહિ પાર રે.
યૂપાક્ષ ને વિરૂપાક્ષ રાક્ષસ, કો'નાં નેત્ર [6]અગ્નિ–આકાર રે. ૧૮
કો ભૂર ભયાનક શબ્દ બોલે, ભ્રષ્ટ ભૂંડા ભુવનભાર રે:
કોણે હાથમાંહે શબ ગ્રહ્યાં છે: ચાલે કરતા આહાર રે! ૧૯
રુધિર ગળતાં ચર્મ [7]ઓઢ્યાં, કંઠ આંતરડાંની માળ રે:
જીભ સળકે સરપ સરખી, વદન છે વિકરાળ રે. ૨૦
અર્ધકોસના કો કોસના, છે ઊંચા જોજન પ્રમાણ રે:
કૃપાણ ગુપ્તિ શૂલ ફરશી, [8]શસ્ત્ર ધર્યાં સરાણ રે. ૨૧
શત કોટિ રાક્ષસ ભયાનક, યુદ્ધે તતપર થાય રે.
મુખ આગળ સેના શોભતી જોઈ, રીઝ્યો રાવણરાય રે. ૨૨

( વલણ )

રીઝ્યો રાવણરાય જોઈ કટક જે પોતાતણું રે:
કોણ કોણ સુભટ રાયને નમે, નામ હવે તેનાં ભણું રે:–૨૩

૧. 'કાળા ક્રૂર'. ૨. 'રીસ'. ૩ 'ત્રિશિરા બળવંત'. ૪. 'બહુ ઉંચા અનંત રે'. ૫. 'ધૂમ્રરાક્ષસ'; 'અધમી'. ૬. 'અગ્નિઆકારે'. ૭. 'પહેર્યાં'. ૮. 'વસ્ત્ર'.

## કડવું ૫ મું

### (રાગ મેવાડો)

[રાવણસેનાના નાયકો]

કોણ કોણ સેનાના નાયક નમે રાયને પાયજી:
નામ તે સર્વે રાજકુંવરનાં પ્રહસ્ત કહેતો જાયજી—રાણાજી! ૧
"આ દેવતણો જીતનાર જોદ્ધો દેવાન્તક એવું નામ જી
નરાન્તક બાંધવ સગાથે કરે છે દંડપ્રણામ—રાણાજી! ૨
સકળ શાસ્ત્રવિદ્યાના પાઠી શુક સારણ એવું નામ જી
ત્રણ કોટિ જોદ્ધાના સ્વામી કરે છે દંડ પ્રણામ—રાણાજી! ૩
જેણે વરુણ બાંધીને આણ્યો પ્રધસ્વ એવું નામ જી:
શતકોટિ જોદ્ધાનો સ્વામી કરે છે દંડપ્રણામ—રાણાજી! ૪
સપ્ત સમુદ્ર જીતી વશ કીધા મહોદર એવું નામ જી:
ત્રીશ કોટિ જોદ્ધાનો સ્વામી કરે છે દંડપ્રણામ—રાણાજી! ૫
જેણે બ્રહ્મલોક જીતી વશ કીધા [૧]બ્રહ્મકંપન એવું નામ જી:
છત્રીશ કોટિ જોદ્ધાનો સ્વામી કરે છે દંડપ્રણામ—રાણાજી! ૬
નવકુળ નાગ બાંધીને આણ્યા મણિભદ્ર એવું નામ જી
ચોવીસ કોટિ જોદ્ધાનો સ્વામી કરે છે દંડપ્રણામ—રાણાજી! ૭
જેણે તીર્થમાત્ર પૃથ્વીના ભાજ્યાં સર્વદમન એવું નામ જી.
પચાસકોટિ જોદ્ધાનો સ્વામી કરે છે દંડપ્રણામ—રાણાજી! ૮
જેણે યજ્ઞભાગ દેવતાના ટાળ્યા યજ્ઞકોપ એવું નામ જી:
સાત કોટિ જોદ્ધાનો સ્વામી કરે છે દંડપ્રણામ—રાણાજી! ૯
જેણે ગણપતિ બાંધીને આણ્યા [૧]વિકટાક્ષ એવું નામ જી
પચીસ કોટિ જોદ્ધાનો સ્વામી કરે છે દંડપ્રણામ—રાણાજી! ૧૦

૧. 'બ્રહ્મકપિ'; 'બ્રહ્મકોપ' 'બકરાક્ષસ'

જેણે [1]ગાંધર્વ ને જક્ષ કિન્નર જીત્યા વિદ્યુન્માલિ એવું નામ જીઃ
ત્રણ પદ્મ જોદ્ધાનો સ્વામી કરે છે દંડપ્રણામ-રાણાજી ! ૧૧

યુગ્મ યુગ્મ લોચન છે જેને યૂપાક્ષ એવું નામ જીઃ
પંચાવન કોટિ જોદ્ધાનો સ્વામી કરે છે દંડપ્રણામ-રાણાજી ! ૧૨

વાંકી દષ્ટ ભયાનક ભાળે [2]વક્રાક્ષ એવું નામજી;
એક પદ્મ જોદ્ધાનો સ્વામી કરે છે દંડપ્રણામ-રાણાજી ! ૧૩

કુંભકર્ણરાજાના સુત બે કુંભ નિકુંભ એવાં નામ જીઃ
સોળ પદ્મ જોદ્ધાનો સ્વામી કરે છે દંડપ્રણામ-રાણાજી ! ૧૪

મંદોદરીસુત કંદર્પ કોટિ અતિકાય એવું નામ જીઃ
વીસ પદ્મ જોદ્ધાનો સ્વામી કરે છે દંડપ્રણામ-રાણાજી ! ૧૫

સુમાલિના સુત બે શૂરા કમ્પન અતિકમ્પન નામ જીઃ
જમરાજા જેમણે બાંધીને આણ્યો કરે છે દંડપ્રણામ-રાણાજી ! ૧૬

નવગ્રહ જેણે જીતીને આણ્યા મકરાક્ષ એવું નામ જીઃ
સોળ પદ્મ જોદ્ધાનો સ્વામી કરે છે દંડપ્રણામ-રાણાજી ! ૧૭

માતુલ બેઉ તમારા, સ્વામી ! મહાપાશ સુપાશ એવાં નામ જીઃ
ત્રીસ પદ્મ જોદ્ધાના સ્વામી કરે છે દંડપ્રણામ-રાણાજી ! ૧૮

મકરકેતુ ને ચંદ્રકેતુ સુલોચન એવાં નામ જીઃ
અતિબળ મહાબળ કહિયે તે, કરે છે દંડપ્રણામ-રાણાજી ! ૧૯

વજ્રનાભ સુનાભ સુદર્શન એ આદે બળના ધામ જીઃ
[3]બાણુ લાખ જમાઈ તમારા કરે છે દંડપ્રણામ-રાણાજી ! ૨૦

ઇંદ્રરાજા જેણે રણમાં જીત્યો ઇંદ્રજિત એવું નામ જી
[4]પાટવી પુત્ર તમારો રાયજી ! કરે છે દંડપ્રણામ-રાણાજી ! ૨૧

ઇંદ્રજિતની પૂંઠે ઊભા છે રાજકુંવર બહુ નામ જી
શત લક્ષ પુત્ર તમારા કરે છે દંડપ્રણામ-રાણાજી ! ૨૨

---

૧, 'ગાંધર્વ જીતી અપ્સરા આણી : ૨, 'વિકટાક્ષ,' ૩, 'શતલાખ'
૪, 'પટોધર'.

લક્ષકોટિ રાક્ષસી દાસી, કરી જાણે ઘોર સંગ્રામ જી
નરવાનર ખાવા તે તતપર, લીજે તેના પ્રણામ–રાણાજી !" ૨૩

( વલણ )

પ્રણામ લીધા [1]સરવ સુભટના, રીઝ્યો રાવણરાય રે.
[ ભટ પ્રેમાનંદ કહે કથા [2]કહું વાહનની શોભાય રે. ] ૨૪

---

## કડવું ૬ ઠું

( રાગ સામગ્રી )

પ્રબળ દળ જોઈ રીઝ્યો રાયજી: ગર્વગેહેલો હરખ ન માયજી.
તેડયો [3]મસાહણી સહોદર નામજી. તતક્ષણ આવી કીધો પ્રણામજી. ૧

( ઢાળ )

પ્રણામ કરીને કામ માગ્યું: " કઈ આગના ? સ્વામિન્ !"
વાહનપતિને કહે રાવણ: "વહેચી આપો ગજ વાજિન. ૨
[ મહોદરને કહે- રાવણ ] જઈ જુવો ઘોડાર.
બાંધ્યા ચરે છે અશ્વ મારા તે આજ કાઢો બાહાર " ૩
વચન સાંભળી રાયનાં તોખાર તતપર થાય.
મુખ આગળ હયની હાર લાગી, રાવણ જોતો જાય. ૪

[ અશ્વવર્ણન ]

[4]ચપલચરણ ને પંચવરણ હંસ હરણની જાત.
[5]પળીડણભરી ને અડાણા, અબલખ પટોળા–ભાત. ૫
કલંકી કોરંગ ઘણા, કાળા કાબરા ને કુમેદ;
આગળીડણ ને પંખાળા ખગને પમાડે ખેદ ! ૬

---

૨ 'સૌ સુરના'; 'સૌ શુરના'; ૨ 'હવે', ૩ 'મસાણી'. ૪ 'ચપલચર્ણા હંસવર્ણા, પંચવર્ણા જાત'. ૫ 'ફડણ અરબી'.

વાનરિયા [1]વૈતાલ વાજિ વીજળિયા વિકરાળ
પાખરિયા પન્નગા પોપટા [2]વાહન પરમ શીઆળ ૭

માતંગા [3]મોતીસરા માણિકા મોધામૂલ
જસવંત દક્ષિણાવંત વાજિ વાયુવેગી અતુલ ૮

પીરોજા પીળા પારથ પાણીપંથા જાત પંનગ
ઊજળા [4]આણુઆ સોરઠિયા રંગિત લીલા રંગ ૯

ગંગાજળિયા ગોરટા ભૂખરા પુંચ્છે અભંગ
મહિયા ને મુલતાની મંકિડા તરંત તુરંગ ૧૦

તેજી કચ્છી ઘૂમતા કંઠે ઘંટ ઘુઘરમાળ
[5]કેસરીઅંકા ચિત્રનકા હરણ–પેં દે ફાળ ૧૧

નારંગવર્ણી હેમવર્ણી કેશિ કરમને પાર
કપોત જાતિ [6]કાબૂઆ દીઠે હારો હાર ૧૨

મરેઠી તિલંગા તેજી ગુજ્જરિયા ગુણવંત
લોચન ચળકે અણિયાળાં [7]ડુંગરિયા બળવંત ૧૩

ખંધારના ગાંધારના સિંધુદેશના શ્રીકાર
પંપાળા પંચાળના મંદ્રદેશના સૂઝાર ૧૪

રીછ જાતિ વીંછિયા કો વજ્જદંતા [8]વક્રાક્ષ,
જાય અરિદળમાં સોંસરા જેની [9]વેદ પૂરે સાક્ષ ૧૫

પિશાચમુખા ગર્ધવમુખા ત્રિનેત્ર અગ્નિવર્ણ
ઉચ્ચૈઃશ્રવાની જાતના છે સુંદર ઊભા કર્ણ ૧૬

મનવેગી પવનવેગી કો [10]ગરુડજાતિ જોર,
ચમકતા ચાલે ચક્રવર્તી [11]હણુણ કરતા શોહોર ૧૭

---

૧ 'વિકરાળ' ૨ 'વરાણ' ૩ 'મોતી સિરોમણ' ૪ 'આરબી' ૫ 'કેસરી ઙંકા ચિત્રકા' ૬ 'કમૂતરો' ૭ 'ડુંગર સમા' ૮ 'વિક્રાલ' ૯ 'દેવ' ૧૦ 'ગુપ્તરૂડા' ૧૧ 'દોડવા કરે શોર'

મોહોરડે મખિયારડામાં માણેક જડયાં બહુમૂલ્ય.
[1]મોતીની ઝાલર પગ–લગે, ઓઢી જરકશીની ઝૂલ્ય. ૧૮
કેશવાળી ફૂમતે ગૂંથી. હીરદોરા લહેકે:
હાર તોરા ને રત્ન ચમકે. ચુઆ ચંદન બહેકે. ૧૯
[2]જડાવ કલગી શિર ઉપર પીંછ ફરફર થાય.
ઝવેરજડિયાં જીન વાંસે; તિમિર તેજે. જાય. ૨૦

(વલણ)

જાયે તિમિર નંગતેજથી સજ્યા અશ્વ કોટિ અપાર રે:
પુત્ર ભત્રિજ [3]દોહિત્રને, રાય વહેંચી આપે તોખાર રે: ૨૧

---

## કડવું ૭ મું

(રાગ મેઘમલ્હાર)

પ્રહસ્ત પ્રત્યે બોલ્યો રાવણ·

[ હયની વહેંચણી ]

'કરીને મોટું મન, મંત્રી!
હું કહું તેને આપો વહેંચી હય, હસ્તિ, વાહન, મંત્રી! ૧
વજ્ર થકી જે અશ્વ ઉપન્યા ઈંદ્રે આપ્યા જેહ; મંત્રી!
પાંચસેં ઘોડા લઈને આપો ઇંદ્રજિતને તેહ. મંત્રી! ૨
મહિષમુખા હય સાતસેં જે ભેટ કીધા યમરાજ મંત્રી!
તે ઘોડા અતિકાયને આપો, અકાળમૃત્યુ ન થાય: મંત્રી! ૩
ગંધર્વજાતિ વિશ્વકર્માએ આપ્યા સોળ હજાર; મંત્રી!
તે કુંભકર્ણને ઘેર મોકલો વહે અયુતમણ ભાર. મંત્રી! ૪

---

1 'મોતીઝાલર લેહેકયા કરે, જરકશી ઉપર ઝૂલ' 2 'કટાવ કલગી ઘુંઘર ઉપર.' 3 'મિત્રને'.

બે કોટિ ઘોડા બળિરાજાના ચાલે માયાવી આસ; મંત્રી!
[1]અંતરધાનની વિદ્યા જાણે તે જમાઈને આસ. મંત્રી!
પાંચ કોટિ પાણીપંથા વરુણવાળા [2]જોધ: મંત્રી!
તે મોકલી દો દાસસંગાથે દોહિત્રોરે [3]ગેહ, મંત્રી! ૬

આઠ કોટિ અગ્નિના આપ્યા ન દાઝે પાવકમાંય: મંત્રી!
તે બાણુ લાખ પુત્રને વહેંચી આપો, [4]લાડવાયા જુધ્ધે જાય. મંત્રી! ૭

ચૌદ સહસ્ર જે બીજા આપ્યા કરે અગ્નિમાંય પ્રવેશ: મંત્રી!
તે કુંભકર્ણના સુતને આપો." [બોલ્યા રાય લંકેશ: મંત્રી!] ૮

નવ કોટિ નવ નાગે આપ્યા [5]મુખે વિષની ઝાળ: મંત્રી!
તે ભાણેજોને વહેંચી આપો જે વાનરદળના કાળ. મંત્રી! ૯

સમુદ્રે આપ્યા સાત કોટિ [6]જોતામાં જળ ઝંપાય: મંત્રી!
તે સૌ પુત્રના–પુત્રને આપો લડવા જુદ્ધે જાય. મંત્રી! ૧૦

ત્રણ કોટિ હિમાચળવાળા, મેરુવાળા કોટિ તેર: મંત્રી
એક કોટિ કનક ઝરે છે, કરી ગયો ભેટ કુબેર. મંત્રી! ૧૧

બાર કોટિ મયદાનવવાળા જે કરે માયા અપાર: મંત્રી!
ત્રીસ કોટિ બ્રહ્માના આપ્યા જે કરે પવનનો આહાર: મંત્રી! ૧૨

પચીસ કોટિ સૂરજના આપ્યા જે તેજતણો અંબાર: મંત્રી!
બેતાળીસ કોટિ મંત્રીને આપો બે બે વહેંચી તોખાર: મંત્રી! ૧૩

એક લક્ષ ગણપતિના આપ્યા જે પૂરે મન અભિલાખ: મંત્રી!
દીવીદાર આશા રાખે છે વહેંચી આપો લાખ: મંત્રી! ૧૪

ચાર સહસ્ર [7]ચંદ્રમાના વાજિ દીઠે પરિતાપ જાય: મંત્રી!
મારા રથને તે [8]જોડાવો: [બોલ્યા રાવણરાય: મંત્રી!] ૧૫

૧ 'અંતરગતની વાત જાણે.' ૨. 'વીર' ૩ 'મંદિર.' ૪ જુધ્ધે સંગ લઈ જાય' ૫ 'મૂકે' ૬ 'જળમાં જોતા જાય' ૭ 'ચંદ્રાવલી.' ૮ 'જોતરો.'

લાખ લાખ રાણી રે હો, રુવે રાણા! તમતણી
બીજો વહુ બેટીનો સાથ:
કેશવિનાની રે હો, દીઠી મસ્તક બોડલાં
દીઠા [1]ચૂડલાવિહોણા હાથ!-રે હો રાણાજી!

રાણા! તમે રે હો, કાળાં [2]પટ પહેરિયાં
કંઠમાંહિ કેરેણનો હાર:
દક્ષિણ દિશાએ રે હો, રાણા! તમે સંચર્યા
ઊંટ ઉપર થઈ અસવાર-રે હો રાણાજી!

[પાધરું અને વાંકું]

"રામજી [3]પાધરે રે હો, નવમહ પાધરા
રામજી વાંકે વાંકો સંસાર:
પાધરો વિભીષણ રે હો, તે તો વાંકો થયો
[4]વંઠી આજે તમારી સહુ વાહાર-રે હો રાણાજી! ૭

થયા થયા વાંકા હો, તેતરીસ કોટિ દેવતા
લીધો તેણે વાનર-અવતાર.
વાંકો તે લક્ષ્મણ રે હો, તમપર કોપિયો
છે ધરાધર એ બળભંડાર-રે હો રાણાજી! ૮

વાંકો વાંકો રે હો, આંહાં રઘુપતિ આવિયો
જેણે તોડ્યું ત્ર્યંબક [5]તરણા સમાન:
ઘણું વાંકો રે હો, મારિચ મારિયો
પરશુરામનું ઊતાર્યું માન-રે હો રાણાજી! ૯

[6]એક વારે રે હો, સપ્ત તાડ વેધિયા
માર્યો એણે વાંકો વાનર વાલ:

૧. 'ચૂડા વિનાના.' ૨. 'પટકૂળ' ૩ 'પધારે' ૪. 'ગઈ.' ૫. 'ત્રણ.'
૬ 'વ વાંકા રે હો.'

વાંકો તે સાહેર રે હો, પાષાણે બાંધિયો
[1]તમથકી સહેજે ન બંધાયે પાળ !–રે હો રાણાજી ! ૧૦
વાંકો વાંકો રે હો, [2]અંગદ વિષ્ટિ લાવિયો
ક્રોધ બળ બુદ્ધિતણો એ ધામ :
[3]વાંકો વાંકો રે હો, હૂકે હનમંત હાયિયો
લટકે લગાડ્યું જેણે લંકા ગામ–રે હો રાણાજી ! ૧૧
વાંકું તે છત્ર રે હો, તમતણું છેદિયું
ઘણું ઘણું વાંકાં છે રામનાં બાણુ:
વાંકી તે મૂછો રે હો, રાણા ! ન મરોડિયે
નવ કીજે પોતાનાં વિખાણુ–રે હો રાણાજી ! ૧૨
વાંકી તે વેળાએ રે હો, વાહાનું કો યે નથી.
[4]સુખમહીં સંગાથી સહુ થાય :
હઠ મૂકિયે રે હો : આપો પિયુ ! જાનકી
નમો જઈ રામજીને પાય–રે હો રાણાજી ! ૧૩

(વલણ)

પાય નમો શ્રીરામજીને [5]મ્રત આવ્યું ફરી જાય રે"—
વચન સુણી સતીનારનું પછે શું બોલ્યો રાવણુરાય રે ?— ૧૪

---

૧ 'તમે બાંધી પાણી પહેલી પાળ' ૨ 'અંગદ આહા આવિયો' ૩ 'વાંકો ને ચૂકો રે હનમંત હાથિયો.' ૪ સૌ સુખ સમે સાથી થાય.' ૫ 'આવ્યુ મૃત્યુ પાછું જાય રે'; 'મૃત્યુ આવ્યુ ફરી જાય રે'.

## કડવું ૯ મું

(રાગ વસંત)

[રાવણ પ્રત્યુત્તર]

"કયમ નમું હું નર વાનરને? લાજે છત્ર મેઘાડંબર!
મેં દેવ દાનવ યક્ષ કિન્નર જીત્યા : તો શું કરશે [1]નર વાનર? ૧

પાવક પાક નિપાવે મારે; પવન બુહારે દ્વાર;
[2]જળ-ડોળો ગણપતિ લઈ ચાલે. રવિ ચંદ્ર દીવીદાર. ૨

બારે મેઘ ભરે ઘેર પાણી, સ્તવે વેદ બંદી ચાર.
નારદ નટવર નાચે સરસ્વતી. મેં [3]પ્રાજે કીધો સંસાર. ૩

જોષિકાદાર જમરાજા માહારે; ભણે વિધિ આશીર્વચન.
વાર તિથિ અષ્ટેરપલિ કહી જાયે, કુબેર સાચવે ધન. ૪

ઇંદ્ર સમુદ્ર મહારુદ્ર વશ કીધા. 'ત્રિભુવનપતિ' મારું નામ.
કુંભકર્ણ સરખો બાંધવ માહારે.–કોણમાત્ર લક્ષમણ રામ?–" ૫

–એમ કહી રાણી સમજાવી. રાણે વધાર્યો વિરોધ,
[4]ક્ષોણી એક જોદ્ધા પડયા રણમાં; થવા માંડયું દારુણ જુધ. ૬

પાંચ કોટિ મંત્રી મુઆ. બહુ પુત્ર પામ્યા મરણ.
પછે રાવણને ચિંતા થઈ: "હવે જગાડું કુંભકરણ!"— ૭

(વલણ)

[5]કુંભકરણને જગાડવાનું ચિત્તમાં આણ્યું રાય રે.
[ભટ પ્રેમાનંદ કહે કથા કુંભકરણને શું થાય રે.] ૮

---

૧ 'સેનવાનર' ૨ 'જળઝોળો' ૩ 'જોર' ૪ 'ઘણા' ૫ 'કુંભકરણને જગાડવાને, દોડયા રાક્ષસ અનેક રે; રાવણ વિનવે બંધુને, રાખવા દુષ્ટ ટેક રે'.

## કડવું ૧૦ મું

( રાગ કાલેરા )

[ રાવણ કુંભકર્ણને જગાડે છે ]

" જાગો જાગો ભાઈ ! ભીડ પડી છે [ કરે વિનતિ રાવણરાય :]
નરવાનરે લંકાગઢ ઘેર્યો. તુંને નિદ્રા કેમ સોહાય ? " ૧

[1]તરત સેવક તેડાવ્યા રાયે; કહ્યું : " જગાડો કુંભકરણ. "
લક્ષ જોદ્ધા વળગી ઢંઢોળે. જાણે શું પામ્યો મરણ ! ૨

જળ છાંટયે નવ જાગે જોદ્ધો તાપણાં કીધાં ચોફેર.
હૃદે ઉપર શલ્યાપડ મેહેલ્યાં. કાનમાં ફૂંકે મદનભેર. ૩

કપાળ ઉપર દુંદુભી વાજે શરણાઈ નફેરી ઢોલ.
[2]કરોડ ઘોર મેઘશબ્દ કરે; પણ રાણો ન આપે બોલ ! ૪

[3]સૂંઠ મરી નાસિકામાં મૂક્યાં, [4]અજમો ચલાવ્યો નાસામાંય.
પાછો શ્વાસ જ્યાં મૂક્યો નિદ્રામાં, [5]અજમો સૂંઠ ઊડયાં જાય ! ૫

હૃદયા ઉપર અશ્વ દોડાવ્યા. [6]વરાડયા મહિષ માતંગ.
તો યે એ સૂતો નવ જાગે. સાણસે ત્રોડાવ્યાં અંગ ! ૬

ઔષધ અંજન નાનાવિધ કીધાં; ઉચળી પછાડયો વાર બે ચાર.

[અઘોરીની ઊંઘ ]

—પણ અઘોરીની ઊંઘ ન ઊડે ! દીધા ઘૂંટણિયાના પ્રહાર. ૭

વળી નાસિકામાંહે સર્પ ચલાવ્યા : વાયુ [7]રુંધાવ્યો લંકારાય.
નાસાકપોલમાંહે સર્પ અકળાયા, [8]કાનમારગે નીસરી જાય ! ૮

---

૧ 'સહસ.' ૨ 'કરોડ મેઘશબ્દે સાદ કરે.' ૩ ફૂંક્યા'; 'સૂંઠ મરીનાં શીશાં ઝીંક્યાં.' ૪ 'અન્ન ચલાવ્યા.' ૫ 'અજમીઠ'; 'આકાશ.' ૬ ચઢાવ્યા. ૭ 'બંધાવ્યો' ૮ 'શ્રવણમારગે.'

—એમ વાજ આવ્યો ગવણુરાજ ન લાગ્યો એકે ઉપાય.
ત્યારે કુંભકરણની આવી અંગના નમન કરતી પાયઃ— ૯
" કષ્ટ દીધે મારો કંથ ન જાગે. એને વાહાલા શ્રીભગવાન.
[1]જગાડું હું હેલામાત્રમાંઃ તમો કરાવો ભક્તિમાન. ૧૦
ભક્ષ ભોજન કરાવીને રાખોઃ નહિ તો કરશે સરવનો આહાર."
રાવણે [2]મધુમાંસ અણાવ્યાં. અન્નતણા કીધા અંબાર. ૧૧
અપછરા પાસે નૃત્ય કરાવ્યાં. ગાન તાન વાજે વાજિંત્ર.
કુંભકરણ ડોલ્યો જ્યમ મણિધર સાંભળતાં ગોવિંદ ચરિત્ર. ૧૨
ઊઠતાં અન્ન આરોગ્યું સર્વે.

પછે પૂછ્યો સમાચારઃ
"[3]હું કાચી નિદ્રાએ શિદ જગાડયો? આ શા વાનરના હોકાર?" ૧૩
રાવણે વાત કહી વિસ્તારી જે રીતે દૂભ્યા શ્રીરામઃ
"[4]એ ગત માટે તુંને ઊઠાડયો. કોણ કરે તું વિણ સંગ્રામ? ૧૪

(વલણ)

સંગ્રામ [5]કરો શ્રીરામ સાથે, કપિ પમાડો મરણ રે—"
[6]વીરાનાં વચન સાંભળી પછે શું બોલ્યો કુંભકરણ રે— ૧૫

---

૧ 'જાગશે સ્વામી મુહૂર્તમાત્રમા, યુક્તે કરાવો સંગીતગાન.'
૨ 'મદમાસ' ૩ 'મુને' ૪ 'અગત્યના કામે; 'આગત કામે', 'અગાધ
૬ સાંભળી વીરના.'

## કડવું ૧૧ મું

(રાગ પરજની દેશી)

[કુંભકર્ણનો ઠપકો]

કર [1]ઘસી કુંભકર્ણ બોલ્યો ધૂણી પોતાનું શીશ રે:
"ઘર ઘાલ્યું ભાઈ ઘેલડા! તેં [2]દૂભાયા જગદીશ:
[3]બળિયા સાથે ભરી બાથ વીરા!
તેં કાં દૂભ્યા રઘુનાથ? વીરા!—તુંને હું શું કહું રે? ૧
ત્ર્યંબક લેતાં તાહરા રે, ચંપાણા વીશ હાથ રે:
કાઢી મૂક્યો તુંને રાઘવજીએ. થયો [4]કૃતઘ્ની લંકાનાથ!—તુંને૰ ૨
સાગર જળ જેણે બાંધિયું રે, શલ્યા તારી પુષ્પ સમાન રે:
મેઘાડંબર સહેજે છેદિયું: તો ય તુંને ન આવી સાન—તુંને૰ ૩
લાખ ઘરુણી ઘેર તાહરે રે, જેનાં દર્શન ઈચ્છે દેવ રે:
તો સીતાને શીદ લાવિયો? થયો વૃદ્ધ ને ન ગઈ કુટેવ!—તુંને૰ ૪
જગત જીતી તેં જેર કીધું રે, ના જીત્યા ક્રોધ ને કામ રે:
શ્યામ કેશ ઉજ્જ્વળ થયા: તો ય મન રહ્યું તારું શ્યામ!—તુંને૰ ૫
ચંદ્ર વિના જેવી જામની રે, દીપવિના જેવું ધામ રે:
ત્યમ વિભીષણ બાંધવ વિના દીસે ઉજ્જડ લંકાગામ!—તુંને૰ ૬
પરનારી જેવી પાવક જ્વાળા રે, [5]વામા વિખની વેલ રે:
જીવ લેશે તારો કુટુંબ સાથે. જઈ રામચરણે શિશ મેહેલ—તુંને૰ ૭
હું મરણ થકી બીહીતો નથી રે; [6]મને દાઝે તારું હેત રે.
ન માને શીખ માહરી, જાશે જમપુર સ્વજન-સમેત—તુંને૰ ૮
જો વાડીમાં બેસાડી જાનકી રે, તો લઈ આવ્યો કોણ કામ રે?
તું થી સીતા નથી જીતાતી: તો ક્યમ જીતાશે રામ?—તુંને૰" ૯

---

૧ 'કરગરી' ૨ 'દૂભવ્યા' ૩ 'બળીયા સાથે બાકરી રે' ૪ 'કૃતઅંધ'
૫ 'સાપણ' ૬ 'તું લેળાસર ચેત.'

રાવણ કહે કુંભકર્ણને:

"રે ભાઈ! સાંભળ [1]સુખની વાત રે:
[2]દેખું હું સતી જાનકીને જાણું એ આપણી માત ૧૦
[3]ત્યાગ કરે ના ચિત્ત સીતાને, બળશે શરીરને સંગ રે:
હવે આજ કેમ નમું રિપુ રામને? મુખે લાગે કાળો રંગ— ૧૧

(વલણ)

[4]લાગે કાળક મુખવિશે જો નમુ રિપુને પાય રે—"
કુંભકરણ કહે "ધન્ય તું! તારું મન જોયું મે ભાઈ રે!" ૧૨

---

## કડવું ૧૨ મું

(મારુના દુહા)

છે રામચરિત્ર અપાર. પણ સાર લઈ પદબંધ કરું
ચતુર અહર્જે હરિનામ, ના જોશો ખોટું ખરું: ૧
કુંભકરણ આગળ પડયો, પછે પડયો મેઘનાદ:
પણ જુદ્ધ થોડામા વર્ણવું, કો રસિયા લેજો સ્વાદ ૨
રાજા રાવણ રણ ચડયો, વજ્યા નીશાણે ઘાય:
ફરી આવી રાણી મંદોદરી કઈ જાચે રાવણરાય: ૩

[મંદોદરીની આજીજી]

(રાગ મેવાડાની દેશી)

કહે મંદોદરી માગી માન. "હો રે હઠીલા રાણા!
આપો એહેવાતનનું દાન. હો રે હઠીલા રાણા! ૪

---

૧ 'દુખની' ૨ 'જ્યારે દેખુ હુ સતી જાનકી, જાણુ હોય એ આપણી માત રે' ૩ 'જો ત્યાગ કરુ ચિત્ત સીતાથી, તો તે બળશે શબને સગ', 'જો સતી ત્યાગ કરે સમશાનમા, તો હુ બળુ શબને સગ રે' ૪ 'લાગે કલંક મુજવદને'

[1]બળિયા સાથે ન ભરિયે બાથ; હો રે. છે રામજી ત્રિભુવનનાથ હો રે.
સીતા છે લક્ષ્મીનો અવતાર : હો રે, જેને હરી લાવ્યા ભરથાર ! હો રે.
છે લક્ષ્મણજી શેષનાગ: હો રે, નથી જુદ્ધ કરવાનો લાગ: હો રે.
બ્રહ્મારૂપે છે જામ્બવાન: હો રે, મહાદેવ કપિ હનુમાન: હો રે.
છે સુગ્રીવ સૂર્ય સ્વરૂપ: હો રે, નીલ વાનર અગ્નિરૂપ: હો રે.
છે અંગદ ઇંદ્રનો અંશ: હો રે, જેણે દીપાવ્યો કપિનો વંશ: હો રે.
નલ વિશ્વકર્મા મહારાજ: હો રે, જેણે બાંધી સાયરપાજ: હો રે.
બીજા વાનર સઘળા દેવ: હો રે, નવ કીજે ઘણો અહમેવ: હો રે.'
આપણ જીવ ને એ ભગવાન: હો રે, આપણ આગિયા ને એ ભાણ: હો રે.
[2]રખે ફૂલો જોઈ કુંભકરણ હો રે, આવ્યું લંકાની પોળે મરણ: હો રે.
નહિ જીતાડે ઇંદ્રજિત: હો રે, મારી શીખ [3]આણોને ચિત્ત. હો રે.
"એક લક્ષ તમારી નારી, હો રે, દશ સહસ્ર દેવકુમારી, હો રે.
નવ સહસ્ર નાગકન્યા ય, હો રે, જેનાં મુખ દીઠે દુઃખ જાય, હો રે.
વિદ્યાધરી છે સહસ્ર સાત; હો રે, તેના પ્રણામ લીજે નાથ ! હો રે.
પાંચ સહસ્ર કિન્નરી જાત હો રે, કંઈ કરવા ઇચ્છે છે વાત. હો રે.
યક્ષકન્યા તે તેર હજાર: હો રે, લીજે રાંકડીઓના જુહાર: હો રે.
છે અપછરા સહસ્ર વીસ: હો રે રહી [4]ચરણે નામે છે શીશ. હો રે.
ગાંધર્વી નારી ગુણવંત: હો રે. આઠ સહસ્ર નમે છે કંથ ! હો રે.
બે સહસ્ર નારી દાનવી: હો રે. એક સહસ્ર નારી માનવી. હો રે.
પાંચ સહસ્ર પિશાચી નાર હો રે. રાક્ષસીઓ તેવીસ હજાર. હો રે.
એ નારી તમારી લાખ: હો રે. તેના પૂરાય મનઅભિલાખ. હો રે.
બાણુ લાખ વહુઅરનો વૃન્દ: હો રે. [5]સપન વિચારીને કરે આક્રન્દ !
સત્તર લાખ દીકરીઓનો સાથ હો રે. તેને માથે કોણ ફેરવે હાથ ? હો રે.

૧ 'એ તો બળિયા સાથે બાથ' ૨ 'શું' ૩ 'માનો તમે' ૪ 'પડદે'
૫ 'તે બિચારી'.

સાહેલી દાસી દસક્રોડ: હો રે, તમને નમે છે એઉ કરજોડ. હો રે.
૧હું મહિલા માગું છઉં માન: હો રે. જુદ્ધને રહેવા દો, રાજાન! હો રે.
આપો પાછી સીતાને, રાય! હો રે. ૨જેમ વિઘ્ન લંકાનાં જાય. હો રે.
*નવગ્રહ ધાલ્યા'તા મંચક હેઠ: હો રે, હવે પોહોત્સા તે રામને ઠેઠ. હો રે.
તમારો રવિ થયો છે રક્ત: હો રે, તે તો જાણે બાધું જક્ત. હો રે.
તમારો સોમ પડચો છે સાંસ: હો રે. દીસે પૂનમેરી અમાસ. હો રે.
તમારો મંગળ બેઠો છે ૩મોળ: હો રે, તે તો કરશે રાક્ષસનો રોળ. હો રે.
બુધે બુદ્ધિ લીધી હરી: હો રે, જે સીતા લાવ્યા હરણ કરી! હો રે.
પાઠ કરે છે બૃહસ્પતિ જૂઠા: હો રે, રાણા! સૌ દેવ તમ પર રૂઠયા. હો રે.
શુક્ર સુકવશે સંસાર: હો રે. પરવારશે પુત્રપરિવાર. હો રે.
શનિએ સામી કીધી છે દષ્ટ: હો રે. તેથી પામિયે ઘણેરું કષ્ટ. હો રે.
રાહુ પડચો સૂરજને કર્ણ: હો રે, તેથી આવશે આપણું મર્ણ. હો રે.
કેતુએ કીધું કડું કામ: હો રે. તેથી લૂંટાશે લંકાગામ. હો રે
ઘણું થાય છે માન શુકન: હો રે, મારું ફરકે છે જમણું લોચન. હો રે.
મોતીના ત્રુટયા આફણીએ હાર: હો રે, ડાબી આંખે વહે આંસુધાર. હો રે.

હઠ મૂકો હઠીલા રાય! હો રે હઠીલા રાણા!
જઈ નમો રામજીને પાય: હો રે હઠીલા રાણા!–૪૩

(વલણ)

પાય લાગો પરબ્રહ્મને જે વિઘન પરાં થાય રે–"
વચન સુણી સતીનારનાં પછે શું બોલ્યો રાવણરાય રે?–૪૪

૧ 'એ સહુ મળી માગે છે માન' ૨ 'નરવાનર લંકામાથી જાય' ૩ 'મોડ'
* અહીંથી દસ કડી છાપેલી પ્રતોમાં નથી.

## કડવું ૧૩ મું

( રાગ દેશાખ : છંદ ભુજંગીની ચાલ )

રાવણનો બોધયુક્ત ઉત્તર ]

મહારાજ લંકાતણો એમ ભાખે—
"નથી મર્ણું થાતું લખ્યા લેખ પાખે.
તારે મન હું સુંદરી ! નાથ ગેહેલો :
કીધો જ્ઞાન વિચાર મેં સર્વ પેહેલો ૧

પરબ્રહ્મ એ રામ આનંદકારી
મને મારવા [1]માનુષી દેહ ધારી.
જાણી જોઈને જાનકી હર્ણું કીધું.
ઘેલી નાર ! મેં મર્ણું માગીને લીધું. ૨

એને પામવા કોઈ અષ્ટ જોગ સાધે
ખટ દર્શનોમાંહી ખોળ્યો ન લાધે.
તપ તીર્થ વ્રત નેમ જપ જાગ દાને.
[2]ન આવે સપનામાં વૈરાગ્ય—ધ્યાને. ૩

ન પામે એનો પાર દાનવ દેવે.
એને પામવા શિવ સમશાન સેવે.
ધર્યું માનવી રૂપ તે મુજ માટે
આવી ઊતર્યા રામ સમુદ્ર ઘાટે ૪

ધન્ય તાત માહારો ! ધન્ય માત માહારી !
મુજ કારણે અવતર્યા શ્રીમુરારિ.
ઘણું ખાધું પીધું : ઘણા ભોગ કીધા :
ઘણા રાવરાણા [3]જીતી દંડ લીધા ૫

---

1. 'મનુષ્ય' ૨ 'ન આવે રામ વૈરાગ સ્વપ્ન ધ્યાને.' ૩ 'કને'

તને નાર મંદોદરી! વાત પૂછું.
મારા ભોગવિલાસમાં શું [1]પ ઓછું?
હવે [2]રાજ્યના સુખથી મન ભાગ્યું.
રઘુનાથને હાથે હું મર્યું માગું!" ૬

સુણી કંથના મુખની જ્ઞાનવાણી
ઘણું રીઝ પામી, નમી પાય રાણી.

[રાવણ યુદ્ધે ચઢે છે]

કવચ પહેરી માહારાજે દસ ટોપ ધરિયા.
બાંધી ખડ્ગ [3]ભાથે બહુ બાણ ભરિયા. ૭

ધરી ધનુષ તે શક્ષ ત્રિશલ ભારે
છત્રીસે હથિયાર મહારાજ ધારે.
ઝગે કુંડલ [4]લોલ શું અર્ક ઇન્દુઃ
[5]કરે કુમકુમે નાર લેલાટ બિન્દુ. ૮

થાય ધૂપ ને દીપ ત્યાં અગરુ દાઝે.
કપૂરે કરે આરતી ઘંટ બાજે.
ચર્ચે ચંદને કેસરી પુષ્પમાળા,
ગાયે ગીત મંગળ સૌભાગ્ય બાળા ૯

સત્તર લાખ પુત્રી પિતા પાસ આવે
લેઈ ઓવારણાં મોતી [6]પુષ્પે વધાવે
આશીષ દે છે બહુ [7]વૃદ્ધ મહિલાઃ
"જીતી રામને આવજો, રાય! વેહેલા–" ૧૦

માર્યા મહિષ અજા, ઘણા ભોગ દીધા.
રુધિરચાંદલા કંઈક કપાળ કીધા.

૧ 'છે' ૨ 'માયાના' ૩ 'હથિયાર' ૪ 'સોગસૂરજ' ૫ 'પૂજે'
૬ 'કરણે' ૭ 'મ ત્ર ેલા'

[ ઇંદ્રજિત રણમાં ]

મંદોદરીમાતને પાય લાગી
ચડયો રથ ઈંદ્રજિત આશીષ માગી ૧૧

[1]નખશિખ કુઅર જોઈને મોહી માતા
વિખાણે ભલી ભાત : ' ધન તું વિધાતા !
કોણ જલથી આવડા રત્ન ઘડિયાં !
તું રાંકડી માતને પેટ પડિયાં ! ૧૨

શ્રીરામ સાહામો તે સંગ્રામ લેવો '
ન જાણું સમાચાર હવે આવે કેવો !
[ કહે પુત્રને માવડી શીખ છાની ]
રખે બાપ માહરા ! કરો પાછી પાહાની ! ૧૩

રઘુનાથ સાથે રૂડું જુદ્ધ કરવું
ધરી દેહ તેને એક જ વાર મરવું ! "

[ અતિકાય યુદ્ધે ]

પ્રસૂતાતણી શીખ માથે ચઢાવી,
અતિકાય બેઠો રથે નિજ આવી ૧૪

વાયુવેગી તોખાર [2]તો ચાર જોડયા
કરે ઊડવા મન આકાશ ઘોડા !
દેખી છાંય પોતાતણી ચાલ ચમકે
ગળે હેમસાંકળ ઘૂઘરમાળ ધમકે ૧૫

જુધે જાય અતિકાય, [3]માતંગ માહાલે
[4]જાણે અભ્રઆકાશમાં ચંદ્ર ચાલે !

---

૧ ' અતિકાયને જોઈને ૨ ' રથ ' ૩ ' ને મન ૪ ' જેમ '

[ અભંગ રથારોહણ ]

ક્રીધો હોમ નિકુંભના ચર્ણું સેવી
થયાં તૃપ્ત પૂજા થકી માત દેવી ૧૬

રથ આપિયો એક અખિન્ન માતે
અગ્નિકુંડથી નીકળ્યો અશ્વ સાથે
હથિયાર બાંધી, તેણે રથ ચડિયો
ઈંદ્રજિત [1]જોદ્ધો દેવીપાય પડિયો ૧૭

ઉન્માદ મેઘનાદને મન વ્યાપ્યો,
પામ્યો રથ અભંગ અમ્માએ આપ્યો

નવ નીર બોળે, નવ હિમ ગાળે,
ન છેદાય શસ્ત્રે, નવ અગ્નિ બાળે ૧૮

પેસે સપ્ત પાતાળ, આકાશ ઊડે
ઈંદ્રજિત બેઠો એવે રથ રૂડે

રાયરાવણે પાટલીપુત્ર નિરખ્યો
દીસે શૂર સોહામણો સૂર્ય સરખો ] ૧૯

[ એવું વર્ણવ્યું ઇન્દ્રજિત–સ્વરૂપ,
વખાણું હવે રાય કુંભકર્ણ ભૂપ ]

[ કુંભકર્ણનું પ્રયાણ ]

અધ કોસ ઊંચો, એક કોસ ચોડો
[2]ભડભાથીનો રથ છે લાંબો પહોળો ૨૦
મુખ આગળે કેસરિ સોળ જોડ્યા.
તાણે ત્રેલિયાં ત્રણમે ઘટ્ટ ઘોડા

1 ‘ ચાહરો ’ 2 ‘ જોજન દોડનો ’

પરજાતના સાતસેં બેહુ પાસે
હાંકે જૂજવા સારથી હેમ-રાશી. ૨૧

ડચકાર હોંકારના નાદ ઊઠે,
રથ ઠેલવા હાથી પંચાસ પૂઠે.
ગ્રહી વાંસલા વીંધણાં લોહ-હાથે;
શત એક સુતાર છે રથ સાથે. ૨૨

ગદા ત્રણસેં પરિઘ [1]સેં પાંચ ધરિયાં,
ભાથા પાંચસેંમાંહ બહુ બાણ ભરિયાં.
વળી ધનુષ્ય ખાંડાંની ગણના ન થાય,
છત્રીસ જાત આયુધ ભર્યાં રથમાંય. ૨૩

બહુ અન્ન પકવાન્ન [2]મધુમાંસ સાથે
લાગે રાયને ભૂખ સંગ્રામ યાતે.
લોહકવચ પહેરી, ધર્યો ટોપ માથે.
ઇંદ્રચાપ જેવું ધનુષ સાહ્યું હાથે. ૨૪

નમ્યા ભૂપને ભાઈ મહાકાળભાથી,
રથ ઉપરે બેઠો કુંભકર્ણ હાથી.
કીધી ગર્જના ક્રોધની મીટ માંડી,
નાઠા વાનરા પોળ લંકાની છાંડી ! ૨૫

[3]રૌદ્ર રૂપ તેહેનું કવિ શું વખાણે ?
આવ્યો કુંભકર્ણ [4]મેરુશૃંગ જાણે !

લંકામાંહિથી મસ્તકે ટોપ જોઈ
નાઠા વાનરાઃ લોચને [5]ચાલ્યાં લોહી ! ૨૬

૧ 'પંચાસ' ૨ 'મદ્ય' ૩ 'રૂડું' ૪ 'ગિરિશૃંગ' ૫ 'લોહી લોઈ'.

નાચે અપછરાં; ગાંધર્વ ગીત ગાયે.
નારદ શારદા આવીને વેણુ વાયે. ૩૭

શેષનાગ આવી [1]ફણાછત્ર ધરતા.
નિયમ ચારે આવી, ગુણસ્તવન કરતા.
કરે કામધેનુ, ચમર અગ્ર આવી
ઊભા દેવ લંકેશને, શીશ નમાવી: ૩૮

નવગ્રહ આવી આગે ભેટ કરતા.
મનમાં શાપ દે "રાય રખે પાછા ફરતા!"
લેઈ ભેટ, સહુ દેવ વિદાય કીધા.
"મોટું ભાગ્ય," કહે દેવ "સાથે ન લીધા". ૩૯

રાક્ષસરાય આવ્યા રઘુવીર સામા
નાઠા વાનરા, સર્વ કો ત્રાસ પામ્યા. ૪૦

(વલણ)

ત્રાસ પામ્યા સૌ વાનરા, શું કરતા હવા શ્રીરામ રે!
[2]કપિનાયક ટોળે કરી સુગ્રીવ, સુભટનાં કહે નામ રે:— ૪૧

---

## કડવું ૧૪ મું

[ રામસેનાના નાયકો ]

સુગ્રીવ પ્રશંસા કરે વાનરની:

'સાંભળિયે, શ્રીરામ જી!
કૃપા કરીને કપિનાયકના લીજે [3]દંડ પ્રણામ: રાઘવજી! ૧

---

૧ 'વાજે સરસ્વતી વીણ છંદે બળવી' ૨ 'કપિનાયક સહુ તેડાવિયા, તે તણાં કહું નામ રે' ૩ 'વિનય'.

આ કિષ્કિન્ધાનો અધિપતિ છે વિનતવાનર એવું નામ જી:
ત્રણ કોટિ જોદ્ધાનો સ્વામી કરે છે દંડ પ્રણામ: રાઘવજી। ૨
આ અંગદનો માતામહ જોદ્ધો તારકપિ એવું નામ જી:
પંચાસ કોટિ જોદ્ધાનો સ્વામી કરે છે દંડ પ્રણામ: રાઘવજી। ૩
આ વિંધ્યાચલ કેરો વાસી મયંદવાનર એવું નામ જી:
આઠ કોટિ જોદ્ધાનો સ્વામી કરે છે દંડ પ્રણામ: રાઘવજી। ૪
આ ગોકર્ણ પર્વતનો વાસી ગવાક્ષ એવું નામ જી:
સાત કોટિ વાનરનો સ્વામી કરે છે દંડ પ્રણામ: રાઘવજી। ૫
વિશ્વકર્માનો અવતાર કપિવર નલવાનર એવું નામ જી:
સોળ કોટિ વાનરનો સ્વામી કરે છે દંડ પ્રણામ: રાઘવજી। ૬
આ અગ્નિનો અવતાર કપિવર નીલવાનર એવું નામ જી
પાંચ કોટિ જોદ્ધાનો સ્વામી કરે છે દંડ પ્રણામ: રાઘવજી। ૭
આ ધન્વન્તરીનો અવતાર કપિવર, સુષેણ એવું નામ જી:
એક કોટિ જોદ્ધાનો સ્વામી કરે છે દંડ પ્રણામ. રાઘવજી। ૮
આ અવતાર વરુણતણો છે ઋષભ એવું નામ જી:
એક કોટિ જોદ્ધાનો સ્વામી કરે છે દંડ પ્રણામ: રાઘવજી। ૯
આ કુબેરનો અવતાર કપિવર ગંધમાદન એવું નામ જી:
ત્રણ કોટિ જોદ્ધાનો સ્વામી કરે છે દંડ પ્રણામ: રાઘવજી। ૧૦
આ યમતણો અવતાર કપિવર સતબળ એવું નામ જી:
પાંચ કોટિ જોદ્ધાનો સ્વામી કરે છે દંડ પ્રણામ: રાઘવજી। ૧૧
આ અંજનપર્વતનો વાસી કેશરી એવું નામ જી:
સાત કોટિ જોદ્ધાનો સ્વામી કરે છે દંડ પ્રણામ: રાઘવજી। ૧૨
બ્રહ્માનો અવતાર રીંછપતિ જામ્બવાન એવું નામ જી:
બેતાલીસ કોટિ જોદ્ધાનો સ્વામી કરે છે દંડ પ્રણામ: રાઘવજી। ૧૩
આ શંકરઅવતાર કપિવર હનુમાન એવું નામ જી:
અગિયાર કોટિ જોદ્ધાનો સ્વામી કરે છે દંડ પ્રણામ: રાઘવજી। ૧૪

સમુદ્રનો અવતાર કપિવર દધિમુખ એવું નામ જી :
એક કોટિ જોદ્ધાનો સ્વામી કરે છે દંડ પ્રણામ : રાઘવજી ! ૧૫
વાયુતણો અવતાર કપિવર પ્રણાશ એવું નામ જી :
દસ કોટિ જોદ્ધાનો સ્વામી કરે છે દંડ પ્રણામ : રાઘવજી ! ૧૬
આ અવતાર છે તક્ષકનાગનો પ્રમથ એવું નામ જી :
બાત્રીસ કોટિ જોદ્ધાનો સ્વામી કરે છે દંડ પ્રણામ : રાઘવજી ! ૧૭
આ હેમાચળકેરો વાસી સુનાભ એવું નામ જી :
સાત કોટિ જોદ્ધાનો સ્વામી કરે છે દંડ પ્રણામ : રાઘવજી ! ૧૮
આ ત્રિકૂટાચળકેરો વાસી મહાબળ એવું નામ જી :
ચૌદ કોટિ જોદ્ધાનો સ્વામી કરે છે દંડ પ્રણામ : રાઘવજી ! ૧૯
આ સુવેલાચળકેરો વાસી રિપુમર્દન એવું નામ જી :
બત્રીસ કોટિ જોદ્ધાનો સ્વામી કરે છે દંડ પ્રણામ : રાઘવજી ! ૨૦
ઈંદ્રતણો અવતાર કપિવર અંગદ એવું નામ જી !
પાંચ પદ્મ જોદ્ધાનો સ્વામી કરે છે દંડ પ્રણામ : રાઘવજી : ૨૧
આ શ્વેતાચળકેરો વાસી ગજકપિ એવું નામ જી :
ત્રણ પદ્મ જોદ્ધાનો સ્વામી કરે છે દંડ પ્રણામ : રાઘવજી ! ૨૨
લંકાનો પતિ વૈષ્ણવયોદ્ધો વિભીષણ એવું નામ જી :
સુભટ ચાર પ્રધાન સગાથે કરે છે દંડ પ્રણામ : રાઘવજી ! ૨૩
હું ચરણસેવક રામ ! તમારો સુગ્રીવ માહારું નામ જી :
આઠ પદ્મ જોદ્ધા સગાથે કરું છું દંડ પ્રણામ રાઘવજી ! ૨૪
અન્ય સુભટ શતસહસ્ર મળ્યા છે, કરી જાણે ઘોર સંગ્રામ જી ;
ચારે પાસે અવલોકન કીજે, લીજે વિનમ પ્રણામ : રાઘવજી !" ૨૫

( વલણ )

પ્રણામ લીધા સર્વ જોદ્ધાના; રણ ચડયા રઘુરાય રે :
[ ભટ પ્રેમાનંદ કહે કથા, સંગ્રામ કેવો થાય રે ! ] ૨૬

— ❀ —

## કડવું ૧૫ મું

( રાગ સારંગ )

સુભટ સર્વના લેઈ પ્રણામ, લક્ષ્મણપ્રત્યે બોલ્યા શ્રીરામઃ—

[ રામવચન ]

"[૧]જુઓ, પરમાર્થે વાનર ઉદ્યમી, જુદ્ધ કરવા રહ્યા ટમટમી. ૧
વીરા ! [૨]અસૂરું જુદ્ધને થાય, જઈ ગાજો તમે સેનામાંય.
ગઈ સીતા બાંહ્યબળે વાળિયે; આજ ધનુર્વિદ્યા [૩]સંભાળિયે. ૨
હું ગાજું છું બાંધવ ! તુજ વડે. આજ [૪]જાનકી નિશ્ચે જડે—"
લક્ષ્મણ કહે [વંદીને પાય]· "આજ [૫]જીત્યો જાણો રાવણરાય." ૩

[ લક્ષ્મણનો પડકાર ]

એવું કહી મુખે ગડગડ્યો. હનુમાન ઉપર લક્ષ્મણ ચડ્યો.
ગ્રહ્યું ધનુષ, ભાથા ભીડિયા, તે દર્શને શત્રુ પીડિયા. ૪
વરુણતણાં આપ્યાં વાજિંત્ર વગાડે વાનર, ગાય ચરિત્ર.
[૬]પણવ ગોમુખ વાજે રણતૂર, વગાડે ગાલ કપિવર શૂર. ૫
ઢોલ નગારાં નોબત ખાસી, મદનભેર ત્રંબાળુ કાંસી.
શિંગી શરણાઈ ભેરી નફેરી-તેણે શબ્દ શત્રુ લીધા ઘેરી. ૬
[૭]પાડે તાળી; કરે કીકિયારા વાંકાં પુચ્છ : શું મણિધર કાળા !
ગ્રહ્યાં ગિરિ તરુવર આયુધ, મળી સેના; મંડાયું યુદ્ધ. ૭
સન્મુખ આવી બાઝે શૂર; ઉભય દળ થાયે ચકચૂર.
હૂકે વાનર મૂકે દોટ. ઘેરી લંકા, પાડે કોટ. ૮
રાક્ષસ વાનર થયા એકાકાર [૮]અન્યોઅન્ય કરે બહુ માર.

---

૧ 'જુઓ પરમારથ વાનરની જાત, જુધ કરવા આવ્યા મહાભાગ' ૨ 'વિલંબે જુદ્ધ ન થાય.' ૩ 'સંભારિયે' ૪ 'ગઈ જાનકી.' ૫ 'જીતવો.' ૬ 'પણુછમુખ' ૭ 'કરે કીકીયારા પાડે બહુ તાળી, વાંકા પુછ શું મણિધર કાળી.' ૮. 'રાકે ફરી મંડારો સંસાર.'

ચોસઠ કોટિ વાનર મહારથી, તેને મોહ [1]પરભવતો નથી.

[ નાગપાશમાં રામસૈન્ય ]

નાગપાશ મૂક્યું ભડજન, ચોસઠ કોટિ કીધા બંધન. ૩૦
બાંધ્યા સુગ્રીવ ને જાંબવાન, બાંધ્યા અંગદ ને હનુમાન.
બાંધ્યા સનમળ ગજ કેસરી, કડાંજૂડ ન થકે નીસરી. ૩૧
બાંધ્યા દધિમુખ ને નળ નીલ. [2]સર્પે વીંટાણા કપિને ડીલ.
બાંધ્યા વિભીષણ બળધામ, બાંધ્યા સુષેણ લક્ષ્મણ રામ. ૩૨
સરવ સુભટને બંધન કરી, રાવણ પાસે આવ્યો ફરી.
નરવાનર બાંધ્યા સાંભળી, ગાજ્યો લંકાપતિ મહાબળી ૩૩
ઇંદ્રજિતનું કરી વિખાણ, મંત્રીપ્રત્યે બોલ્યો વાણ :
" અશોકવનમાં જાઓ વેગે કરી, જાંહાં માનુષી સીતાસુંદરી ૩૪
બેસાડો વિમાને સીતાનાર. રણ જોવા લાવો ગગનમોઝાર.
જુએ રામ બાંધ્યા નાગપાશ : [3]સીતા જીત્યાની મૂકે આશ." ૩૫

[ સીતાને દૃશ્ય બતાવે છે ]

રાવણનાં વાયક સાંભળી બેસાડી વિમાને મૈથિલી.
સંઘાતે દાસી લક્ષ રાક્ષસી, સીતાને મન ચિંતા વસી. ૩૬
પુષ્પક આણ્યું સેના ઉપરે. સીતા સૈન્ય અવલોકન કરે.
રાક્ષસી દાસી મંત્રીજન જાનકી પ્રત્યે વદે વચન : ૩૭
" રાવણસુતનો જો, જો સંગ્રામ : પશુપેર બાંધ્યા લક્ષ્મણરામ !
સુગ્રીવ આદે બાંધ્યા વાનરા. મોહ્યો જ્યમ પીધી મદિરા ! ૩૮
[4]પ્રીત રામની તજ માનુષી, ભજ મહારાજા જે દશમુખી."
પડ્યા જોઈ દીઠા રણખેત્ર, સજળ થયાં સીતાનાં નેત્ર ! ૩૯

---

૧ 'સંભવતો.' ૨ 'સરપબાંધ્યાં તપે કપિદિલ.' ૩ 'દારે જીત્યાની સીતા મૂકે આશ.' ૪ 'તજ રામચંદ્ર પામર મનીષ, ભજ રાજેશ્વર લંકાઈશ.'

ઘણું વિલાપ જાનકી કરે: ત્રિજટા ગુપ્ત વાણી ઓચરે :
"માતા ! મિથ્યા મૂકો શોક. ના હારે રામ, મળે ત્રિલોક. ૪૦
એ કાલજિતને ના'વે મરણ. અબંધ સ્વામી એ અશરણશરણ,
અજિત એ જીત્યો નવ જાય, કરે માનુષી ચેષ્ટા રઘુરાય–" ૪૧
ત્રિજટાની વાણી સાંભળી, ચિંતા કાંઈ એક થઈ વેગળી
નિવારવા સીતાનું દુ:ખ, રામે હસતું કીધું ત્યાં મુખ. ૪૨
સમાધાન સીતાનું કર્યું

પુષ્પક વિમાન પાછું ફર્યું.
ગયાં જાનકી વાડીમાંય. નિર્ભે સૂતો રાવણરાય. ૪૩
ઇંદ્રાદિક દેવને ચિંતા ઘણી. નારદ મોકલ્યા રાઘવભણી.
ગુપ્ત સ્તવ ગાયા ગુણગ્રામ, નારદજીએ જગાડ્યા રામ : ૪૪

[ રામનું સ્વરૂપજ્ઞાન ]

"પૂર્ણબ્રહ્મ છો વિશ્વસ્વામિન : ગુણાતીતને શું માયાબંધન ?
વિશ્વનો તમે કરો છો ઉદ્ધાર, તમે સૂતે સૂતો સંસાર ! ૪૫
પ્રભુ ! મનુષ્યની ચિંતા પરહરો, આ સેના સઘળી જાગતી કરો !"
વાહનનું સ્મરણ કીધું રઘુવેલ, તાંહાં ખગરાજ આવ્યા તતખેવ ૪૬
[1]તે દેખીને નાઠા નાગ; છૂટયા નરવાનર મહાભાગ.
ગયા નારદ કરી પ્રણામ.

વાનરે લગાડ્યું સંગ્રામ. ૪૭
રાવણે ત્યાં પ્રેર્યો પર્જન્ય, સદ્ય હોલાવ્યો હુતાશન
મોકલ્યા જુદ્ધે શર સમસ્ત; નીલવાનરે હણ્યો પ્રહસ્ત. ૪૮
કોટિક મંત્રી બીજા પડ્યા. જીત થઈ વાનર ગડગડ્યા.
બેહુ મંત્રીજોદ્ધા શુક સારણ, શ્રીરામે પમાડ્યા મરણ. ૪૯

---

૧ 'નાગપાશથી નાઠા સરપ, છૂટ્યા રાઘવ વાદરા તરત '

રાજા કરપો કપિએ કર્યો, લજ્જા પામી પાછો ફર્યો !
રુધિર ધારા ખગકે અતિ : જાણે ધાતુઝરતો ગિરિપતિ ! ૭૧
ઘણા કપિ મૂક્યા મુખમાંહ્ય, કાન નાકેથી તે નીસરી જાય
દશ લાખ કપિ થયા નિપાત, પછે સન્મુખ આવ્યા રઘુનાથ ૭૨
[ઘણું જુદ્ધ કીધું શ્રીહરિ, પદબંધ કરું સંક્ષેપે કરી.]

[ કુંભકર્ણ વધ ]

કુંભકર્ણનો જોઈ અહમેવ, રામને ગુપ્ત સ્તવે સહુ દેવ. ૭૩
પ્રલય-રૂપ કીધું રઘુનાથ. કુંભકરણના છેદ્યા હાથ.
પાટુ મારવા ધાયો રાય, રામે તવ છેદ્યા બેઉ પાય. ૭૪
[૧]મસ્તક છેદ્યું મેહેલી અર્ધચંદ્ર બાણ; રાક્ષસમાંહિ પડ્યું ભંગાણ
મસ્તક પડતાં કંપી ધરા, લંકાકોટના પડ્યા કાંગરા ! ૭૫
કંપન અતિકંપન બેઉ બળવંત, હનુમાને તેનો આ
લક્ષ્મણે માર્યો ત્યાં અતિકાય માર્યો મહે

## કડવું ૧૮ મું

( રાગ વેરાડી )

[૧]લોચન ટપકે આંસુનીર, લક્ષ્મણને પૂછે રઘુવીર :
"હો સહોદર ! મંત્રી ! બાપ ! વ્રત કરી [૨]ક્યમ[૩]કષ્ટયું આપ ? " ૧

મણની વ્રતચર્યા ]

તવ કર જોડી લક્ષ્મણ ઉચર્યા :
" આપ અયોધ્યાથી નીસર્યા.
ચિત્રકૂટથી આગળ ગયા; મારગમાં તમો તરસ્યા થયા. ૨
જળ ભરવા ગયો નદીમાંય : મુજને જળની થઈ ઇચ્છાય.
તમો તરસ્યા હતા ભગવાન : ને મેં પાપીએ કીધું જળપાન ! ૩
િન સીતા, વ્યાકુળ હરિ : મેં જળ પીધું ભ્રાંતિએ કરી !
પાત્ર મેં 'જળનું ભર્યું', તે સમે મુને સત્ય સાંભર્યું : ૪

ભ્રાત વિના જળપાન કનિષ્ઠને મળમૂત્ર સમાન !
પર્યંત રઘુવીર ! તે દહાડેથી તજ્યું મેં નીર. ૫

પૂછે જગદાધાર ! ફળ લેવા ગયો એક વાર.
સમર્પ્યાં વિના રઘુરાય ! મેં બદરીફળ મૂક્યું મુખમાંય. ૬
ને સ્મરણા થઈ; મસ્તક ધૂણી, જીભ દાંતે ગ્રહી !
ણ કરે ભોજન કનિષ્ઠને તે બાધિન ૭
સમજી કર્યું : ખટમાસ ભોજન એ ' !

કર્યું વિસ્તાર :
આપણુ . કાર.

૨૫૬ ર. ' ક્યાં.

સુણી વિભીષણની વાત રે : મસ્તક ધૂણી, ઘસ્યા બેઉ હાથ રે !
બોલ્યા વ્યગ્ર થઈ રઘુનાથ રે :
"તમે સાંભળો વાનરસાથ રે ! ૬

હવે કોણ જીતે એ જોધ રે ? હૈડે કરી જુઓ પરિશોધ રે,
થયા સંગ્રામ મિથ્યા વિરોધ રે—"
ત્યારે બોલ્યા લક્ષ્મણજોધ રે : ૭

"સુણો રાઘવ ! અશરણશરણ રે ! દૃઢ રાખો અંતઃકરણ રે.
કર્યાં તે મેં કીધાં આચરણ રે, હું પમાડું પાપી મરણ રે !" ૮

[ લક્ષ્મણની વ્રતસિદ્ધિ ]

જેજેકાર કપિએ કીધો રે, રામે લક્ષ્મણ હૃદયાશું લીધો રે :
"હાવે અર્થ આપજો સીધો રે : મેઘનાદ-સાગર પીધો રે ! ૯

કોણ સમે તેં એ વ્રત કીધું રે ? ક્યારે નિદ્રાસુખ મૂકી દીધું રે ?
અન્ન ખટમાસ ક્યારે ન લીધું રે ? કહિયે, ખટમાસ ઉદક ના પીધું રે ? ૧૦

બ્રહ્મચર્ય બાંધવ ! કેમ પાળ્યું રે ?—એવે દુઃખે આપ પ્રજાળ્યું રે !
ઇંદ્રજિતરૂપી સાલ ટાળ્યું રે : આજ [1]સીતાજ્ન નયું વાળ્યું રે. ૧૧

(વલણ)

સીતાજ્ન નયું વાળિયું : કારજ આજ આપણાં સર્યાં !
[ શ્રીરામ પૂછે ફરી : ] એ કઠિણ વ્રત તમો ક્યાં કર્યાં ?" ૧૨

૧ 'સીતા નયુ રત્ન વાળ્યું રે.'

## કડવું ૧૮ મું

(રાગ વેરાડી)

[1]લોચન ટપકે આંસુનીર, લક્ષ્મણને પૂછે રઘુવીર :
"હો સહોદર ! મંત્રી ! બાપ ! વ્રત કરી [2]ક્યમ [3]કષ્ટયું આપ ?" ૧

[લક્ષ્મણની વ્રતચર્યા]

તવ કર જોડી લક્ષ્મણ ઉચર્યા :
"આપ અયોધ્યાથી નીસર્યા.
ચિત્રકૂટથી આગળ ગયા; મારગમાં તમો તરસ્યા થયા. ૨
જળ ભરવા ગયો નદીમાંય : મુજને જળની થઈ ઇચ્છાય.
તમો તરસ્યા હુતા ભગવાન : તે મેં પાપીએ કીધું જળપાન ! ૩
તૃષિત સીતા, વ્યાકુળ હરિ : મેં જળ પીધું ભ્રાંતિએ કરી !
પછે પાત્ર મેં જળનું ભર્યું, તે સર્વે સુને સત્ય સાંભર્યું : ૪

[જલત્યાગ]

"જ્યેષ્ઠ ભ્રાત વિના જળપાન કનિષ્ઠને મળમૂત્ર સમાન !
ખટમાસ પર્યંત રઘુવીર ! તે દહાડેથી તજ્યું મેં નીર. ૫

[ફલત્યાગ :]

"માસેક પૂંઠે જગદાધાર ! ફળ લેવા ગયો એક વાર.
તમને સમર્પ્યા વિના રઘુરાય ! મેં બદરીફળ મૂક્યું મુખમાંય. ૬
-વળતી મુજને સ્મરણા થઈ; મસ્તક ધૂણી, જીભ દંતે ગ્રહી !
જ્યેષ્ઠ ભ્રાતવિણ કરે ભોજન કનિષ્ઠને તે વ્યાધિત અન્ન. ૭
તેનું આશ્રિત સમજી કર્યું : ખટમાસ ભોજન મેં પરહર્યું !

[નિદ્રાત્યાગ :]

"નિદ્રા તજ્યાનો કહું વિસ્તાર :
આપણ વનમાં સૂતાં એક ઠાર. ૮

---

૧. 'નાસા લોચન ટપકે નીર.' ૨. 'ક્યાં.' ૩. 'રાખ્યું.'

દક્ષિણમાં હું, મધ્યે અવિનાશ; સીતા સૂતાં ડાબી પાસ.
ગઈ અર્ધરાત્રિ, હું નિદ્રાવશ્યો. મારો હાથ તમ ઉપર પડ્યો. ૯

[1]અજાણે બાહુ લાંબો અત્યંત, જઈ પહોંચ્યો સીતાપર્યંત :
તમો જાગતા હતા જાનકીનાથ! હળવે ઊંચકી મૂક્યો મુજ હાથ. ૧૦

ભુજ લેતાં હું જાગૃત થયો. મેં વિવેક તમારો લહ્યો.
થયો તમારા મનમાં વિચાર : 'રખે જાગતી સીતાનાર! ૧૧

સ્ત્રીનું મન હોય ચંચળ ઘણું; કપટ [2]વસશે લક્ષ્મણ તણું :
જાનકી જો આણશે સંદેહ, લક્ષ્મણ નિશ્ચે તજશે દેહ.' ૧૨

—એવો વિવેક હૃદેમાં ગ્રહી પ્રભુએ મુજને [3]જગાડ્યો નહિ.
પછે મેં મનમાં કર્યો વિચાર; એ સંસર્ગપાતક થયું અપાર. ૧૩

સુમિત્રા સરખી સીતામાત, [4]નિદ્રાવશપર પડિયો હાથ;
મેં તેનું પ્રાશ્ચિત કીધું સહી : બાર વર્ષ નિદ્રા કીધી નહિ! ૧૪

(વલણ)

નિદ્રા તજી એણે કારણે; બ્રહ્મચર્યવ્રત સહેજે થયું રે :
એ વ્રત કીધાનું કારણ જેમ છે ત્યમ તમને કહ્યું રે!" ૧૫

---

## કડવું ૧૯ મું

(રાગ મેવાડો)

લક્ષ્મણની વાણી સાંભળી, વાનર સર્વ બોલ્યા હરખી :
"ભાઈ! મેઘનાદ નિશ્ચે મરે" લક્ષ્મણની સૌ પ્રશંસા કરે. ૧

કષ્ટ સાંભળી બાંધવતણું રામચંદ્ર દુઃખ પામ્યા ઘણું!
'મુજ નિમિત્ત પીડા ઘણી સહી!'—રોયા રઘુપતિ એવું કહી. ૨

---

૧ 'અજાણતાં.' ૨ 'વસશે', 'જાણશે.' ૩ 'જગાડ્યું'. ૪ 'નિદ્રાવશ ઉપર હાથ.'

[ ઇંદ્રજિતવધ-ઉદ્યમ ]

પછે વિભીષણને પૂછે રઘુરાય : " જોતાં મળ્યો ઉત્તમ ઉપાય.
મેં તમને સોંપ્યો લક્ષ્મણ ભ્રાત, હવે ઇંદ્રજિત કરો નિપાત-" ૩
રાય વિભીષણ કરે વિનતિ : " સાંભળિયે સ્વામી ! લક્ષ્મણજતિ !
મુજ સાથે આવો મહારથી, મેઘનાદ મરશે સર્વથી-" ૪
ઊઠ્યા લક્ષ્મણ માગી વિદાય. ચાલ્યા રામને લાગી પાય.
પંચવીસ કોટિ કપિવર સાથ, વિદાય દીધી શ્રીરઘુનાથ. ૫
હનુમાન ઉપર બેઠા લક્ષ્મણ, ચાલ્યા રાઘવનાં વંદી ચરણ.
ચાલ્યા વાડીએ પાછલી રાતે, જઈ પહોંચ્યા ત્યાં વાહાણું વાતે. ૬

[ નિકુંભના પૂજન ]

બેઠો છે ઇંદ્રજિત બળવાન : રક્ત વસ્ત્ર કીધાં પરિધાન.
વિભીષણ કહે : " સુણ, લક્ષ્મણરાય ! છે ઇંદ્રજિત આ વાડીમાંહ્ય. ૭
એક ગુફા છે આણે ઠામ, તેમાં બેસી એ ધરે છે ધ્યાન.
નિકુંભના નામે ઈશ્વરી – ઇષ્ટદેવી મેઘનાદે વશ કરી. ૮
અજા મહિષ ને મેદ મદ્યપાન, ખગ મૃગ બાકળાનાં બલિદાન :
અડદ સરસવ રાઈ મસૂર – તે હોમે છે કુંડમાહે અસુર. ૯
પૂર્ણ ધ્યાનવ્રત જો એ કરશે, તો કુંડમાંથી રથ નીસરશે.
જો તે રથપર ચડશે જઈ, મેઘનાદ પછે મરશે નહિ ! ૧૦
—માટે ધ્યાનભંગ કરો જ્યમત્યમ."

[ વાનરોનું વિઘ્ન કાર્ય ]

એટલે વાનરે માંડ્યો ઉદ્યમ.
પસી ગુફામાં પેઠા બળવાન, નલ નીલ અંગદ હનુમાન. ૧૧
ઇંદ્રજિત બેઠો ધરી ધ્યાન : દૃઢ આસન, મન મેરુ સમાન.
રાવણનંદન દમ્યો અપાર : વાનર મારે પાટુના પ્રહાર. ૧૨
ચડે સ્કંધ ઢંઢોળે શીશ, કાનમાંહે કપિ પાડે ચીસ :

મસ્તક ઉપર બેસે ચડી—એમ દારુણ દુઃખ દીધું બે ઘડી. ૧૩
વણસાડ્યા પૂજાના ઉપહાર. હુતદ્રવ્યનો કીધો આહાર.
૧ઊછ્છ અગ્નિકુંડમાં. કરી, ધૂળ નાખે છે પોશા ભરી. ૧૪
આંખ ઊઘાડે હાથે ગ્રહી. કો શુદ્ધ દેખાડે અવળા રહી!
હોલવી હુતાશનની જ્વાળ. રત્નાડી નાખી રમણની માળ. ૧૫
લક્ષ ગાળ દીધી ગ્રહી કાન: તો યે ઇંદ્રજિત નવ ચૂકે ધ્યાન!
કરડે ઊઝરડે ને નાસી જાય. મુખ ઉપર મૂકે કપિ પાય. ૧૬
શુક્રાચાર્યની આંખ જ ફોડી. કુંડમંડપ નાખ્યો ઊખેડી.
બીજાં પાત્રો નાખ્યાં પાડી. નાહા પાઠનાં પાનાં ફાડી. ૧૭
૩કુંડમહિ કીધી લઘુનીત.

[ સ્થાનભ્રષ્ટ ઇંદ્રજિત ]

ત્યારે ક્રોધ કરી ઊઠ્યો ઇંદ્રજિત.
ગુફાથી કપિ નાઠા નિકળે. ઇંદ્રજિત ધાયો પૂંઠળે. ૧૮
ઇંદ્રજિતને ચડિયો કાળ: વિભીષણને દીધી દશ ગાળ:
"ગુફા બીજો કોઈ ન જાણે: નિશ્ચે મૃત્યુ તું પરમાણે!" ૧૯
કુંડથી રથ માતાએ કાઢ્યો અરધો નીસર્યો વાનરે ઊડાડ્યો.
ધજા ભગ્ગા ઊંચેથી પછાડ્યો. ચરણે ખૂંદી પૃથ્વીમાં જમાડ્યો! ૨૦
જોવે બાહાર નીસર્યો રાજકુમાર. વાનરે પૂર્યું ગુફાનું દ્વાર.
ગુફા વિભીષણે રોકી જઈ: ફરી ઇંદ્રજિતે પેસાયું નહિ! ૨૧
જોઈ કાળતણું રૂપ, બીજે રથ ચડ્યો સુભટ.
હનુમાન ઉપર લક્ષ્મણ ચડ્યા.

[ રાવણપુત્ર યુદ્ધ ]

ઘોર જુદ્ધ થયું તે સમે: પદપ્રહારે ધરા ધમધમે.
અનંત રાક્ષસસેના હણી. રહ્યા વાનર આખી અણી. ૨૩
વરસે ગિરિ તરુ વરસાત. વાનરવીર વઢે ઉત્પાત.
[1]કોપ્યો ઇંદ્રજિત બળવાન. કીધા મૂર્છિત નીલ જાંબુવાન. ૨૪
પડ્યો વિભીષણ અંગદ જોધપતિ; મૂર્છા આવી લક્ષ્મણ જતિ.
અનંત કપિ પડ્યા બળવંત : તે સમે રણ રાખ્યું હનુમંત. ૨૫
એક વૃક્ષનો જઈ કીધો પ્રહાર : મૂર્છા પામ્યો રાવણકુમાર.
ઇંદ્રજિત ઊઠ્યો વળી ફરી.

લક્ષ્મણ–મેઘનાદ સંગ્રામ ]

લક્ષ્મણે જુદ્ધ માંડ્યું બળ કરી. ૨૬
મેઘનાદે મૂક્યો હુતાશન : લક્ષ્મણે પ્રેર્યો પરજન્ય.
વાયુ પ્રેર્યો રાક્ષસનૃપ : લક્ષ્મણે મૂક્યા બહુ સર્પ. ૨૭
મેઘનાદે પ્રકટ્યા કોટિ ગરુડ : લક્ષ્મણે શલ્યા [2]ચલાવી ઓંઢ.
[3]વર્જ્જર બાણ મૂક્યું રાક્ષસે, ગિરિ કાપી નાખ્યા ચારે દિશે. ૨૮
બ્રહ્માસ્ત્રબાણ મૂક્યું લક્ષ્મણે : રુદ્રાસ્ત્ર મૂક્યું સુતરાવણે.
વિષ્ણુવાસ્ત્ર મૂક્યું લક્ષ્મણ વીર.
મરજાદા છાંડી સાયરનીર. ૨૯
કાંપ્યા દેવ [4]ડોલ્યા દિક્પાળ : ખળભળિયાં સાતે પાતાળ.
પૃથ્વીતલ થયું કંપાયમાન [5]ચલ્યા ઇંદ્ર નક્ષત્ર શશી ભાણ. ૩૦
દાશરથી જોદ્ધાએ [6]રાવણિ ભણી, મૂક્યાં બાણ તે મંત્ર જ ભણી.
લક્ષ્મણે લઘુલાઘવી કરી, બાણ એક મૂક્યું [7]લક્ષ ધરી. ૩૧
સારથીનું મસ્તક વાઢિયું, ધજા છત્ર છેદી પાડિયું.
કવચ કાપી હણ્યા તોખાર. નખશિખ કીધા શરના પ્રહાર. ૩૨

૧ 'કંપ્યો.' ૨ 'ચઢાવી.' ૩ 'વજ્રાસ્ત્ર બાણ.' ૪ 'દરી,' ૫ 'ચળ્યા ચંદ્ર નક્ષત્ર ભાણ.' ૬ 'રાવણ.' ૭ 'બળ કરી.'

દશાનન ઘનનાદે ગડગડે, જઈ વાનરદળમાં ત્રુટી પડે
પુત્રનું વેર લેવાની છે હામ : દશમીવે ઘોર માંડચો સંગ્રામ. ૧૦

સતબળ મહાબળ બળીના ધામ : સુગ્રીવ વિભીષણ લક્ષ્મણ રામ.
અંગદ હનુમાન સુખે ગડગડે : જઈ રાવણ ઉપર ત્રુટી પડે. ૧૧

[ દારુણ યુદ્ધ ]

દારુણ જુદ્ધ થયું તે સમે : સળકે શેષ ધરા [1]ધમધમે.
શસ્ત્રા શિખર પડે બહુ વૃક્ષ છૂટે બાણ તે લક્ષોલક્ષ. ૧૨

ઊડે રેણુ : કરે નાદ અનેક : શું અવની અંબર થાશે એક !
શોણિતસરિતા દારુણ વહી : સમુદ્ર થયો શોણિતમય સહી ! ૧૩

પ્રલયઅનિલ જેવો બાજુલ રાવણરૂપ થયું તત્તુલ્ય
છેદે ભેદે વેધે વપુ : પ્રબળ વાનરદળનો રિપુ. ૧૪

ઇંદ્રજિતનું દુઃખ મન ધરી : રાય ઘણું પીડે સેના વાનરી.
સુગ્રીવ વિભીષણ નાઠા જાય મૂર્છા પામ્યા શ્રીરઘુરાય. ૧૫

નલ નીલ જાંબુવાન હનુમાન, પડચા ભૂતલે મૃત સમાન.
દધિમુખ મયંદ ગવાક્ષ સુષેણ, શતપ્રહારે ભીડચા જેમ રેણુ. ૧૬

પ્રણાશ કેશરી સતબળ તાર, તે પડ્યા ઘાયલ : કરે પોકાર.
રીંછ મર્કટ દેહોવટ સંચર્યા : રુધિરમાંસયુક્ત થઈ છે ધરા ! ૧૭

[ રાવણ પરાભવ ]

સકલ સાથ અનાયત્ત થયો તવ લક્ષ્મણજોદ્ધો સન્મુખ ગયો.
ક્રોધાયમાન ચિત્તમાં ચટપટી : શરજાળમાં રાય લીધો લટપટી. ૧૮

કીધો વિકલ રાવણ મહારથી. છેદ્યું છત્ર, માર્યો સારથી.
કાપ્યું કવચ, છેદ્યો ધ્વજદંડ : રથ ઘોડા કીધા શતખંડ. ૧૯

પુષ્પવૃષ્ટિ અમરગણ કરે : "ધન્ય સૌમિત્રી !" સરવ ઉચ્ચરે.

---

૧ 'ક્રમક્રમે.' 'પણુછ'

[ લક્ષ્મણ પર સાંગપ્રહાર ]

રાવણરાય અકળાયો ઘણું. બળ વાધ્યું બહુ લક્ષ્મણતણું. ૨૦
ત્યારે સાંગ વાસવી કરમા ગ્રહી, ધસ્યો રાવણ પાળો થઈ.
માર્યું કપિદળ પાયે દળી : [1]જ્યમ મત્ત કુંજર ભાંજે કદળી! ૨૧
ક્ષિતિતલ કંપાવ્યું પગવડે. સપ્ત પાતાલ પડછંદા પડે.
થયો રુદ્રકોપ તામસભર્યો : શ્યામવરણ [2]આધો સંચર્યો : ૨૨
મૂકી સાંગ લક્ષ્મણ ઉપરે : ધૂધવાટ જાતાં તે કરે.
ધમકે ઘંટા ઘૂઘરમાળ, જેને અગ્રે વસી રહ્યો કાળ. ૨૩
[ 'ત્રાહ્ય ત્રાહ્ય' દેવ વાણી વદે.]–તે જઈ પડી લક્ષ્મણને હૃદે :
જ્યમ બીલમાંહિ પેસે સાપણી, ત્યમ કાળજામાં પેંઠી પાપણી! ૨૪

[ લક્ષ્મણ મૂર્છા ]

લક્ષ્મણજોદ્ધાનો કરી નાશ, ગઈ સાંગ વાસવની પાસ.
સૌમિત્રી જવ ધરણી ઢળ્યો, રાવણ તાંહાંથી પાછો વળ્યો. ૨૫
તે પેઠો પુરમાં દેઈ નીશાણ
થયું વાનરને લક્ષ્મણનું જાણ
આવ્યા રીંછ મર્કટ ટોળે થઈ પણ લક્ષ્મણ ઉતર આપે નહિ! ૨૬
શીતલ પદ નાસિકા ને કર્ણ: નહીં પડયો જોધ પામીને મરણ!
સુણતાં, જોધ પડયો ત્યાં ધરણ, પાસે આવ્યા શ્રી અશરણશરણ. ૨૭
પ્રાણનોહોણો દીઠો ઘાત : "શું થયું ?" કહી પડયા રઘુનાથ.
'હાહાકાર' સહુ વાનર કરે. શ્રીરામચંદ્રને બેઠા કરે. ૨૮
વિભીષણ સુગ્રીવ સુષેણજન, કરે રામને આશ્વાસન.

[ રામનું આક્રંદ ]

વિલાપે રાઘવ બેઠા થઈ, લક્ષ્મણ મસ્તક ખોળે લઈ : ૨૯

1 'જ્યમ કુંજર મરડે કદળી.' 2 'ક્રોધે આગ્યો.'

"બોલો સંતશિરોમણ! સાધ! કાંઈ ક્ષમા કરો મુજ અપરાધ.
જુઓ વિચારી સગપણ ને સ્નેહ: હું દુઃખિયાને નવ દીજે છેહ! ૩૦
*મારી માનાજાયા વીર! મારું હૃદયા ન રહેતું ધીર.
મેં તો મૂક્યું અજોધ્યા ગામ. આવ્યો ચિત્રકૂટને ઠામ. ૩૧
ત્યાં તો મૃગને પમાડ્યો મરણ. રાવણે કર્યું સીતાનું હરણ.
નારી ખોઈને થયો છુ નિરાશ: તમે આજ મને કર્યો ઉદાસ! ૩૨
તમવડે મેં ઘાલી હામ. માંડી જુદ્ધ કર્યો સંગ્રામ.
આજ ન સર્યું એકે કામ: ભાઈ ખોઈ બેઠો આણે ઠામ! ૩૩
મુને માઠી સૂઝી મત્ય: નારી ખોઈને ગુમાવી પત્ય!
મારા અંતરની ગત્ય ગઈ: ખોઈ બેઠો નારી ને ભાઈ! ૩૪
હું વન નીસર્યો તાહારે આશરે: તું પરિત્યાગ કાં મુજનો કરે?
મારા કર્મના શા કહું ભોગ: મૂકી રાજ્ય મેં લીધો જોગ: ૩૫
તાહાં થયું પિતાનું મરણ: આંહાં થયું સીતાનું હરણ:
વળી તું મુજને મૂકી ગયો: હું ગોઝારો દુઃખ જોવા રહ્યો! ૩૬
વન નીસરે ન પામ્યો લાભ. મારે મસ્તક પડિયો આભ!
આડી આવી કરમની કરણી: કુણ આણી આપશે સતીધરુણી? ૩૭
મેં તો જાણ્યું'તું કારજ સરશે: તમ હાથે મેઘનાથ મરશે.
તે તો સિદ્ધ કર્યું તમે કાજ: કેમ મૂર્છા પામ્યા આજ? ૩૮
હોય કાષ્ઠપેં કઠણ પાષાણ: પાષાણપેં કઠણ લોહ નિર્વાણ
લોહપેં વજ્જર કઠણ લોક વદે: એ વજ્જરપેં કઠણ મારું હૃદે ૩૯
–જે એવે દુઃખે હૃદે ફાટતું નથી! [એવું કહી કહી રોયા રઘુપતિ.]
એ શરીર નિર્ગુણ જાણવું સહી: કીધો ગુણ કાંઈ જાણે નહિ. ૪૦
પણ એક મોટો ગુણ [પ્રભુ કહે:] જે જે દુઃખ પડે તે સહે!
[ લક્ષ્મણ ગુણસ્મરણ ]
મુને આગળથી પાતો જળ. મુને સમર્પી લેતો ફળ. ૪૧

* અહીંથી ચાર કડી પ્રચલિત છાપેલી પ્રતોમાં નથી.

મુને આગળ કરી પૂંઠે આવતો, કમંડળ લેઈ આગળ ચાલતો
તો આજ કેમ અધર્મી થયો ? મુજ પહેલો કયમ સ્વર્ગે ગયો ? ૪૨
હજી મૈથિલી મૂકાવી નથી : તો શેં સુખે તને નિદ્રા વશી ?
ઉઠો ઉદ્યમી ! કરો સંગ્રામ—" [ એમ કહી કહી રુવે શ્રીરામ. ] ૪૩
"ભરત શત્રુઘ્ન અજોધ્યા રહ્યા, પિતાજી તો સ્વર્ગે ગયા !
જનકસુતા તે પરવશ પડી, અરે દૈવ ! આવી કોણ ઘડી ? ૪૪
હો દશરથ અજોધ્યાપતિ ! લક્ષ્મણને ભેટજો માહારીવતી.
તમો પૂછજો છાનું કાનમાંહિ : " તરછોડયા કાં રામને રણમાંહે ? " ૪૫

[ સર્વવ્યાપી રુદન ]

—એવા વિલાપ રાઘવના સાંભળી, કપિની સેના રુવે સઘળી.
રુવે દેવ ગાંધર્વ 'ને યક્ષ રુવે પર્વત વનનાં વૃક્ષ ૪૬
રુવે સમુદ્ર નદી જલવંત. રુવે પશુ પક્ષી અનંત.
* ઘણું રુદન કરે રઘુવીર : નેત્રે ધારા ઝરે છે નીર ૪૭

[ હતાશ રામ ]

સુગ્રીવને કહે છે શ્રીરામ : ' હું તો નહિ કરું સંગ્રામ;
હવે ન કરો વાનર ! વેર· તમે જાઓ તમારે ઘેર. ૪૮
એવો [1]કો એક બળિયો હશે, [2]રંકા'પેરે મૂર્છા વાળશે ? "

[ સુષેણની હૈયાધારણ ]

' છે " : વૈદ ધન્વન્તરી અવતાર સુષેણ બોલ્યા, કરી નમસ્કાર :— ૪૯
" સુણો વિનતિ શ્રીરઘુરાય ! કહું લક્ષ્મણ જીવ્યાનો ઉપાય.
દ્રોણાચળ પૂંઠે ગિરિગંધમાદન, તે ઉપર દ્રુમવેલીનું વન. ૫૦
શલ્યવિશલ્યા ઓષધીનામ તે જો આવે, થાયે કામ.
પણ આંહાંથી નવું લક્ષ જોજન : પ્રાતપહેલી આવી જોઈયે, રાજન !" ૫૧

* અહીંથી બે કડી છાપેલી પ્રતોમાં નથી.
૧ 'કોણ' ૨ 'કુણપેરે.'

[મૃતસંજીવની કોણ લાવે ?].

'મૃત સંજીવની લાવે કોય ?" સુણી રામ જોદ્ધાભણી જોય
ઉત્તર અપાય ન કોની વતી.
બોલ્યા હનુમાન કરી વિનતિ: ૫૨

"જાત્રા હામ કરું રઘુરાય ! લાવું ઓષધી, પ્રાત નવ થાય.
જાઉં લક્ષ જોજનપર્યંત-" કહી મનવેગે ચાલ્યા હનુમંત. ૫૩

[હનુમાનની હામ]

[કથા વાલ્મિકજી એમ ભણે: ત્યાં એક છળ કીધું રાવણે.
રાક્ષસ કાળનેમિ એવું નામ તેને રાવણે સોંપ્યું કામ: ૫૪

'કપિને ખાળો મારગમાંય. ના જીવે લક્ષ્મણ જો વાહાણું વાય.'
ત્રણ લક્ષ રાક્ષસ જોગીરૂપ થઈ, પર્વતપાસે બેઠા જઈ. ૫૫

તેણે માયાભેદ કીધા ઘણા : પણ હનુમાને સહુ પાપી હણ્યા.
ગયો દ્રોણાચળ પૂંઠે કપિવર: ત્યાં ત્રણ કોટિ છે વિદ્યાધર. ૫૬

એ ત્રણ કોટિનો કરી સહાર આગળ ચાલ્યો પવનકુમાર.
હનુમાન સંગ્રામે ખોટી થયો એવે કાળનેમિ આગળથી ગયો. ૫૭

વિશલ્યકરણી હુતી એક, રાક્ષસે તેવી કીધી અનેક.
માયા કીધી તાંહાં સઘળે: પત્રે પત્રે દીવા બળે. ૫૮

કોટાનકોટિ વનમાં વૃક્ષ, વૃક્ષે વૃક્ષે દીવા બળે લક્ષ.

[માયાપ્રકાશથી મૂંઝવણ]

હનુમાને મન આણ્યો વિવેક : "સુષેણે મુને વૃક્ષ કહ્યું છે એક. ૫૯
આ તો [1]ઓષધિની સંખ્યા નહિ; કાંઈ માયાની રચના થઈ.
ઓષધિ વિના કેમ જાઉં ફરી ? કહેશે, 'કામ શું આવ્યો કરી ?' ૬૦
ઓળખ્યા વિના વૃક્ષ કિયું લઉં ? રહું તો સેવકધર્મથી બીહું.
લઈ જાઉં ઊચકી આખો પહાડ, સુષેણ ઓળખી લેશે ઝાડ." ૬૧

---

૧ 'ઓષધી નિઃશે નહિ'. ૨ 'ન થયા અરય ને રજની ગયું'.

પૂંછ વધાર્યું કપિ હનુમંત. ગિરિપૂંઠે વીંટ્યું બળવંત,
સમૂળો મરડી કાઢ્યો ગિરિ. ફૂદ્યો જોદ્ધો મસ્તક પર ધરી। ૬૨
દશ જોજન પોહોળો, ઊંચો ત્રીસ : તે પુષ્પવત લીધો કપિ શીશ !
વળી રાક્ષસે ખાઈ્યો અંજનીતન : ચાલ્યો કાળનેમિ કરી નિધન.] ૬૩

[હનુમાનનો અહંભાવ]

જાતાં અહંકાર કરે હનુમંત : 'હું સરખો કોઈ નહિ બળવંત.
આ કારજ કોણ સુજવિણ કરે?'—એવો વિચાર મનમાં ધરે. ૬૪
ઉત્તરપંથથી આવે જાંહાં, આવી પાવનપુરી તાંહાં.
અજોધ્યા આગળ થઈ ને જાય. હનુમંતનું બળ નવ માય. ૬૫
તેણે સમે ભરત રક્ષણ કરે; નગરી પાખ્જી ફેરા ફેરે.
ધનુષ્યબાણ ધર્યાં કરમાંહ્ય. દીપક આવતા દીઠા ત્યાંહ્ય. ૬૬
રાક્ષસી માયાપર્વત જેહ, જાણ્યું, નગરપર નાખશે તેહ :
તેવું જાણી ભરતજી વીર ક્રોધ કરીને તાક્યું તીર. ૬૭
હનુમંતને જઈ લાગ્યું ચરણ. "હો રામ!" કહીને પડિયા ધરણ.
'રામ' નામ સાંભળી, ભરતરાય ધસી ગિરિભણી જોવા જાય. ૬૮
પવનપુત્ર ત્યાંહાં દીઠો. ભરત વદ્યા : 'આ તો મેં કીધો અનરથ!'
સમાચાર પૂછ્યો ત્યાં સહી. વાત સઘળી લંકાની કહી. ૬૯
ભરતે શોચ કીધો અપાર : "હવે શું થાશે? જુગદાધાર!"
પછે ભરત પ્રત્યે હનુમંત કહેઃ "સાંભળો, સ્વામી. કહું છું તેહ! ૭૦
પ્રાતરકાળ જો થાશે અહીં, તો પછે લક્ષ્મણ ઊઠશે નહિ.
અને શરપ્રહારની પીડા ઘણી : પણ ચિંતા છે લક્ષ્મણતણી. ૭૧
મારા તો નવ ચાલે પાય. તે માટે કંઈ કરો ઉપાય—"
ત્યાં ભરતે સમર્યા શ્રીહરિ હનુમાન પર્વતપર બાણે ધરી ૭૨
ધીરે રહીને શર કાઢિયો. તે શરે પર્વત ઊરાડિયો.
હનુમાને અહંકાર મૂક્યો સહી : "હું—યો બળિયો દીસે અહીં!" ૭૩

રાત પાછલી ઘટિકા ચાર લાવ્યો ઔષધી પવનકુમાર.
પર્વત મૂકી કીધા પ્રણામ, 'ધન્ય ધન્ય!' કહી ભેટયા શ્રીરામ. ૭૪
કીધો પર્વત રામે અવલોકન, રાક્ષસી આયા થઈ વિસર્જન.
રહી વેલી એક દીપકતણી. અહી -સુષેણે સંજીવની ગણી. ૭૫

[ લક્ષ્મણ મૂર્છાત્યાગ ]

રસ કાઢીને છાંટયો શરીર તતક્ષણ ઊઠયો લક્ષ્મણવીર.
'જેજેકાર' કરે કપિસાથ. ભેટયા લક્ષ્મણ ને રઘુનાથ ૭૬
અનેક કપિ જે પડયા સંગ્રામ તે સહુ જીવતા કીધા રામ.
પર્વત ઉપર ચઢયા શ્રીહરિ. દ્રુમવેલીની પૂજા કરી. ૭૭

( વલણ )

વિશલ્યકરણી વેલીની, પૂજા શ્રીરામે કરી :
તે પર્વત મૂકી સ્થાનકે, હનુમાનજી આવ્યા ફરી રે. ૭૮

---

## કડવું ૨૧ મું

(રાગ દેશાખ : છંદ ભુજંગીની ચાલ)

[ ફરીથી યુદ્ધપ્રારંભ ]

ઊઠયા લક્ષ્મણવીરના સર્વ સાથી,
જીવતદાન આપ્યું હનુમાન હાથી.
કોપ્યા શ્રીરઘુનાથ ધર્યું ચાપ, મૂકે.
લંકાનાથ નાઠો.

[ રાવણ પૂઠે રામબાણ ]

થયાં બાણ પૂઠે. ૧
દશમુખ ફરીને 'નવ મુખ મોડે.
'શ્રીરામનાં બાણ કયમ કેડ છોડે!
લે પતિતની પૂઠે જમદૂત જેવા
લંકાનાથ પૂઠે ધાયાં બાણ તેવાં. ૨

સભાસ્થાન રાજાના ઉદ્યાનમાંય.
ફરે નાસતો ત્રાસતો લંકરાય
ગુફા ભોંયરાં કોટડી માળ મેડી
ચડે ઊતરે. નાસતો ચઢ્યું એડી. ૩
ભર્યો શ્વાસ ને મુખ નિશ્વાસ નાખે:
'મુને રામનાં બાણુથી કોણ રાખે!'
વહુ સુંદરી દીકરી સર્વ દાસી
બીડે બારણાં. સર્વ કો જાય નાહાસી! ૪
નિજ પુત્ર ભત્રિજ પરધાન સ્નેહી
દેખી રાયને જાય મુખટાળો દેઈ!
જોયાં સપ્ત પાતાળ ને સર્વ દ્વીપ
જ્યહાં જાય ત્યાં બાણુ દેખે સમીપ. ૫
થયો રાય ભયભીત ત્રિલોક ફરતાં.
ધાયે બાણુ પૂંઠે ઘુઘવાટ કરતાં.
આવ્યો મામ મૂકી જ્યહાં શ્રેષ્ઠ નારી·
' મુને રાખ, મંદોદરી!'' કહે અહંકારી. ૬

[સતીનું સાંત્વન]

આસનમાન દીધું નમી પાય રાણી.
રહ્યાં બારણે બાણુ મરજાદ આણી!
કરી સ્તવન શરને પરણામ કરિયા.
સતીનારનાં વેણથી બાણુ ફરિયાં! ૭
નિજ નાથ પ્રત્યે કહે હાથ જોડી:
''કરું વિનતિ નાથ! મુજ બુધ થોડી.
લાગે બોલ કડવા પ્રથમ જેહ મીઠા:
આજ જાનકીનાથના હાથ દીઠા? ૮

[ સતીનો ઠપકો ]

"ન માનો કહ્યું કંથ! રીસાળ રંગિયા :
કયમ સૂરજ જીતાય મળે કોટિ અગિયા ?
કયમ હરણ જીતે વઢે વાઘ સાથે ?
કુંજર જીત્યો કહીં સુરયો સિંહસાથે ? ૯
ક્હાં મેરુ કહાં કાંકરો ? સમુદ્ર ખાડી ?
છૂટયા નાથ! નાહાશી : ભલી લાજ કાઢી !
દેવી મૈથિલીમાતશું મન મોહ્યું
ફળ સદ્ય પામ્યા સુખ રાજ્ય ખોયું ! ૧૦
ઇંદ્રજિત અક્ષ અતિકાય બળિયા :
કીધી વાંઝણી ! પુત્ર મુને ન મળિયા.
બહુ બળ દળિયુ કુંભકર્ણ માર્યા
પુત્ર પૌત્ર સંબધી સરવે સંહાર્યા ! ૧૧
વધૂ પુત્રીનાં એહેવાતણ ઊતાર્યાં.
સુખ ખોઈ રાણા ! તમે દુઃખ વધાર્યાં.
લાડવાયા ભાણેજ સહુ ધરણ લોટયા;
સત્તર લાખ જમાઈ, બાણુલાખ બેટા. ૧૨
બેતાળીસ કોટિ પરધાન હૂતા
કરી દીર્ઘ નિદ્રા સહુ [1]સેજ સૂતા !
નથી ઊતર્યો જોધ કો સમ ખાવા
નથી દાસ પાસે કોઈ નીર પાવા : ૧૩
થયા રથ વિરથ ઘોડા ને હાથી
નથી નાથ ! કો દોહલે કાળમાથી !
આવ્યા હર્ફિતા કાંપતા શ્વાસભરિયા,
દશમુખ ! નિર્મુખ - કહો કેમ ફરિયા ? ૧૪

---

૧. 'સ્હેજ'

અસિ ખડ્ગ કટારના બંધ ત્રુટ્યા,
દીસે લટપટી પાઘ; છે પેચ છૂટ્યા.
સર્વાંગે શ્રત્ન્યા. શોણિતધારા.
સમાચાર પૂછું: બેસો નાથ! માહરા!" ૧૫

[રાવણ રણે ચઢે છે]

સાંભળ્યો ભૂપતિ ખેદ મનમાંહી આણી.
મુખથી ન બોલ્યો કંઈ ગર્વવાણી.
રહી શેષ સેના સરવ સાથ લઈ,
ચડ્યો રાય સંગ્રામ નીશાણ દેઈ. ૧૬

રૂડો દેહ મૂકી જ્યમ જીવ જાય
ત્યમ લંક મૂકી ચાલ્યા રાવણરાય!
વાજે ભેર રણતુર ગોમુખ સારાં
ત્રંબાળુ કંસાળુ નફેરી નગારાં. ૧૭

સિંહનાદ શબ્દે બહુ શંખ બોલે
ભૂગળતણે નાદ શેષનાગ ડોલે.
ડોલ્યા દસે દિગ્ગજ દિક્પાળ ચારે
ત્રણે લોક કંપ્યા ચઢ્યો રાય જ્યારે. ૧૮

દલ [૧]વેગશું ઊલટ્યું મેઘ જાણે,
વાગ્યા ઘાય ડંકે નોબતને નીસાણે.
ચડ્યું સેન રાક્ષસ, ભયાનક ભાસે;
શું રાવણકોપે પૃથ્વીપ્રલે થાશે? ૧૯

મંદોદરીનારીએ બોલ માર્યો,
આજ્ય હોમીને જેમ અગ્નિ વધાર્યો:
વિકરાળ તેણે: જાણે કાળ આવ્યો!
રઘુનાથનો સાર્થ જોતાં બીહાવ્યો ૨૦

---

[૧] 'વાનર'

[ રાક્ષસસૈન્ય વર્ણન ]

શત સહસ્ર અયુત ને લક્ષ કોટ
સેના રાક્ષસી ગણતાં નાવે ખોટ
રથ અશ્વ, ને ગજ વિમાન પાળા,
અજા ઊંટ ખર વાઘ મહિષ કાળા ૨૧

બહુ શ્વાન માંજાર ને સાંઢ, સરકે
વાજે ચંગ ધટા, વળી ડુમન ફરકે.
પુર બહાર આવી બહુ જૂથ મળતાં
ઓઢયાં ઊટના ચર્મ, રુધિર ગળતાં ! ૨૨

ધર્યા ટોપ, ટાટર બખ્તર, ભાલા.
કો માંકડા ભૂખરા શ્વેત કાળા
લોહદંત બીહામણા રંગ લીલા
કો ઘૂમતાં ઝૂમતા છે હઠીલા. ૨૩
અણુભાવતા આવતા દોટ દેતા;
કપિ થરને સંગ સંગ્રામ લેતા,
ઝૂઝાર વીરે રણસ્થંભ રોપ્યો !

[ કુપિત રાવણ ]

દશગ્રીવ મહારાજ સંગ્રામે કોપ્યો: ૨૪
કોપ્યુ રાવણભૂપનુ મુખ જોતાં
અમરનારનાં વૃંદ અંતરીક્ષ, રોતાં
શુ પ્રલે કરવા શિવે ક્રોધ કીધો ?
[1]શકે રાવણે કાળનો વેશ લીધો ! ૨૫

વપુ ક્રોધથી કાળની [2]ભ્રાંતિ કરતો.
મેઘાડંબર અંબર છત્ર ધરતો.

---

1 'મહારુદ્રનો રાવણે વેશ લીધો' 2 'કાંતિ ધરતો.'

ઊડી નેત્ર દાવાનળ ક્રોધજ્વાળા
મૂછ કેશ શોભે મણિધર કાળા। ૨૬
દશ શૃંગનો પર્વત રાય ભાસે
ગુહામુખ જેવાં વદન દસ વિકાસે.
મુખે ગડગડે વારુણીપાન કરતો
મહારાજ, છત્રીસે આયુધ ધરતો. ૨૭

(વલણ)

ધરતો આયુધ, ગાજતો : મુખ માગતો સંગ્રામ રે :
જોઈ હાર્યું દળ આપણું જુદ્ધે ચડ્યા શ્રીરામ રે. ૨૮

## કડવું ૨૨ મું

(રાગ દેશાખ છંદ ભુજંગીની ચાલ : ત્રિતાલ*)

[પ્રાસયુક્ત યુદ્ધવર્ણન]

શ્રીરામ બલધામ સંગ્રામ મોંઢ્યા:
પાડી રીર મહાવીર કપિવીર દોડ્યા.
ભુજદંડ પરચંડ દુમદંડ ગ્રહેના,
અસ્ત્રધાર અપાર : બહુ માર સેહેના. ૧
મહાચક્ર બલપૂર ચકચૂર થાયે,
મૂછાળા પૂંછાળા ઊછાળા જ ખાયે.
વઢે મલ્લ કો શલ્યશું ભલ્લ ભેદે.
પાડી ચીસ કરે રીસ કો શીશ છેદે ૨
લથબથ્થ ઉન્મત્ત સમરથ્થ શૂરા
પડે ઘાય છેદાય કો થાય પૂરા.
અસ્થિ ચૂરે વલૂરે ઝૂડે નાદ કરતા.
ભર્યા શ્વાસ ચોપાસ તે ત્રાસ ભરતા. ૩

* આ યુદ્ધવર્ણનના સારા પ્રથમ પ્રયત્ન રૂપે કવિએ રચેલા આ કડવામાં પૂર્વરૂપને માટે જુવો, રઘુયજ્ઞ-ટીકા.'

ઝગે ધાર તલવાર, મુખ 'માર' ભાખે.
રાખી મામ સંગ્રામમાં નામ રાખે.
ભચરડે વતરડે ક્રોધે દંત કરડે.
મચરડે ઢસરડે કોઈ આંખ તરડે ! ૪

[1]રૂંઢ મુંડ કરદંડ ખંડખંડ પડિયા.
અસુર ગૂઢ મહામૂઢ મૂંઢ રીસ ચડિયા.
નાસા કર્ણ કર ચર્ણ બહુ ધર્ણ ઢળિયાં !
વેધ્યાં શરીર; રુધિરશું નીર ભળિયાં. ૫

હકારે વકારે કોઈ ત્યાં ખોખારે,
પોકારે હોકારે મારે ખડ્ગ-ધારે.
પગે ઝીક, પડે ઢીક, હૈયે હીક આવે.
આણે અંત બળવંત અહીં દંત ચાવે ! ૬

યત્ર તત્ર સર્વત્ર બહુ છત્ર પડિયાં.
પાખર બખ્તર ટાટર કકડિયાં.
પડ્યા મુગટ. સુભટ દોહોવટ જાયે.
બલપૂર મહાશૂર ચકચૂર થાયે. ૭

સટકે, કોઈ અટકે, લટકે પૂકારે
હટકે કો પટકે ઝટકે જ મારે !
પડે હળ મૂશળ ભોગળ ભારે,
મુદ્ગર તોમર શિરપર મારે ! ૮
છૂટે બાણ લે પ્રાણ [2]સપરાણ કસિયા.
દેતા ફાળ વિકરાળ રુદ્રકાળ ધસિયા.
પડે ધ્વજ હય ગજ એક જ થાયે.
ભગાણ બૂબાણ લંબાણ જાયે. ૯

---

૧ 'રૂંઢમુંઢ કરદંડ મહામૂઢ પડિયા, રાક્ષસજૂથ આવે અતિ રીશ ચઢીયા'. ૨ 'ચરણ આગે'.

શ્રીએ વેધ લક્ષ્ય સર્વેશ સાહામો,
મહાજોધ વિરોધથી ક્રોધ પામ્યો.
દશમુખ ધનુખ દુઃખદ તાણે,
સેના વાનરી જાજરી કીધી રાણે. ૧૦

(વલણ)

સેના જાજરી રાવણે કીધી, તે જોઈ કોપ્યા શ્રીરામ રે:
[ભટ પ્રેમાનંદ કહે કથાઃ રામ-રાવણનો સંગ્રામ રે.] ૧૧

---

## કડવું ૨૩ મું

(રાગ સામેરી)

[રાવણનો મુગટછેદ]

પ્રબળ દળ જોઈ રાક્ષસનું કોપ્યા શ્રી રઘુનાથ:
સંહાર મંત્ર મુખે ભણીને ધનુષ લીધું હાથ. ૧
કોદંડના ટંકારથી બ્રહ્માંડ ત્રણે ગડગડયાં:
ધરા કાંપી, દિગ્ગજ ડોલ્યા, ગિરિશૃંગ તૂટી પડયાં. ૨
બહુ રેણુ અંધકારે કરી છાયો, અભ્રમાં માર્તંડ:
રાવણતણું ત્યાં છત્ર રામે, કર્યું છે શતખંડ। ૩
ધ્વજદંડ પાડી કવચ કાપ્યું. હણ્યા સારથી તોખારઃ
દશ મુગટ પાડયા રાયના. તવ હવો હાહાકાર! ૪
દેવ વધાવે કુસુમવૃષ્ટિ, સ્તવે ભારતી વેદ:
"જેમ મુગટ છેદ્યા નાથજી! તેમ કરો મસ્તક છેદ-" ૫
—એમ નિર્જરવાક્ય સાંભળી રાવણે પાડી રીર:
એક બાણ માર્યું હૃદયામાં, તેણે પડયા રઘુવીર! ૬
નલ નીલ અંગદ વિભીષણ સુષેણ સુગ્રીવરાય:
ગજ ગવાક્ષ જાંબુવાન ભૂતળ પડયા, બાણને ઘાય. ૭

સહચરીવૃંદ આક્રંદ કરે છે. ઘુંબારવ બહુ થાય.
વાડીમાં અંગદ લેઈ આવ્યો જ્યાંહાં બેઠો ધ્યાને રાય. ૯
પાલવપટે ભૂમિ વળાયે : છે અર્ધ ઊઘાડી કાયા :
મંદોદરી આક્રંદ કરે છે : કેશ વાનરે રહાયા! ૧૦
વદન વીંટીયું વ્યાકુળ વનિતા રુવે મેઘનાદની માતા :
રાવણુની સ્ત્રીને વાનરા તાણે. સૂતો આજ વિધાતા! ૧૧
સહચરીઓ અતિ રોષે ભરિયો. રુદન કરે; દુઃખ સાલે.
અબળાથી અબળા કયમ છૂટે ! કપિપ્રત્યે કંઈ નવ ચાલે. ૧૨
'શ્રવણુ સાંભળે, નયણે નિરખે : મહિપતિની મતિ બૂડી!'
—મુખ આગળ મંદોદરી વિલપે જ્યમ ટળવળે ટીટૂડી. ૧૩
વિવિધ વિલાપ સતીના સુણુનાં રોપસરીખો ડોલ્યો :
શત્રુપક્ષ સુરગણુ રોયા : પણુ રાવણુરાય ન બોલ્યો! ૧૪

[રાણીનાં મર્મબાણુ]

મંદોદરી કહે : ' સ્વામી માહારા ! જુવો આંખ ઊઘાડી :
આ શાખામૃગ, તાપસના સેવક મુને લાવ્યા છે કાઢી! ૧૫
જીવતા વાઘની ત્વચા નીસરે—તે ગત માહારી થાય.
ધ્યાન તમારું ધિક્ પડ્યું જે સ્ત્રીની શોભા જાય! ૧૬
ધન્ય રામ રઘુકુળનો ઇંદુ, સ્ત્રી માટે વઢે આમ :
પ્રત્યક્ષ દેખો ને નવ બોલો : જળનષ્ટ થયા શું ? સ્વામ!' ૧૭
અંગદ કહે : " સાંભળ રે તસ્કર ! તુંને જગત કરે તિરસ્કાર,
એક મસ્તકના ધણીને ધન્ય છે : તારાં દસ મસ્તક ધિક્કાર! ૧૮
એ મંદોદરીને હું લઈ જાઈશ; કરી રાખીશ ઘરઘરુણી—"
બીજા કપિ કહે : " અમો પરણીશું ". તાણી સઘળે તરુણી! ૧૯

[તપોભંગ રાવણુ]

પટરાણી પરમ પીડા પામી. વાનરે વલૂર્યું અંગ.
ક્રોધ કરી તવ રાવણુ ઊઠ્યો : હવો તપનો ભંગ. ૨૦

વાનર વનિતા મૂકી નાસ, આગળ જ્યાં શ્રીરામ
રઘુવીર પ્રત્યે કહે કપિવર: અમો કરી આવ્યા કામ' ૨૧
મંદોદરીને ઘેર વળાવી, આવ્યો યુદ્ધે રાવણરાય:
ત્રીજી વાર સંગ્રામે આવ્યો જાવા જમપુરમાંય ૨૨

(વલણ)

જાવા જમપુરમાંહે રે આવ્યો રાવણ મૂઢમતિ;
રામબાણથી પ્રાણ જાશે: ફરી લંકામાં જાવું નથી રે! ૨૩

---

## કડવું ૨૫ મું

(રાગ સામેરીની દેશી)

[ત્રીજીવાર રામ-રાવણ યુદ્ધ]

સંગ્રામ કરવા રામ સાથે રાય આવ્યો ત્રીજી વાર રે
દશ ચાપ મંડળાકાર કીધાં અખંડ શરની ધાર રે ૧
શાખામૃગ દશ સહસ્ર માર્યા વરત્યો બહુ ભુંબાણ રે
ઘનશ્યામ રામે સંગ્રામમાં ધનુષ્ય ધરિયું પાણ રે ૨

[રામને ઇંદ્રરથની ભેટ]

તવ ઈંદ્રરાયે સમો જોઈને મોકલ્યો નિજ રથ રે
માતલી સારથી સંઘ લાવ્યો સાધવા દેવનો અર્થ રે ૩
દશ સહસ્ર ઘોડા રથે જોડ્યા મનપવનનો વેગ રે
રથચક્ર ચાલે ગર્જતાં જ્યમ ગગન ગાજે મેઘ રે ૪
શત ધજા ફરકે પૃથક્ રંગે દશ કનક પંચ છત્ર રે
નવજાતિ મણિ જડ્યા જાળીમાં મીનાકારી વિચિત્ર રે ૫
પચરંગા પટવાળી ગાદી સિંહાસન શ્રીકાર રે
શોભિત તકિયા ચમર વીંઝણા મોગરે મોતી સાર રે: ૬

ભમર ભમરી હંસ હરિયાળા, છે કોરે બહુ ચિત્ર રે.
અસ્ત્ર શસ્ત્ર આભૂષણ ભરિયાં જાતભાત વિચિત્ર રે. ૭

ફેરવાળ ઘૂઘરમાળ ધમકે મોહોરડે મોતીદોર રે:
નવરંગ અંગ તુરંગ ત્રેહૈકે હરે હીસારવ ખુર-શોર રે. ૮

રવિમંડળ વા ચંદ્રમંડળ અગ્નિ વાયુ વૈમાન રે:
—એવો રથ અવની ઊતર્યો જોઈ રીઝ્યા શ્રીભગવાન રે.

ઉભય સેના થઈ વિસ્મય. રાવણ ભરાણો રોષ રે:
ક્રૂર દૃષ્ટે ઊર્ધ્વ જોયું ઇંદ્રનો જાણી દોષ રે: ૧

અસુરેશ અતિ રોષે બોલ્યો: "સાંભળો સૌ સુરવર્ગ રે!
નરવાનરને કરી પ્રાજે પછે ઊજાડું સ્વર્ગ રે—" ૧

માતલી રથથી ઊતર્યો જઈ નમ્યો રામને પાય રે:
"આપશ્રીની સેવાવિષે આ રથ મોકલ્યો સુરરાય રે. ૧

પ્રભુજીની પદરજથકી એ રથ પાવન થાય રે.
હોય સકલ શોભા ભક્તને: જસપ્રાપ્તિ ઇંદ્રરાય રે—" ૧

સ્નેહપૂરણ વાચક સાંભળી રથે ચડ્યા રઘુનાથ રે:
કોપ્યા રામ ક્રોધ જ કરી, ધર્યું ધનુષ ડાબે હાથ રે. ૧૪

સિંહનાદ કરી ગંભીર સાદે કીધો પ્રત્યંચાટંકાર રે:
તેણે શબ્દે વ્યાકુળ થઈને ખળભળ્યો સંસાર રે! ૧૫

કીધું સ્મરણ વિશ્વામિત્રનું ભણી મંત્ર-પ્રયોગ રે.
અસ્ત્રવિદ્યા પ્રગટ કીધી.

[ અષ્ટ કુયોગનું ચિહ્ન ]

ત્યાં મળ્યા સઘળા જોગ રે: ૧૬

એક, નિકુંભનાનું ધ્યાન ભાગ્યું: બીજું, શિવના અશ્વ રાખ્યા નહિ રે.
ત્રીજો, શાપ છે નંદીતણો તેણે શુદ્ધ રાજાની ગઈ રે: ૧૭

ચોથું બાણ ઋષિઅગસ્ત્યનું પાંચમો, શાપ છે સીતાતણો રે :
જ્યો, થયો સખ્યા સમો : દેવસાથ હરખ્યો ઘણો રે. ૧૮
સાતમો જોગ, રથ ઊતર્યો સ્વર્ગથી પૃથ્વીમાંય રે.
આઠમો જોગ મનુષ્યરૂપે મળ્યા શ્રીરઘુરાય રે. ૧૯
—એ સ્પષ્ટ જોગે રિષ્ટ ઉપન્યું. રાક્ષિનું જાણી કષ્ટ રે.
શ્રીરામચંદ્રે રાવણ હણવા કીધી ક્રોધની દષ્ટ રે. ૨૦
જદપિ જુદ્ધ દારુણ કીધું રાવણે બળપરાણ રે.
બળ શક્તિ વિદ્યા નાશ પામ્યાં ને ભેદ્યાં મર્મે બાણ રે. ૨૧

[ રાવણનું આત્મચિંતન ]

અંતકાળ જાણી આપણો ચિત્તમાંહે ચેત્યો ભૂપ રે.
વીસ લોચન અવલોકે રામને. હૃદયે આપ્યું રૂપ રે. ૨૨
તવ સર્વના હિતકારણે કોપે ચડ્યા જગદીશ રે.
એક બાણ મૂક્યું કંઠમાંહે તાહાં ત્રણ છેદાયાં શીશ રે. ૨૩

[ એક-માથાળો રાવણ ]

બીજે બાણે ખટ છેદિયાં. તવ રહ્યું મસ્તક એક રે.
નવ મસ્તકની પાડી પંગત : તો યે ના મૂકે ટેક રે. ૨૪
જ્યમ ડોલે મદગળ એકદંતો ત્યમ એક શીશ ધીશ રે.
શું એક શૃંગે ગિરિધાતુ ઝરે સ્ત્રવે રુધિર ભળતાં રીસ રે. ૨૫

[ ધરિત્રીનો ભાર ઘટવાથી આનંદ ]

અમરવર્ગ કુસુમે વધાવે હવો જેજેકાર રે :
એક હસ્ત અવની ઊંચી આવી. ટળ્યો ભૂમિનો ભાર રે. ૨૬
નારદ શારદ નિગમ ને ઋષિ રામના ગુણ ગાય રે
અપછરા કિન્નર જક્ષ વિદ્યાધર નાચેઃ વીણા વાય રે. ૨૭
હરખ્યા ગણગાન્ધર્વ સરવે : ઇંદ્ર ચંદ્ર સવિતા નક્ષત્ર રે.
મેઘશ્યામ રામપ્રતાપથી હવું સુખ તે સર્વત્ર રે. ૨૮

[ રાવણનો હૃદયપલટો ]

એક મસ્તકે ઊભો રાવણ, કરી સંપુટ વીસે હાથ રે.
અંતકાળે સ્તવન કીધું ઓળખ્યા શ્રી રઘુનાથ રે. ૨૯
હૃદેમાંહે ધ્યાન ધરિયું નખશિખ નિરખ્યા રામ રે:
"મુને આવાગમનથી છોડાવો ! હરિ ! આપો મૂળ ઠામ રે–' ૩૦
એવું સ્મરણ જાણી દાસનું રીઝ્યા શ્રી જગદીશ રે :

[ રાવણવધ ]

અગસ્ત્યઋષિનું બાણ મૂકી છેદિયું દશમું શીશ રે. ૩૧
જ્યમ ગ્રહસંગાથે પડે સવિતા : જ્યમ મૂળમાંથી મેર રે:
તે રીતે પડ્યો લંકાપતિ ! શબ્દ થયો ચોફેર રે. ૩૨
ત્રાસે નાસે રાક્ષસ જોદ્ધા. ચોહોગમાં પડ્યું ભંગાણ રે.
હાહાકાર થયો લંકાવિષે. અંતઃપુરમાં થયું જાણ રે. ૩૩

[ મંદોદરી વિલાપ ]

રણમાંહે આવી રાણીઓ કરે વિવિધ વિલાપ રે :
મંદોદરી વિલપે ઘણું : વળી અવની પછાડે આપ રે. ૩૪

[ રાવણની ઉત્તરક્રિયા ]

શ્રીરામે કરી આસવાસના તાંહાંથી વાળ્યો સ્ત્રીનો સાથ રે.
વિભીષણે સંસ્કાર કીધો : પ્રગટ્યો લંકાનાથ રે ! ૩૫
કુંભકર્ણ ઇંદ્રજિત આદે જોદ્ધા દહ્યા સરવના દેહ રે.
વાનર સહુ જીવતા થયા વરસ્યો અમૃતનો મેહ રે. ૩૬

[ અમૃતવર્ષાનો ચમત્કાર ]

× ભારદ્વાજ વાલ્મિકને કહે છે 'સંદેહ રહ્યો છે ચિત્તરે.
અમૃતનો વરસાત વરસ્યો : કયમ જીવ્યા નહીં હેત રે ! ૩૭
વળતા વાલ્મિક ઊચરે : ' સુણો, તમો ઋષિરાય રે !
કથા તમને કહું વિસ્તારી. સંદેહ તમારો જાય રે. ૩૮

---

× થી સાત ટૂંકો પ્રચલિત છાપેલી પ્રતોમાં નથી.

રાવણકેરા જોદ્ધા નિકળ્યા કરવા રામશું સંગ્રામ રે :
'કોય વીર દેખાડો મારા ! દશરથકેરા રામ રે—' ૩૯
—એમ 'રામ' 'રામ' કરતાં માર્યા તે, પામ્યા સુરલોક રે.
ચડી વિમાને તે સંચર્યા : નહિ ગર્ભવાસ ને શોક રે. ૪૦
રામતણા જે જોદ્ધા આવ્યા લેતા રાક્ષસનામ રે :
જૂદ્ધસમે તેમના જીવ નીસર્યા ફર્યા મડાને ઠામ રે. ૪૧
ભૂત થઈ પાસે ભમતા હૂતા : થયો આંહી વરસાત રે :
જીવ ધસી દેહ મધ્યે પેઠા રામતણે પરતાપ રે !—" ૪૨
ભારદ્વાજનો સંદેહ ભાંજ્યો.

થયા મન રળિયાત રે.

વાનરસાથ સજીવન થાતાં વાધી મંગલ વાત રે. ૪૩

[ઉત્તર રામચરિત]

પછે [1]ધીજ કરાવી જાનકી. સાખ પૂરી દશરથરાય રે.
કૈકેયીનો સાપ મૂકાયો. નિર્મળ સીતા થાય રે. ૪૪
વિભીષણને રાજ્ય આપ્યું. કીધા વાનર રીંછ વિદાય રે
અગિયાર સહસ્ર કપિસંગાથે રામ જવા તતપર થાય રે ૪૫

(વલણ)

રામ જવા તતપર થયા બેસી પુષ્પકવિમાન રે.
ચૌદ વરસ પૂરાં થયાં. વળ્યા વિજય કરી ભગવાન રે ૪૬

---

## કડવું ૨૬ મું

(રાગ ધવલધનાશ્રીની દેશી)

[પુષ્પકમાં રામસીતા]

અગિયારસહસ્ર કપિસંગાથે વિમાન બેઠા રઘુરાય જી
રાય વિભીષણ સાથે સરવથી મિત્ર વળાવા જાય જી. ૧

---

૧. 'દિવ્ય; દિવ્ય.'

પાજખંડના કીધી શ્રીરામે કો ના કરે લંકાગમન જી.
સેતુબંધ રામેશ્વરનું ત્યાં રામે કર્યું સ્થાપન જી. ૨

[ જૂનાં સ્મરણસ્થાનો ]

સીતાને શ્રીરામ દેખાડે : ' આવ્યા અમો આ અજ્ઞાત વાટ જી
ઋષ્યમૂકપર્વત કિષ્કિન્ધા જુઓ ગોદાવરીનો ઘાટ જી. ૩
આ પંચવટી વન, નાશકત્ર્યંબક જટાયુ આશ્રમનારી જી.
અગસ્ત્ય સુદેવ શરભંગ અત્રિ, આશ્રમ રાજકુમારી જી. ૪
આ ચિત્રકૂટ ગંગા ત્રિવેણી, આ ગોભિલનગ્ર કહેવાય જી.
અહીં ગંગાકેરું આવાગમન જે આપણે કીધું પાય જી. ૫
ઋષિના આશ્રમ અતિઘણા' આપણે દીઠા અહીં જી.
આ આશ્રમે આપણ વસિયાં. વળતાં પોહોત્યાં ત્યાંહી જી. ૬
આ સરયૂતટ અટક્યાં આપણ સરવ કીધું વિદાય જી.
આ જુઓ, ઓ જનકતનયા ! જ્યાં મળ્યા રાણાને રાય જી—" ૭

[ ભરતભેટ ]

સાથ સરવને ત્યાં સ્થિર કીધો. પુર વધામણી જાય જી.
રઘુપતિ ચરણે લાગી હનુમંત આગળ જાય જી. ૮
ભાવસહિત ભરત શત્રુઘનને કહે. "ઓ આવ્યા રઘુરાય જી !"
"હેં ? હેં ?" કહી હેલામાં ઊઠ્યા મળવા મોદે ધાય જી. ૯

[ નગરસત્કાર ]

નગરલોક સહુ હાટ સમારે. ઉલટ મનમાં ધરતા જી.
ચોટાં ચોક પોળ સમરાવી સામગ્રી સજ્જ કરતા જી ૧૦
તરિયા તોરણ ધામ સમારે, નાટક નૌતમ થાય જી.
પૂજાની સામગ્રી લઈને સહુ સામા જાય જી. ૧૧
રાજ–સામગ્રી સાથે આવ્યા ભરત શત્રુઘન સાહામા જી.
ચરણે લાગ્યા રામચંદ્રને. સીતાને જોઈ સુખ પામ્યા જી. ૨૧

લક્ષ્મણને આલીંગ્યા બંન્યો ભાઈ પૂજ્ય પવિત્ર જી:
હરખભર્યાં આવીને મળિયા સગા સ્વજન સહુ મિત્ર જી ૧૩
ભરત શત્રુઘ્ન કોડે કટક સહિત ત્યાંહાં આવ્યા જી.
દીઠા મીઠા વીર પોતાના રાઘવને મન ભાવ્યા જી. ૧૪

[ રાઘવ નગરપ્રવેશ ]

ચરણે લાગે, માનને માગે, પૂછે કુશલી પેર જી
ચૌદ વરસનો જોગ ઊતારી રાઘવ પધાર્યા ઘેર જી ૧૫
શણગાર સાજે ને દુંદુંભી વાજે. સીતાસંગ પરવરિયા જી.
નગરલોક નિરખે મન હરખે વરસે કુસુમ 'જય' કરિયા જી. ૧૬

[ માતાનું મિલન ]

કૈકેયીમાતને હાથ જોડીને રામજી ચરણે લાગે જી:
માતાએ વરદાન જ માગ્યું જે 'અપવાદ શિરનો ભાગે જી.' ૧૭
કૌશલ્યા આદે જે જનની તેને મળિયા રામ જી.
બ્રહ્મ આદે દેવ સહુ આવ્યા, શ્રીપતિ કેરે ધામ જી. ૧૮

[ રામ રાજ્યાભિષેક ]

સહુ મળી છત્ર રામને દીધું. વરત્યો જેજેકાર જી.
રામનું રાજ્ય ભૂતલમાં શોભે, વરસ સહસ્ર અગિયાર જી ૧૯
સ્વધામે પધાર્યા પુરલોક તેડી. [ એ રણયજ્ઞ થયો પૂરો જી.
રાઘવગુણને તે ચિત્ત ધરશે જે હશે પ્રેમી પૂરો જી. ] ૨૦
લવકુશ મૂક્યા નંદીગ્રામમાં વંશ રાખવા કામ જી.

[ કાવ્યનું પૂર ]

—એ રણયજ્ઞ કથા સંક્ષેપે : કહ્યા હરિગુણગ્રામ જી. ૨૧
કડવાં છવ્વીસ, પદ પૂરણ સાતસે; બાર રાગ, દસ દેશી જી.
કથા કવિ એ નંદાવતી, માંહાં, હરિલીલા ઉપદેશ જી. ૨૨

સંવત સત્તર એકતાળીસ વર્ષે ચૈત્ર સુદી દિન બીજ જી:
રવિવારે કથા થઈ પૂરણ. શ્રોતા પામ્યા રીઝ જી. ૨૩

[ આખ્યાનના પ્રેરણાદાતા ]

દેસાઈ મહેતા શંકરદાસે મુજને આજ્ઞા દીધી જી:
સંક્ષેપે કથા કહી હુતી પૂરવે, તે વિસ્તારી કીધી જી. ૨૪

[ કવિ આત્મપરિચય ]

ગુજરાત મધ્યે ગામ વડોદરું પાવન વીરક્ષેત્ર જી:
જ્યાં હાં વૈષ્ણવજન વસે બહુ જેને વહાલા પંકજનેત્ર જી. ૨૫
ચાતુર્વંશી જ્ઞાત બ્રાહ્મણ ભટ પ્રેમાનંદ નામ જી:
બુદ્ધ-અનુસાર એ કથા જોડી, રઘુપતિના ગુણગ્રામ જી. ૨૬

[ ફલશ્રુતિ ]

ભણે સાંભળે જે જન શીખે તેનાં ભવ-દુઃખ જાય જી:
બ્રહ્મહત્યાદિક પાતક નાસે અડસઠ-તીરથ-ફળ થાય જી. ૨૭
તે માટે મન ધરી સાંભળજો, સીતાજીનું હરણ જી:
તેને કૃપા જેમ કીધી શ્રીરામે, તેમ તમને રાખે શરણ જી. ૨૮
ગુણમય કલ્યાણકારી હરિનું નામ નિદાન જી:
ભટ પ્રેમાનંદ કહે કર જોડી, રાખો હરિનું ધ્યાન જી. ૨૯

(વલણ)

ધ્યાન રાખો શ્રીહરિનું, સંસારનો ફેરો ટળે,
ભટ પ્રેમાનંદ કહે કથા, જે કો ચિત્ત સાંભળે ૧

# રણયજ્ઞ-ટીકા

## કડવું ૧ લું

કડવું :—(સં कट–હ૬; પ્રા कडवकम्) સંસ્કૃત કવિઓ જે કાવ્યના ભાગને 'સર્ગ' કહે છે તેને પ્રાકૃત કવિઓ 'કડવું' કહે છે, સરખાવો 'કડી' (સં, कटक) સં. कालाप–સમૂહ, કે દેશ્ય कडप्प ઉપરથી તે હોવાનો સંભવ નથી, કડીનો સમૂહ

ગ્રંથના આરંભમાં મંગલાચરણ કરવું જેથી કાવ્યની સમાપ્તિમાં વિઘ્ન નડે નહિ એવો ગ્રંથકારોનો સંપ્રદાય છે આ કાવ્યમાં, પ્રથમ ગણપતિ અને પછી કાવ્યના નાયક સીતાસ્વામી રઘુનંદન રામનું સ્મરણ કવિ કરે છે, જેથી પોતાની વાણી નિર્મળ થાય અને રામચરિત વર્ણવવાની પોતાની હોંસ નિર્વિઘ્ને પૂરી પડે નળાખ્યાનમાં જેમ 'આદ્ય હું ઢો નૈષધનાથ રે' કહી કાવ્ય શરૂ થયું છે તેમ, અહીં પણ 'વરણવું લીલા રઘુપતિની' એમ કાવ્યના વિષયનું સૂચન થવાથી વસ્તુનિર્દેશાત્મક નામનું મંગલાચરણ થયું છે

૧–૮—શ્રી ઐશ્વર્ય, મહત્તા કે પવિત્રતાનું સૂચન કરવા વપરાતું પદ, અથવા 'શ્રી' નો અર્થ લક્ષ્મી, પરમેશ્વરી–એમ પણ થાય ગણપતિ–ગણ એટલે ટોળાં, સમૂહ; તેના પતિ વેદમાં સ્તુતિરૂપ વાણીના સમૂહના પતિ તરીકે 'गणाना पति' કહીને એનું પ્રથમ આવાહન થાય છે પુરાણ–કાલમાં ગણપતિ નવી ઉન્નતિ પામ્યા છે, આની કથા પ્રેમાનંદકૃત ઓખાહરણનાં કડવાં ૫, ૬ અને ૭ માં આપેલી છે બહુનામી–કલિયુગમાં અનંત નામ છે જેનાં એવા (બહુવ્રીહિ); ગુણ અને પરાક્રમને લીધે રામનાં અનેક નામ પડયાં છે સમરું–સ્મરું, સંભારું અર્વાચીન તદ્દ્ભવ શબ્દ છે [જે શબ્દો પ્રાકૃતમાં વિકાર પામ્યા વગર પાછળથી વિકાર પામી લાગેલા જ દેશી

ભાષામાં દાખલ થયા છે તે અર્વાચીન તદ્દ્ભવ સામાન્ય લોકોએ કરેલા ઉચ્ચારને લીધે એ ભ્રષ્ટ થયેલા હોય છે ગુજરાતી આખ્યાન કવિઓની દેશીઓ, ગાઈને ન્હેવા માટે હોવાથી તેમણે ગાવા પૂરતી છૂટ લઈ ને ઠેકાણે ઠેકાણે આવા તદ્દ્ભવ શબ્દો વાપર્યા છે, તેવા શબ્દોને શુદ્ધ કરીને લખવા એ ઢાળનો લય ભગ કરવા જેવુ થાય છે, તેથી તેમ કરવાની જરૂર જણાઈ નથી આ તદ્દ્ભવ શ ્દોમા સયોગના ભાગ જુદા પાડી બે વર્ણ વચ્ચે ' અ ' મૂકાય છે અને જોડાક્ષરનો વિશ્લેષ થાય છે ]

૧–૨ પ્રેમાનદના ઘણાં કાવ્યોની શરૂઆતમા ' કેદારો ' એ ટૂકનો હોય છે (જુવો–અભિમન્યુ આખ્યાન, ચદ્રહાસ આખ્યાન સુદા માચરિત્ર નળાખ્યાન વગેરે ), પ્રચલિત છાપેલી પ્રતમા આ ટૂક નથી ' નારાયણ ગુણગાવા તણી રે '–આ લીટીમાં ણ ણ અને ગ ગ સાથે આવવાથી અનુપ્રાસ નામનો શબ્દાલકાર થયો છે પ્રેમાનદ જેવાનાં આખ્યાનોનો પ્રારભ ' ઓવી ' જેવા મરાઠી છદથી થાય છે તેમા પહેલા ત્રણ ચરણ, બહુધા આઠઆઠ અક્ષરનાં ત્રણે પ્રાસથી સકલિત અને ચોથામા સાત અક્ષર આવે છે છતાં અક્ષર પ્રમાણ છદ કરતાં રાગને વધારે અનુસરે છે

૧–૩ લીલા—અવતારી પ્રભુનાં ચરિત્ર વાલ્મીક–વાલ્મીકિ ઋષિ રામાયણના રચનાર આદિ સસ્કૃત કવિ છે તમસા નદીને કાંઠે એક પારધીએ ક્રૌચ પક્ષીના જોડામાથી એકને મારી નાખ્યુ, જે ઋષિને બહુ દયા ઊપજી અને શોક થયો તેમનો શોક ' શ્લોક ' રૂપે કવિતારૂપે વહ્યો અને એમણે રામચ્યા ગાઈ રામે જ્યારે સગર્ભા સીતાને લોકોના આગ્રહથી વનમા મોકલી દીધા ત્યારે, તેમને વાલ્મીકિએ આશ્રમ આપ્યો હતો ત્યા આશ્રમમા લવકુશનો જન્મ થયો તેમને ઋષિએ રામાયણ રચીને ભણાવ્યુ હતુ વિમલ વાણી–યાર્ત લાગણીથી શુદ્ધ થયેલી કવિતા અહીં વ વ સાથે આવવાથી અનુપ્રાસ નામે શબ્દાલકાર થયો છે ભા–સ્નેહ વ્હાલ

૧-૪ એળે (સં. अलीक પ્રા. अलीअ)—વ્યર્થ; ફોગટ. સરખાવો 'અભિમન્યુ આખ્યાન': 'જોબન મારું એળે ગયું, જેવું વગડામાનું બોર.' બીજો પાઠ આળે– (સં. आ+लग्; ધનપાલ દેશી. अलग्ग અથવા પ્રા आल)–જે નાહક આવીને ચોંટે છે તે–કલંક; આરોપ. જનુની–(સં. जननी) માતા; અંહી જનનીમાં 'ઉ' ઉમેરાયું છે. [બે પાસેના વ્યંજનોમાં એક જ સ્વર હોય તો ઉચ્ચાર કરવો અઘરો પડે માટે એમાંના એકને બદલે અસવર્ણ સ્વર થાય છે. આના દાખલા ઘણા મળી આવે છે, તેથી એવા રૂપને અસવર્ણ સ્વર તરીકે ઓળખાવાય છે.] જોબન–(સં. यौवन; પ્રા जाव्वण) જુવાની; [ભાષામાં ઉચ્ચારશાસ્ત્રના નિયમ પ્રમાણે 'ઔ' કરતાં 'ઓ'–નો ઉચ્ચાર કોમલ છે, અને ઉચ્ચારવો સહેલો પડે છે તેથી 'ઔ'–નો 'ઓ' થયો છે; અને અંતરાય 'ય' 'નો' 'જ' થયો છે. આવ્યો......હરવા—નિરર્થક જન્મ લઈને તે, તારી માને વિનાકારણ વૃદ્ધ બનાવી છે બીજો પાઠ 'વીત હરવા' છે: (–वित्त ધન) સરખાવો—"જનની જણજે ભક્તજન કા દાતા કાં શૂર; નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર"; તથા જુવો પ્રેમાનંદકૃત 'દાણલીલા' (બૃ. કા. દો ભા ૧) 'માનુષી દેહ દોહલે પામ્યો, સ્મરણ કીર્તન નવ કર્યું: નિષ્ફળ જન્મ તેનો ગયો, યૌવન માતાનું હર્યું".' કડવું ૧–૪.

૧–૫. રામ-શબ્દનો મહિમા બતાવનાર સુભાષિત 'रकारोच्चारमात्रेण मुखान्निर्याति पातकम्। पुनः प्रवेशशङ्काया मकारोऽस्ति कपाटवत् ॥'–નો ભાવાર્થ 'રામયશોરસાયન રાસ'માં આપ્યો છે: "'રા' ઉચ્ચારતાં મુખથકી પાપ પલાઈ જાય: મતિ ફિરી આવે તેહથી 'મ' મો કમાડ થાય."

૧–૫ 'તારકમંત્ર'–તારનાર મંત્ર (સં. त्रै ધાતુ ઉપરથી; સરખાવો 'ગાયત્રી' શબ્દ)–મંત્ર ગાનારને તારનાર; સરખાવો દયારામકૃત 'અજામિલાખ્યાન': હનુમાને "સમવિભાગે ત્રણ લોકમાં, વહેચ્યું'

રામચરિત્ર; રામ વરણુ બે અંતે વધ્યા, તે લીધા શિવજી પવિત્ર. કાશીમાં શંકર સહુને, દે મંત્ર - તારક જેહ : મુક્તિ આપે મહા દુષ્ટને, તે હરિનામ એહ." બીજો પાઠ સમ્યક્‌-બરાબર, યથાર્થ રીતે ભવસાગર તારે—સંસારને સાગરનું રૂપક બહુ સામાન્ય રીતે કવિઓ આપે છે.

૧-૬ જગન-(स. यज्ञ) હવન, હોમ, આ-કડીનો ભાવાર્થ એવો છે કે દેહકષ્ટ સાથે અનુષ્ઠાનને એક પલ્લામાં મૂકીએ અને બીજામાં રામનામને મૂકીએ તો રામનામ વધે. તેથી જ તૂંકો ઉપદેશ છે કે 'ब्रह्म सत्य जगन्मिथ्या ध्येयो नारायणो हरिः।'

૧-૭ ભક્તિ (सा परानुरक्तिरीश्वरे । શાંડિલ્ય સૂત્ર) ઈશ્વર પ્રત્યે સંપૂર્ણ અનુરાગ તે ભક્તિ; ઈશ્વરનાં ગુણ-કીર્તન ઉપર ભાવ રાખવો તે પણ ભક્તિ. નવધા—ભક્તિના નવ પ્રકાર કહ્યા છે—શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય સખ્ય અને આત્મનિવેદન: "श्रवण कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् । अर्चनं वंदन दास्य सख्यमात्मनिवेदनम् ॥" નવવિધા ભક્તિ માટે રામદાસ સ્વામીએ તેમના 'दासबोध'(મરાઠી)માં પ્રત્યેક માટે એક એક અધ્યાય લખ્યો છે. વેદ-ઋષિઓએ અધ્યાત્મ જ્ઞાનના ચિંતનનું ફળ મંત્રોમાં લખી રાખ્યું છે તે; તે ચાર છે : ઋક્‌, યજુસ્‌, સામ અને અથર્વ. પુરાણ-માં સૃષ્ટિની ઉત્પત્તિ, મનુનાં વંશવર્ણનનો ઇતિહાસ અને અવતારકથાઓનો સમાવેશ હોય છે. ધ્યાવા-(સં. ध्यै ધાતુ) ધ્યાન કરવાને. શ્રવણ ભક્તિ—નવધા ભક્તિમાં પ્રથમ ગણના શ્રવણ ભક્તિની છે. ભાગવત-માહાત્મ્યમાં શ્લોક છે કે—"यत्फलं नास्ति तपसा न योगेन समाधिना। तत्फलं लभते सम्यक् कलौ केशवकीर्तनात् ॥" શિરોમણ—(शिरस् + मणि) માથાના મણિ જેવી, શ્રેષ્ઠ.

૧-૮ ભારદ્વાજ—ચંદ્રવંશી ભરતના પુત્ર, સપ્ત ઋષિમાંના એક. સનકાદિક—સનક, સનંદન, સનાતન અને સનત્કુમાર એ ચાર બ્રહ્માના પુત્રો સનકાદિકને નામે ઓળખાય છે. એમણે બાપ પાસે વર માગ્યો હતો કે અમે હંમેશાં પાંચ વર્ષના જ રહીએ જેથી વિકાર થવા પામે

નહિ. એક વાર એ ચારે વિષ્ણુને મંદિરે ગયા હતા; પણ દ્વાર આગળ જય અને વિજય નામના બે પોળીયાઓએ એમને અટકાવ્યા; તેથી બાલક ઋષિઓએ તેમને પૃથ્વી પર પડવાનો શાપ દીધો. રાવણ કુંભકર્ણનો જન્મ, આ શાપને લીધે થયો હતો. શંકર (शं-ભલું कर-કરનાર) શિવ એ મહા વૈષ્ણવ છે. નરસિંહ મહેતા, ગોપનાથ મહાદેવ પાસે તેમની વહાલામાં વહાલી વસ્તુ આપવાનો વર માગે છે ત્યારે, શંકર તેમને શ્રીકૃષ્ણનો રાસ દેખાડે છે. **સુખી**–શુકદેવ; મહાભારતકાર વ્યાસના પુત્ર–એ ગર્ભજોગી કહેવાય છે. એમણે પરીક્ષિતને સાત દિવસમાં ભાગવત સંભળાવ્યું હતું. પરમ–ભાગવતોમાં એમની ગણના થાય છે. બીજો પાઠ 'શેષ' છે. પણ પરીક્ષિત સાથે શુક જ સંભવે તેથી એ સ્વીકાર્યો નથી. **પરીક્ષિત**–અર્જુનના પુત્ર અભિમન્યુના પુત્ર; કલિયુગના પ્રારંભમાં એ થઈ ગયા. (વ્યુત્પત્તિ परि ચોતરફ + ईक्ष જોવું) એ જ્યારે ઉત્તરાના ગર્ભમાં હતા ત્યારે અશ્વત્થામાએ બ્રહ્માસ્ત્ર મૂક્યું હતું જેથી એ મરી જાય; પરંતુ કૃષ્ણે સુદર્શન ચક્ર વડે એને વાર્યું અને ગર્ભને કૃષ્ણનું દર્શન થયું : પૂરે માસે જન્મ્યા પછી પરીક્ષિત ચોતરફ જોવા લાગ્યા કે દર્શન દીધેલા કૃષ્ણ ક્યાં છે? –તેથી એવું નામ પડ્યું; બીજી વ્યુત્પત્તિ परि + क्षि નાશ કરવો–એ ઉપરથી; જેના જન્મ વખતે એના બધા કુલનો નાશ થઈ ગયેલો હતો તેથી પરિક્ષિત. એમને શમિક ઋષિના પુત્ર શૃંગીનો શાપ થયો હતો કે સાતમે દિવસે તમારું મૃત્યુ સર્પદંશથી થશે' એટલે એમણે એ સાત દિવસ ભાગવત–કથા સાંભળી, પવિત્ર થઈને દેહ છોડયો ને મુક્તિ પામ્યા જન્મેજે–જન્મેજય, પરીક્ષિતનો પુત્ર; એણે તક્ષક નાગના ડંશથી પિતાનો નાશ થયેલો જોઈ મોટો સર્પસત્ર આરંભ્યો; અને એમાં બધા કુલના નાગને હોમવા માંડયા: તક્ષક ઇન્દ્રને શરણે જઈ બચ્યો વ્યાસના શિષ્ય વૈશંપાયને મહાભારતનાં અઢાર પર્વ એમને સંભળાવી, બ્રહ્મહત્યા નિવારણ કરી હતી.

૧–૯ કળજુગ– (सं. कलियुग) સત્ય, દ્વાપર, ત્રેતા અને કલિ-

એ ચાર યુગમાં ઉલ્લેખ. કલિયુગનું વર્ણન નળાખ્યાન કડવું ૨૮ ટૂંક ૩૦–૩૧ માં આપેલું છે. કળજુગ મધ્યે સાધન–સરખાવો—' कलौ तु केवला भक्तिर्ब्रह्मसायुज्यकारिणी । " સાધન–ઉપાય. જનુની જઠર–માતાનું ઉદર: સરખાવો " पुनरपि जननं पुनरपि मरणं । पुनरपि जननी-जठरे शयनम् । भज गोविन्दम् । "

૧–૧૦ અષ્ટાદશ પુરાણ—પુરાણ અઢાર છે: બ્રહ્મ, પદ્મ, બ્રહ્માંડ, અગ્નિ, વિષ્ણુ, ગરુડ, બ્રહ્મવૈવર્ત, શિવ, લિંગ, નારદીય, સ્કન્દ, માર્કંડેય, ભવિષ્યત્, મત્સ્ય, કૂર્મ, વરાહ, વામન ને ભાગવત પુરાણ–એ બહુજનસમાજને માટે, ખાસ કરીને સ્ત્રી અને શૂદ્રોના હિત માટે, રચાયેલા ગ્રંથો છે એમાં ગૂઢ તથા અઘરા વેદ અને વેદાન્તના સિદ્ધાંતોને લોકવાણીમાં ઇતિહાસમિશ્રિત લોકકથાઓના સંમિશ્રણદ્વારા રોચક બનાવેલા છે: જેમાં કથાના રસદ્વારા અને ભક્તિના ઓઠા નીચે બ્રહ્મ બ્રહ્માંડનું જ્ઞાન આપવાની નેમ હોય છે: ખાસ કરીને એમાં સૃષ્ટિની ઉત્પત્તિ (સર્ગ), પ્રલય (પ્રતિસર્ગ) રાજવંશાવલી મન્વતરો [ એક મન્વન્તર કાળ એટલે સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ–એ ચાર યુગની એક ચોકડી એવી ૭૧ ચોકડી જેટલો કાળ ] અને રાજર્ષિ, બ્રહ્મર્ષિ આદિના ચરિત્રો તથા અવતારકથાનો દરેક વિભાગમા સમાવેશ થયેલો હોય છે: નીચેનાં પાંચ લક્ષણ પુરાણમાં ગૂંથવામાં આવે છે " सर्गश्च प्रतिसर्गश्च वंशो मन्वन्तराणि च वंशानुचरितं चेति पुराणं पञ्चलक्षणम् । "

કવિ–વાણીનો વિસ્તાર–આ પુરાણ કથાઓના પ્રસંગોનો આધાર મળવાથી કવિઓની વાણી વિસ્તાર પામી શકી છે. જો આર્યાવર્તમાં રામ અને કૃષ્ણ જેવા આદર્શ પુરુષો થવા પામ્યા ન હોત તો કવિઓને બીજો કોઈ એટલો સુન્દર વિષય વર્ણવવાને નહોતો. ભાગવત ને રામકથા–અઢાર પુરાણોમાં મુખ્ય અને 'મહાપુરાણ' કહેવાતું ભાગવત; અને આદિકવિનું રચેલું રામાયણ–એ બે વીર-કથાઓ આર્ય પ્રજાના હૃદયમાં આજે પણ ઘર કરીને રહેલી છે

૧-૧૧ વલણ—(સ. वल्ल, वलन) કડવું પૂરું થવા આવે તે વખતે ઉપસંહારમાં છેલ્લી ટૂંકનું છેલ્લું ચરણ ઉલટાવી [આથી જ કેટલાક કવિઓ વલણને બદલે 'ઉથલો' શબ્દ મૂકે છે], 'વલણ' કરવામાં આવે છે. બધું વાળી લેવામાં—સમેટી લેવામાં આવે તે 'વલણ'. કેટલાક વલણમાં નવું કડવું શા વિષયનું આપવાનું છે તેનો પણ નિર્દેશ કરેલો હોય છે: એટલે કે તે સર્ગ અથવા કડવાની 'અવસાનિકા' અથવા 'ઉત્થાનિકા'ની ગરજ સારે છે.

---

## કડવું ૨ જું

૨-૧ રામાયણ (સ. रामस्य अयन – चरित्र अधिकृत्य कृतो ग्रन्थ) રામચરિત્ર. શતકોટિ રામાયણ-લીલા-રામકથાનાં જે નવાં નવાં વર્ણનો ઇતિહાસ અને પુરાણોમાં આપેલાં છે તેમાં વર્ણવેલી લીલા. એકલા સંસ્કૃતમાં જ ૮૬ રામાયણો આજે હયાતીમાં છે; સરખાવો ગિરધર, 'શતકોટિ રામાયણ કરી, વાલ્મિક મુનિએ સાર.' જો શતકોટિ અને રામાયણ-લીલા એમ બે શબ્દો લઈએ તો શતકોટિ—સો પ્રકારની—સો જાતની રામાયણલીલા એમ અર્થ થાય. જુધકાંડ—'રામાયણ' મહાકાવ્યના સાત ભાગ કર્યા છે તે દરેકને 'કાંડ' કહે છે. 'કાંડ' એટલે વૃક્ષનું ડાળખું-પેરાર્ધ ઓ (પર્વ), તે સાત છે: બાલકાંડ, અયોધ્યાકાંડ, અરણ્યકાંડ, કિષ્કિંધાકાંડ, સુંદરકાંડ, યુદ્ધકાંડ અને ઉત્તરકાંડ. સંખેપે (સં. संक्षिप्त) ટૂંકામાં. રણજગ્ન (रणयज्ञ) રણ એ જ યજ્ઞ; અથવા રણરૂપી યજ્ઞ જુગતે-(સં युक्त्या) યુક્ત રીતે, ઘટતી રીતે.

૨-૨ આ ટૂંકથી ટૂંક ૬ સુધીમાં, પહેલા 'કાંડ'માં આવી ગયેલી રામલીલાનો, સાર આપ્યો છે. માતપિતા—દશરથ અને કૌશલ્યા. આ ટૂંકમાં 'અયોધ્યાકાંડ', ત્રીજીમાં 'અરણ્યકાંડ', ચોથીમાં 'કિષ્કિંધા' અને પાંચમીમાં 'સુંદરકાંડ' એમ દરેક કાંડનું સૂચન

બહુ જ ટૂંકા શબ્દોમાં કવિએ કર્યું છે. છઠ્ઠી ટૂંકથી કવિ પ્રસ્તુત કાવ્યનો વિષય હાથમાં લે છે.

૨–૪ પદ્મ—સો કરોડ વાનર સૈન્યની સંખ્યા અરાઢ પદ્મની હતી; તેની ગણના માટે જુવો કડવું ૧૪. વિમાસ્યું—(વિ+મૃશ્) વિચાર કર્યો; અહીં ધાતુનો મૂલ અર્થ સચવાઈ રહ્યો છે. સુગ્રીવ—કિષ્કિંધાનો રાજા, વાલીનો ભાઈ. વાલીએ એનું રાજ્ય અને સ્ત્રી તારાને લઈ લીધાં હતાં; એટલે એ રામને મળ્યો. રામે વાલીને મારી તારા અને રાજ્ય અપાવ્યાં. એટલે સીતાની પ્રાપ્તિ માટે રામ સાથે પોતાના સૈન્ય સહિત એ આવ્યો અને રાવણ સાથે યુદ્ધ કર્યું. સુગ્રીવે મિત્ર તરીકે રામને સીતા મેળવવામાં સારી મદદ કરી હતી.

૨–૫ સમુદ્રપાજ—(સ. पद्या–પ્રા. पज्जा) પાજ, પાળ. અંગદ—વાલીનો પુત્ર, બૃહસ્પતિનો અવતાર, હનુમાન સાથે દક્ષિણમાં સીતાની શોધ કરવા એ ગયો હતો. રામના તરફથી રાવણ કને એ વિષ્ટિ લઈ ગયો હતો, અને તે વખતે રાવણ–સભામાં બહુ પરાક્રમ બતાવ્યું હતું. એ બહાદુર સેનાપતિ હતો. વિષ્ટિ—(સં. विष् જવું, ધાતુ ઉપરથી) સલાહનું કહેણ; કવિ શામળ ભટે અંગદવિષ્ટિનું સુન્દર કાવ્ય રચ્યું છે. મળવાની વાત ના બાધી—બાઝી—સિદ્ધ થઈ: કોઈ સાથે મેળ પડયો નહિ: સરખાવો ભાલણ 'કાદમ્બરી' પૂર્વભાગ પૃ. ૧૫૨ 'બાઝિ નહિ કો સાથિ.' સીતા મળવાની વાત સ્વીકારાઈ નહીં, વિરોધ—વારતા—વિરોધની, વેરની વાત

૨–૭ રણસ્થંભ—યૂપ; જે થાંભલે બલિને બાંધવામાં આવે છે તે. સરખાવો, વીરજીકૃત 'સુરેખાહરણ' કડવું ૧૭–૨ (ર. સં ૧૭૨૫): "દ્વારકાને ગોવાદરે તાંહાં, રણસ્થંભ રોપાય" અહીંથી રણનું યજ્ઞ તરીકેનું રૂપક શરૂ થાય છે. આખા કાવ્યનું નામ આ રૂપકશ્રેણી ઉપરથી જ કવિએ પાડયું છે. કવિ વજિયાકૃત 'રણજંગ' નામના અત્યાર સુધી અપ્રસિદ્ધ કાવ્યની સં. ૧૭૪૦માં લખેલી પ્રત મળી આવી છે. તેનું નામ પ્રેમાનન્દે જ્યારે સં. ૧૭૪૧માં આ કાવ્ય

રચ્યું ત્યારે, વખતે, તેમના સાંભળવામાં આવ્યું હોય એમ સંભવિત છે. સંસ્કૃત 'વેણીસંહાર' નાટકમાં યુદ્ધને 'રણયજ્ઞ' કહ્યો છે; અને તેનું આખું રૂપક પહેલા અંકના ૨૫મા શ્લોકમાં બતાવ્યું છે. (જુવો 'પ્રસ્તાવના.') વળી જુવો 'ગીતગોવિંદ': કે. હ. ધ્રુવનું ભાષાંતરઃ "રણયજ્ઞે રાવણનાં શિર કાપી, તર્પ્યા દિક્‌પાળો બળિ આપી, જય કેશવ રાઘવરૂપ, જય જગદીશ હરે!"

યજ્ઞમાં જેમ યજ્ઞસ્તંભ રોપાય છે, વેદિ રચાય છે, આચાર્ય નીમાય છે, યજમાન દીક્ષા લે છે, ઉપહાર–ભેટ અને હોમવાની સામગ્રી સંબંધીઓ તરફથી આવે છે, સરવા વડે ઘી હોમાય છે, કંદમૂળની આહુતિઓ અપાય છે, પશુ–મહિષ અને અજનાં બલિદાન દેવાય છે, મનુષ્યહોમ થાય છે, યજ્ઞકુંડમાં અગ્નિ સ્થપાય છે, તેની જ્વાલાઓ ઊઠે છે, અને પવનથી તે અગ્નિ પ્રજ્વલિત થાય છે, શ્રીફળથી પૂર્ણાહુતિ થાય છે અને છેવટે કામના પરિપૂર્ણ થાય છેઃ તેમ અંહી, રણયજ્ઞમાં રણસ્તંભ તે યજ્ઞસ્તંભ, રણભૂમિ તે વેદિ, રામ તે આચાર્ય, વિભીષણ તે દીક્ષિત યજમાન, હનુમાન તે ઉપહાર લાવનાર સંબંધી, બાણ તે સરવા, રાક્ષસપરિવાર તે ઘી, મંત્રી તે કંદમૂળ, રાવણપુત્રો તે તલજવ, કુંભકરણ ને અતિકાય તે મહિષ અને અજ, ઇંદ્રજિત તે હોમવાનો પુરુષ, ક્રોધ તે અગ્નિ, બધું બાળી નાખતી જ્વાળા તે જાનકી, અને મદદ કરનાર પવન તે લક્ષ્મણ, રાવણનાં દશ શીશ તે શ્રીફળ, અને યજ્ઞના ફળરૂપ છેવટની પૂર્ણ થવાની કામના તે દેવનું કાર્ય–ભૂમિ ઉપરનો પાપનો ભાર ઓછો કરવાના રામના અવતારનો હેતુ–એમ રૂપકપરંપરા અંહી કવિએ ગોઠવી છે.

નિધિત્રટ—(સં. તટ) સમુદ્રનો કાંઠો. ગુજરાતીમાં કેટલાક શબ્દોમાં 'ત' સાથે 'ર્' ઉમેરી બોલાય છે; આ 'ર' પ્રક્ષિપ્ત છે: જેમકે ત્રાડે, ત્રડ, ત્રોડવું, ત્રુઠ્યા શરાપ, સરાણ, કરોડ વગેરે. આચારજ–(સ. આચાર્ય ઉપરથી અર્વાચીન તદ્‌ભવ: 'ય' નો 'જ') સરખાવો, અપભ્રંશ 'છપ્પા': "સૈતાં સેવે ફૂટી ગયાં, ગુરુ આચારજ

કાણા થયા": ગુરુઅંગ.) ગુરુ

૨-૮ દીક્ષા—વ્રત માટે નિયમ ગ્રહણ કરવા તે. સરુવે હોમ્યા (સં. સ્રુવઃ) લાકડાની કડછી જેવું, જેનાથી ઘી હોમાય છે તે. હુતદ્રવ્ય-હોમવાની વસ્તુઓ. ઉપહાર-ઉપહાર; બલિપુષ્પ : જુવો કડવું ૧૯-૧૪. નોટ, 'માનતા'ના' અર્થમાં; જુવો ભાલણકૃત 'કાદમ્બરી' પૃ. ૨૦: 'નરમાંસ ઉપહાર.'

૨-૧૦ મહિખ-(સં. महिष) પાડો. 'ષ'નો 'ખ' થયો છે. પશુહોમનો ધ્વનિ આ લીટીમાં છે. અજ-બકરો.

૨-૧૧ બત્રીસ લક્ષણો—પુરુષનાં બત્રીસ લક્ષણ કહેવાય છે; તે બધાં પશુઓના ખાસ ગુણ ઉપરથી નક્કી કરાયાં છે: જુવો નર્મ-કવિતા "અકેકો સિંહ બગ તણો કુકડાના તો ચાર; ત્રણ વળી ગદ્ધાનાં કહ્યાં, પાંચ કાગનાં ધાર. પુરુષ મોર કુતરા તણા ષડ્ગુણ લેતાં થાય; પૂરાં બત્રીશ લક્ષણો, જેથી જન શોભાય." શ્રીફળ—નારિયળ, પુરણાહુતિ—યજ્ઞ પૂરો થતી વખતે આપવામાં આવતું છેવટનું મ્હોટું બલિદાન. જાગ-(यज्ञ) હોમ. અહીં 'ज्ञ'માંથી એક વ્યંજન લોપ થઈ 'ગ' નો પૂર્વસ્વર 'અ' દીર્ઘ થયો છે; અને 'ય' નો 'જ' થયો છે.

---

## કડવું ૩ જું

૩-૧ ક્રોધે શરીર રાતાં છે તપી—ક્રોધથી રાતાપીળા થઈ ગયા છે, મ્હોં ઉપર લોહી તરી આવ્યું છે. સેનાપતિ-સરદાર, નીલ-અગ્નિનો પુત્ર; રામને સહાય કરનાર પાંચ વાનરનાયકોમાંનો એક.

૩-૨ વિનંતિ—(विनम्र ઉપરથી)-પ્રણામ: વિનંતિ સં. विज्ञप्ति પ્રા. विण्णत्ति ઉપરથી થયું છે. નલ સ્થપતિ વિશ્વકર્માનો અવતાર; એણે સાગર ઉપર સેતુ બાંધ્યો હતો; વાનરનાયકોમાં એ યૂથપતિ હતો.

૩-૩ શ્રીરંગ-(સ શ્રીઃ+અંગમ્) લક્ષ્મીના અંગરૂપ વિષ્ણુ-અહીં રામ. મરજાદા-સાંકળે—(मर्यादाशृङ्खला) હદ, માઝા, આમન્યા એ જ સાંકળ (કર્મધારય). કપિકુંજર-કપિઓમાં શ્રેષ્ઠ; અહીં 'કુંજર' શબ્દ શ્રેષ્ઠતા બતાવવા વપરાયો છે. સરખાવો— "સુ. उत्तरपदे व्याघ्र पुगवऋषभकुंजरा.। सिंहशार्दूलनागाद्याः पुंसि श्रेष्ठार्थगोचराः॥" લોહસાંકળે...બળે—જેમ લોખંડની સાંકળથી બંધાયલા હાથી (માતંગ) મહામહેનતે (બળે) કબજામાં રહે, તેમ હે રામ! તમારી આજ્ઞારૂપી હદમાં પૂરાયેલા શ્રેષ્ઠ વાનરા મહામહેનતે બંધાઈ રહ્યા છે. અલંકાર પૂર્ણોપમા.

૩-૪ છુટચા—(સ. च्यु ઉપરથી છૂટવું, છોડવું શબ્દો થયા છે; પરંતુ વછૂટું શબ્દ विसृष्ट ઉપરથી થયો છે)-છૂટેલા. ભાંજે-(સ भञ्ज् ભાગવું)-ભાગે છૂટચા...લેશે તેમ-અલંકાર ઉપમા.

૩-૫ પ્રતિબોધ—વિનતી; કૂંક ૫ થી ૭ સુધી કવિએ રામ-ધનુષ્યના ટંકારની અસર વર્ણવી છે અલંકાર અતિશયોક્તિ. 'ધ્રૂજ્યો'-ને બદલે બીજો પાઠ "ઉધડકચો" છે-ઊછળ્યો, ખળભળ્યો એમ અર્થ થાય. પ્રેમાનંદ મામેરામાં આ શબ્દ વાપરે છે-"ઉધકડી ઊઠીયો વેગે વૈકુંઠપતિ"

૩-૬ દિગ્ગજ—એકેકી દિશા ઊંચકી રાખનાર હાથી; ચાર દિશા અને ચારે ખૂણાના મળી આઠ છે. દિક્પાળ—ચાર દિશા, ચાર ખૂણા, આકાશ અને પાતાળ મળી દસ દિશાઓ થઈ તેના અધિ-ષ્ઠાતા દેવ સાતે પાતાળ-અતલ, વિતલ, સુતલ, તલાતલ રસાતલ, મહાતલ અને પાતાલ. ડોલ્યા...પાતાળ-આ વર્ણન સૌ કવિઓને મન સામાન્ય છે; કંઈ મોટા પ્રસંગ કડાકો, યુદ્ધ કે એવું વર્ણવવું હોય ત્યારે આ જ રૂઢ શબ્દો એકસાથે વાપરવામાં આવે છે. સિંઘા-સન-(सिंहासन) સિંહના અગવાળા આકારનું આસન (મધ્યમપદ-લોપી) ધજા...પતન-રાજાને માટે આ અશુભ ચિહ્ન છે સરખાવો ઓખાહરણમાં જ્યાં બાણાસુરની 'ધજા ભાગી પડી રે, તે તો આકડી

અકસ્માત.' કડવું ૨૩-૧૧ ગ્રભપાત-(गर्भपात) ગર્ભ ગળી ગયા.

૩-૭ માનશુકન-(सं. शकुन) અપશુકન; અપમાનસૂચક શુકન; પૂર્વપદનો લોપ છે: જેમ 'ખંડિતા' 'માનખંડિતા' માટે વપરાય છે તેમ.

૩-૮ પ્લવંગ-(प्लवेन गच्छति असौ) કૂદકાથી જાય છે તે–વાનર; બીજો પાઠ 'પન્નગ' છે. (पन्नम् अधोमुखं गच्छति सः) નીચે મોંએ જનાર સર્પ, શૈયારૂપ હોવાથી અંહી લક્ષ્મણ. ઉત્પત્યા –(उद्+पत् કૂદવું) કૂદ્યા ઊછળી પડયા. હુકુલી-હોંકારા કરીને. ચોહોપાસે-(સં. चतु+पार्श्व બાજુ પ્રા. चउपास)-ચારે બાજુથી. ઘેરો-(ग्रह् ઝાલવું ઉપરથી) વીંટી વળો. લંકાગામ-લંકા આખો ખેટ છે એમ ઉલ્લેખ અંહી થતો નથી. 'લંકા નગરી'નું રાજ્ય એમ સામાન્ય રીતે બોલાય છે. પહેલાંના વખતમાં city kingdom-ની પદ્ધતિ હતી; નગરને ફરતો કોટ રહેતો તેનું અહીં સૂચન છે.

૩-૯ પોળ–(સ. પ્રતોલી જૂની ગુજરાતીમાં. 'પોલિ' વપરાયો છે. અનાદિ ત્તનો લોપ થયો છે). લંકામાં પેસવાના મુખ્ય દરવાજા કોટ-(सं. कोट्ट) ફરતી દીવાલ કાંગરે-(ફા. કંગુરા) ગઢના ઉપલા ભાગ ઉપર ગોળ, ચપટું અને ઉપરથી અણીવાળું જે ચણતર હોય છે તે. સરખાવો—સુદામાચરિત્ર, 'મણિમાણેક જડયાં કાંગરે.' ઝોકી–જોસ ભેર તૂટી પડી (ઝૂકાવવું ઉપરથી). ચોકી-(सं चतुष्कं; પ્રા. चउक्क) ચોપાસ ખુલ્લી જગામાં બેસાડેલા પહેરેગીરો.

૩-૧૦ કોટાનકોટ (સ. कोटि+अनु+कोटि) કરોડો, અસંખ્ય. કૂદે–(સં. कूर्द् કૂદવું); ગુજરાતીમાં कूर्द् નો र् લોપાવાથી પૂર્વસ્વર ઉ દીર્ઘ થયો છે; તેવી જ રીતે मुञ्चनुं મૂકવું થાય છે. પછાડે પૂંછ વજાડે ગાલ-અંહી સ્વભાવોક્તિ છે; વાનરોનો ટીખળી અને ઉછાંછળો સ્વભાવ અંહી ધ્વનિત કર્યો છે; સરખાવો સુદામાચરિત્ર, 'પાડે તાળી વજાડે ગાલ.'

૩-૧૧ ત્રાડે–(ત્રાસ+પાડ, ત્રાસથી રાડ પાડે) અંહી तड्–ताड्

મારવું એ ધાતુ છે. ત્રોડી પાડે–( સં. त्रुट् તોડવું ) અહીં મૂલ અકર્મક ધાતુ ગુજરાતીમાં સકર્મક થયો છે. છજા–( પ્રા. सज्जिओ, સં. सज्जं–पुरस्कृतम् )–ઘરનો આગળ પડતો ઝૂલતો ભાગ. ઝરૂખા–( ફા. दरीचह ) બારીનો ઝૂલતો ભાગ. **નાખે**–नि+अस्–ફેંકવું ઉપરથી) ફેંકે. **તરુવર**–( तरु+वर ) ઝાડ. શ્રેષ્ઠાર્થસૂચક ' વર ' શબ્દ માટે સરખાવો ' સરવર '.

૩–૧૨ બૂબાણુ—( સં. ब्रू બોલવું; બૂંબાટ, બૂંમાટો, બૂમ પણ આ ધાતુ ઉપરથી બન્યા છે ) બૂમરાણ. **પ્રહસ્ત**–રાવણનો મુખ્ય મંત્રી.

૩–૧૩ અહીં રાવણને સિંહ સાથે અને રામસેનાને શિયાળ સાથે સરખાવી, કવિએ પ્રધાનકને વાનરોનો તુચ્છકાર કરાવ્યો છે. અલંકાર **ઉપમા**. **સિંહના ઘર પર**–કુટુમ્બ ઉપર.

૩–૧૬ **ઘાણુ**—( સં. घातन, हन् હણવું ઉપરથી; પ્રા. घायण) –નાશ કરું, છૂંદી નાખું. **નીસાણુ**—(स. नि स्वन् અવાજ કરવો ) ડંકો, નોબત. ' निशान ' અને ' निशानी '( ફારસી )થી આ શબ્દ નોખો છે. **દશકંધર**–દશ ડોક-ગરદન છે જેને એવો ( બહુવ્રીહિ ). રાવણને દસ માથાં હતાં એમ પુરાણકાળની કલ્પના છે વાલ્મીકિ રામાયણમાં એકકે ઠેકાણે એવો ઉલ્લેખ નથી. જેમ સિંહને તેની યાળને લીધે ' પંચાનન ' કહે છે તેમ રાવણને બે સિંહના જેટલો બળવાન કહેવાને માટે ' દશાનન ' કહ્યો હોય એમ વધુ સંભવે છે.

---

## કડવું ૪ થું

આ કડવું 'સામેરીની દેશી'માં રચાયું છે બીજામાં 'રાગ' મુખ્ય હોય છે.

૪–૧ **ટોપ**—માથે પહેરવાનું પોલાદનું બખ્તર; સરખાવો ઓખાહરણ, ' એને ટોપ કવચ બખતર, તમારે અંગે પીતાંબર.'

૪-૩ સુભટ—લડવૈયા. મજરો–(ફા. મુજરો.). પ્રણામ; પગે લાગવું, સરખાવો દલપતરામ: 'મજરો લઈ મજ રોગ લે હરી.' રાણીજાયા (ષષ્ઠી તત્પુરુષ) રાજકુમારો.

૪-૪ અશવાર—(સં. अश्ववार) ઘોડે બેસનાર.

વારુણીપાન—મદિરાપાન. મોળીયાં–(સં. मुकुट–પ્રા. मउड, मउल–મોળ) માથે બાંધવાનું વસ્ત્ર; સરખાવો, 'એનું મોળીયું કસુંબા ભાતનું, વહાલો પહેરે પીતાંબર ચીર.' ભીને–(સં. अभ्यञ्जन, अभि+अञ्ज् ભીંજવું ઉપરથી) ચક-ચકતું; તેજ મારતું. વાન–(સં. वर्ण) શરીર; સરખાવો 'સોળે સાન. વીસે વાન.'

૪-૬ અવનવાં–(સં. अभिनवकं; પ્રા. अहिनवउं अव्हनवउ) નવાં; બીજો પાઠ 'નવઘરા' (નવ ઘટ–ઘડવું)–નવાં ઘડેલાં; 'નવઘડ' શબ્દ પણ વપરાશમાં છે.

૪ ૭ દુગદુગી–એક જાતનું ગળાનું ઘરેણું; સરખાવો પ્રેમાનંદ–દશમ–"ચૌદ રત્નમાળા મધ્યે એક દુગદુગી, મધ્યે મોતી લળકે ગોપીનાથ રે." વીંટી–(સં. वेष्ट् વીંટવું ઉપરથી) આંગળીને વીંટનારું ઘરેણું. કભાય (ફારસી)–અંગરખું. સરખાવો ચંદ્રહાસ આખ્યાન ક. ૧૫-૧૯ "એવે એક કભાયની કસે, કાગળ બંધન દીઠો." ઉપરણી—(સં. प्रावरणक પ્રા. पावरणउ–पाउवरणउं, ઉપરણું વ્યત્યય થવાથી,) વધારાનું ઓઢવાનું વસ્ત્ર જરકશી—(ફા. जर સોનું; અરબી कसब સોના-રૂપાના તાર)–જરીયાનના.

૪-૯-૧૦ આ કડીમાં હથિયારનાં નામ ગણાવ્યાં છે. આયુધ છત્રીસ ગણાય છે; તેનાં નામ માટે જુવો આગળ ટીકા. કડવું ૧૩-૮. ભીંડમાળ–ગોફણ. સરખાવો દશમ કડવું ૧૭: "જેમ ટોળી ફેરવે ભીંડમાળ, તેમ કસે ફેરવીયું બાળ."

૪-૧૧-પાખર (હેમ દેશી. पक्खरा; સં. पक्षर) હાથી કે ઘોડાનું બખ્તર. ટાટર–ઘણું કરીને ઓચી વગેરે ઢંકાય એવો ધાતુનો ટોપ (પ્રાચીન કાવ્ય) જીવઅંગ-રખી–(સં. रक्षकं પ્રા. रक्खउ

ઉપરથી ) બખ્તર. સરખાવો 'પગરખું.'

૪–૧૨ કર સંપુટ–( सम्पुट પોલાણ, બખોલ ) હાથનો સંપુટ. કૂદકી–ગોળ ગોળ ફરવું. શૌંડ–કુશલ. હોશિયાર: સરખાવો 'રણશૌંડ' ઉપરથી 'રણછોડ' થયું છે તે; બીજો પાઠ 'ધીર,' ધૈર્યવાન.

૪–૧૬ રિષ્ટ–અકલ્યાણ; અમંગલ વસ્તુ; જ્યોતિષશાસ્ત્ર પ્રમાણે એક અવજોગ; જુવો આગળ કડવું ૨૫, કડી ૨૦. જ્યાં અષ્ટ અવજોગ ગણાય છે.

૪–૧૭ બત્રીસા-દાંત: સરખાવો કહેવત 'બત્રીસીએ ચડવું'.

૪–૧૯–૨૦ ભૂર–(स. भूरि ) અત્યંત. આ ટૂંકોથી વાંચનારને કમકમાટ ઊપજે છે અને જુગુપ્સા થાય છે; તેથી બીભત્સ રસનું વર્ણન થયું છે. જીભ સળકે સરપ સરખી–જીભનું સળકવું સાપના શરીરના અથવા તેની જીભના સળકવા સાથે સરખાવાયું છે; તેથી અલંકાર ઉપમા.

૪–૨૧ સરાણ–( स. शाण; प्रा. साण સાણ 'ર' વચમાં આવી ગયો છે. )–ધાર ઉતારવાનું પૈડું.

૪–૨૩ કટક–સૈન્ય; સરખાવો ઓખાહરણ, 'કામનીએ જ્યારે કટક દીઠું. ત્યારે થઈ એ નિરાશ'. તતપર–(सं, तत्पर ) તૈયાર; આ તદ્ભવમાં પવર્ગનો ત્રીજો અક્ષર બ થયો છે.

---

## કડવું ૫ મું

આ કડવાની 'દેશીનું નામ છે 'મેવાડાની દેશી'. 'દેશી' સંબંધી લાંબી નોંધ માટે જુવો: કડવું ૨૬, કડી ૨૨.

રાવણમેનાના નાયકોનાં નામ: દેવાંતક, નરાંતક, શુક, સારણ, પ્રહસ્ત, મહોદર. પ્રલકંપન, મણિભદ્ર, સર્વદમન, યજ્ઞકોપ, વિકટાક્ષ, વિદ્યુન્માલી, યૂપાક્ષ, વક્રાક્ષ, કુંભ, નિકુંભ, અતિકાય, કંપન,

અતિકંપન, મકરાક્ષ, મહાપાશ્ર, સુપાશ્ર, મકરકેતુ, ચંદ્રકેતુ, સુલોચન, અતિબલ, મહાબલ, વજ્રનાભ, સુનાભ, સુદર્શન, ઈંદ્રજિત.

આ કડવા સાથે સરખાવો રામસેનાનું કડવું ૧૪ મું.

૫–૩ શુક અને સારણ એમ બે મંત્રીઃ જુવો ક. ૧૫ ટૂંક ૧૬ અને ૪૯. 'પ્રાચીનકાવ્ય'માં 'શુકસારણ' એમ એક વચનમાં જ વાપરેલું છે તે બરાબર નથી.

૫–૭ નવકુલ નાગ—અનંત, વાસુકી, શેષ, પદ્મનાભ, કંબલ, શંખમાલ, ધૃતરાષ્ટ્ર, તક્ષક અને કાલીય એમ નવ.

૫–૧૧ અપછરા–(સં. अप्सरस्ः પ્રા. अच्छरा) જળમાંથી ઉત્પન્ન થયેલી જાત. અહીં ઉચ્ચારશાસ્ત્રના નિયમથી 'સ'નો 'છ' થયો છે.

૫–૨૧ પાટવી–(સં. पट्ट; રાજવાદી; દેશ્ય पट्टो મુખ્ય ઉપરથી) – યુવરાજ.

---

## કડવું ૬ ઠું

આ કડવાના પદબંધનનું નામ 'રામગ્રી'('સામગ્રી' અશુદ્ધ છે)ની દેશી' છે

અહીં આપેલું અશ્વવર્ણન વિસ્તારી અને રસભર્યું છે. વર્ણનવિસ્તાર ઘોડાના રંગ (વર્ણ) ઉપરથી, દેશ ઉપરથી, વેગ ઉપરથી અને બીજા ખાસ ગુણ ઉપરથી કરેલો છે. પ્રેમાનંદકૃત અભિમન્યુ આખ્યાનમાં ૩૬મા કડવામાં આવું કંઈક વર્ણન છે. (કડી ૯–૧૦–૧૧).

૬–૧ આ કડીમાં રહેલું સરળ વર્ણનું સ્વમાધુર્ય નોંધપાત્ર છે. 'નળાખ્યાન'માં હંસ જ્યાં દમયંતીનું વર્ણન કરે છે કે 'ભૂપ, મેં દીઠી ગર્વગેહેલડી, સખી બે મધ્ય ઊભી અલબેલડી: કદળીસ્થંભ જુગલ સાહેલડી, વચ્ચે વૈદર્ભી કનકની વેલડી'–તેનું એ સ્મરણ કરાવે છે.

વગેહેલો—(સં. गृहीत, પ્રા. गहियलो, घइलो.) અભિમાનથી

ઉન્મત્ત મસાહણી—(स महा+साधन (ઘોડો)+इक, प्रा महासादणिभ સરખાવો સાણી' કે 'સાની' —a sy٢e—હાથીઘોડાના સૈન્યનો ઉપરીઅધિકારી—વાહનપતિ કર્મણમંત્રી કૃત સીતાહરણમાં 'મસાહણી પૂતાર બોલાવુ,' ટૂક ૨૪૭ તથા 'મસાહણી પાંડવ બોલાવા' ટૂક ૨૫૯માં એ શબ્દ વપરાયો છે. વજિયો પણ વાપરે છે, 'મશાંણી તેડાવીયો' (કડવુ ૧૦)

૬ ૨ વાજિન—(स वाजिन—બળવાળો)-ઘોડો (બહુવચન) તોખાર-[ફારશી તવારીખમાં જેને 'તુખારીસ્તાન' કહે છે તેનુ અસલ નામ तुषार છે ત્યા બારે માસ હિમ પડે છે તેથી તે તુષાર સ્થાન કહેવાતુ તે તરફનો ઘોડો તુકસાર કહેવાય છે] ઘોડો સરખાવો રાણકદેવીનો સોરઠો 'તરવરીયા તોખાર, હૈયુ ન ફાટ્યુ હસતા'

૬–૫ હ સહરણની જાત—કેટલાક હસગતિના હતા, કેટલાક હરણના જેવી ફાળ ભરનાર હતા અડાણા (अ–નહી; ફા दानह् ડાહ્યો) ઉન્મત્ત અબલખ—(અરેબીક अवलक्) કાબરચિતરા

૬–૬ કલકી (स कल्कि)—વીનો ઘોડો દસમા અવતારનુ ચિહ્ન પણ એ એવો ઘોડો જ છે) કુમેદ—(ફા) લાલ રગના આભ–ઉડણ આભ સુધી ઉડનારા પખાળા—જાણે પાંખો હોય એવા ખગને પમાડે ખેદ–પક્ષીને પણ જાણે ઊડવાની શક્તિમાં એનાથી પાછા પડવુ પડે ને ખેદ (થાક) થાય એવા—અતિશયોક્તિ

૬–૭–૯ વૈતાળ–ભૂતની જાતના વાયુસ્વરૂપ વિજળીયા–વીજળીના ઝબકારાની જેવી ગતિ છે તેવી ગતિવાળા પન્નગા—સાપના જેવી ત્વરિત અને વાંબીચૂકી ગતિવાળા પિરોજા—(ફા) આસમાની રગના આબુઆ–આબુ તરફના

૬–૧૧ કેમરીલકા–સિહની કેડ જેવી નાજુક હોય છે તેવી કેડવાળા ચિત્રવકા–ચિત્તાના જેવા વાંકા, વળી કમાન કહે તેવા હુગણુપે દે ફાળ–અલકાર ઉપમા પે–(स पार्श्वे ઉપરથી જૂ ગૂ માં नाहिं, पाइ पइ पे—એમ થયુ છે) ના કરતાં, ની જેમ સર

ખામણી કરવી હોય ત્યારે આ પદ વપરાય છેઃ જુવો કડવું ૨૦, કડી ૩૯.

૬–૧૨ કેશિ—(સં. केशिन्–કેશવાળો) કેશાવલિ – કેશવાળીવાળો અશ્વ કરમને પાર–ઘણા સુંદર. આ વાક્યમાં 'ભાગ્યના અંતિમ ફળ જેવો'—એવો અર્થ પ્રચલિત છે. કંબૂજા–કમ્બોજ પ્રાંતના.

૬–૧૩ ડુંગરીયા—પહાડ ઉપરના; ખરબચડી જમીન ઉપર પણ પગ ઠેરવીને દોડનાર.

૬–૧૬ ઉચ્ચિશ્રવાની જાતના ( સં. उच्चैःश्रवा–ઈંદ્રનો ઘોડો ) આ જાતના અશ્વના કાન ઊંચા હોય છે.

૬–૧૮ મોહોરડે—ઘોડાને લગામ ઉપરાંત કાબૂમાં રાખવાને તેના મોંમાં જે નાખવામાં આવે છે તે. મખીયારડામાં–માંખીઓ ઊડે નહિ માટે ઘોડાને પહેરાવવામાં આવે છે તે.

૬–૨૦ તિમિર તેજે જાય–અલંકાર અતિશયોક્તિ–નંગના તેજથી અંધારું જતું રહેતું, જીન–( ફા. ) પલાણ; સરખાવો યુદ્ધપરાયણ ગાયકવાડ સરકારનું રાજસૂત્ર 'જીન ઘર જીન તખ્ત.' ( જીન એ જ એમનું ઘર અને એમની રાજગાદી ).

---

## કડવું ૭ મું

આ કડવામાં રાવણનો વૈભવ પરોક્ષપણે વર્ણાયો છે. રાવણને ભેટ તરીકે અથવા ખંડણીમાં જે જે 'હય, હસ્તિ, વાહન' મળ્યાં છે તેમાંથી પોતાના નાયકોને તે વહેંચી આપે છે. આ તથા ૧૪ મા કડવાનો પદબંધ 'મેઘમલ્હારની દેશી' એક જ છે; મામેરામાં "વડસાસુ ઘણું ભારે માણસ. બળતી બોલ્યાં વચન–વહુજી !"નો ઢાળ આવો જ છે. પ્રેમાનંદને આ ઝમકદાર તથા ગતિવંત ઢાળ ઘણો પ્રિય હોય એમ લાગે છે.

૭–૩–૪ અકાળ—મૃત્યુ—(સપ્તમીતત્પુરુષ; અથવા બહુવ્રીહિ) મૃત્યુનો કાળ આવ્યા વગર અકસ્માત મરવું તે. અયુત દસ હજાર.

૭–૫ અંત્રગતની વાત—(સં. अन्तर्गत) મનમાં ચિંતવેલી વાત.

૭–૬ ગેહ—(સં. गृह) ઘેર.

૭–૧૦ જોતામાં ઝંપાય–જોતજોતામાં ઝંપલાવે, કૂદી પડે તેવા ચપલ, 'તુરગ': બીજો પાઠ : જળમાં જોતા જાય—જળમાં પણ જેમની દૃષ્ટિ પડે અને તેમાં છૂપાયલો શત્રુ પણ પકડી શકે.

૭–૧૧ થી ૧૩ સુધી ચોરાશી કોટિનો સરવાળો થાય છે; તે ૪૨ કોટિ મંત્રીને વહેંચી આપતાં એમને દરેકને ભાગે બબ્બે આવે છે.

૭–૧૪ દીવીદાર–મશાલચી

૭–૧૬ સસે દ્વીપ—પુરાણ પ્રમાણે પૃથ્વી સાત ભાગમાં વહેંચાયલી છે. તેવો દરેક ભાગ 'દ્વીપ' કહેવાય છે—જંબુ (ભરતખંડ), પ્લક્ષ શાલ્મલિ, કુશ, ક્રૌંચ, શાકલ અને પુષ્કર.

૭–૨૦ પ્રાગજ્યોતિષ—શાકલ દ્વીપની ઉત્તરનો પ્રદેશ, નરકાસુર ત્યાંનો રાજા હતો. મગધ–બિહાર અને બંગાળા મળીને થતા પ્રદેશનું જૂનુ નામ. એ રાજ્યમાં જરાસંધ ચંદ્રગુપ્ત, અશોક વગેરે મહાન રાજા થયેલા છે.

૭–૨૧ સિંગલદ્વીપ—સિંહલદ્વીપ, હાલની લંકા એ એક ઉપદ્વીપ છે. નેજાં–(ફા.) લુગડાનો કકડો–ધજા.

૭–૨૨ ખાસા—(ફા. खासतन् ઉપરથી)–ઘડાયદા; સરખાવો. 'દિવાન–એ ખાસ', 'ખાસ પાગા'; અને દલપતરામની ઉંદરની કવિતા 'ખાસાં કપડાં કરડી ખાય'.

૭–૨૪ મહારથી—એક હજાર યોદ્ધા સાથે એકલે હાથે લઢી શકે એવો યોદ્ધો. અતિરથી–દસહજાર સાથે એકલે હાથે લઢનાર.

---

## કડવું ૮ મું

આ કડવામાં આવતા મંદોદરીના દારુણ દુઃસ્વપ્નનો શોકપ્રસંગ અને તેને અનુરૂપ યોજાયેલા 'શોક મેવાડાની દેશી'ના ઢાળ માટે સરખાવો : 'ઉત્તરાસ્વપ્ન' પ્રેમાનંદકૃત અભિમન્યુઆખ્યાન કડવું ૩૧; તથા તાપીદાસકૃત અભિમન્યુઆખ્યાન કડવું ૧૨.

૮–૧ વળ્યા નીસાણે ઘાય રે—બીજા પાઠ પ્રમાણે નિશાન પ્રમાણે યોદ્ધાઓ પોતાની જગાએ ગોઠવાઈ આગળ ધસતા હતા. નીસાણ ઉપર ઘા પડવા લાગ્યા

૮–૨ ધૂમસધૂંધળી—(सं. धूम-शिखा; प्रा. धूमरी) જાણે ધૂમસ પડ્યું હોય ને આછું આછું–અસ્પષ્ટ જણાતું હોય તેવી. ધૂંધળી– (सं. धूमअंध).

૮–૪ સ્વપ્નની યથાર્થતા અહીં કવિએ બતાવી છે; કારણ કે સ્વપ્નની વાત બધી યે સાચી પડે છે. ભવિષ્યના સાચા પડછાયા અહીં જાણે પડયા છે. લ્હાય–(सं. अलातम्, प्रा. अलाय)–બળી જવું તે. હનુમાન ખરેખર લંકા બાળે જ છે. સરખાવો 'લ્હાય લેવી' (દેવાળુ કાઢવું)માં લ્હાયનો અર્થ.

૮–૫ ચૂડલા—(सं. चूडा–કરભૂષણ) સૌભાગ્યના શણગાર. કેશ અને ચૂડા–વગરની સ્ત્રી પતિના મરણની જ શાખ પૂરે છે; રાવણના વધથી ખરેખાત આવું જ બને છે.

૮–૬ ઊંટ ઉપર થઈ સવાર–(सं. ऊष्ट्र; प्रा. उट्ट) ઊંટની સવારી મંગલકારી કહેવાતી નથી: સરખાવો ઉત્તરાસ્વપ્નમાં 'જાણે ઊંટ ઉપર બે જણ બેઠાં, હું ને મારો કંથ રે.' કરેણના હાર–(सं. करणकार; प्रा. कणेर) જેનું બલિદાન આપવાનું હોય અથવા વધ કરવાનો હોય તેને રાતી કરેણનો હાર પહેરાવતા. દક્ષિણ દિશા –યમ એ દક્ષિણ દિશાનો દિક્પાલ છે: અને પિતૃલોક તથા મૃત્યુનો સ્વામી છે તેથી એ દિશા અશુભ ગણાય છે.

૮-૭ પાધરા-(સં. પ્રધ્વર સીધું; પદ્ધર હેમ. દેશી.) સીધું; સરખાવો 'પાધર થયાં રે પરદેશ' નરસિંહ મહેતા. વંઠી—(સં. વિનષ્ટ) નાશ પામી. નવગ્રે—નવ ગ્રહ; સોમથી રવિ સુધીના સાત ગ્રહ, રાહુ અને કેતુ. વાહાર—સાહાય્ય, મદદ, સરખાવો, કહેવત 'વાહાર ત્યાંથી ધાડ!'

૮-૮ તેત્રીસ કોટિ—કોટિ એટલે જાત, પ્રકાર; અથવા ગણવામાં 'માયાં' કહીયે છીયે તે: ૧૨ આદિત્ય, ૧૧ રુદ્ર, ૮ વસુ, ઇંદ્ર અને બ્રહ્મા એમ મળી ૩૩; કોટિનો અર્થ અંહીં 'કરોડ' થતો નથી. ધરાધર—ધરા-પૃથ્વીને ધારણ કરનાર શેષનાગ; લક્ષ્મણ શેષનો અવતાર હતા એમ પુરાણ-કલ્પના છે. સરખાવો નળાખ્યાન: 'શકે ધરાધર વાસ લેવા, ચઢયો ચંદનવૃક્ષ.'

૮-૯ ત્ર્યંબક-શિવે જનકરાજાને આપેલું ધનુષ્ય. તોળ્યું તરણા સમાન-તરણું હોય એમ ઊંચકી લીધું; અલંકાર રૂપક. પાઠાંતર 'લેખવ્યું' ગણ્યું. અહીં સીતાસ્વયંવરને સંભારવામાં આવ્યો છે. મારિચ-રાવણનો મામો, સીતાને મોહ લગાડનારું સુવર્ણ-મૃગનું રૂપ લઈ ને આવનાર એ હતો; રામના બાણથી એ મર્યો હતો. ફરશુરામ—પરશુ (કુહાડી) જેનું પ્રિય શસ્ત્ર હતું એવા જમદગ્નિના પુત્ર; એ બહુ ઉગ્ર સ્વભાવના હતા. રામ, શિવધનુષ્યનો ભંગ કરીને, સીતા પરણીને જતા હતા ત્યાં રસ્તામાં એ મળ્યા. એમનું બાણ રામને અસર કરી શક્યું નહિ; એટલે એમનો તેજોવધ થયો—એમનું બળ અને તેજ ઘટયાં. છતાં રામે તેમનું સન્માન કરી જવા દીધા હતા. એ વિષ્ણુના 'આવેશ-અવતાર' ગણાય છે.

૮-કડી ૭ થી ૧૩: વાંકો—(સં. વક્ર પ્રા વક) આ શબ્દના નીચે પ્રમાણે વિવિધ અર્થ કવિએ ઘટાવ્યા છે: ૧ અવળો; ૨ પંઠા-યેલો, બંડખોર; ૩ વસમો; ૪ બાંકો; ૫ કુટિલ; ૬ આડે આવતો, નડતો; ૭ ટેકીલો; ૮ ભયંકર; ૯ નમતું, ઢળતું; ૧૦ વક્ર; ૧૧ અંકોડાવાળું; ૧૨ દુઃખમય; ૧૩ પ્રતિકૂલ.

૮–૧૦ **એકે વારે સપ્ત તાડ વેધીયા**—રામને સુગ્રીવ સાથે મૈત્રી થઈ તેનો અહીં ઉલ્લેખ છે. રામે સુગ્રીવને વાલી સ્હામે મદદ કરવા વચન આપ્યું ત્યારે સુગ્રીવને તેમના બળનો ભરોસો પડયો નહિ. તે વખતે રામે એક જ બાણે, પાસે હતા તે સાત તાડ વીંધી નાખી સુગ્રીવની ખાત્રી કરી આપી અને તેથી તેમની મૈત્રી થઈ હતી **વાલ**—વાલી; કિષ્કિન્ધાનો રાજા, ઇંદ્રનો પુત્ર, સુગ્રીવનો ભાઈ. સમુદ્ર કિનારે એ એક વખત ધ્યાન ધરતો બેઠો હતો ત્યાં રાવણ તેને પકડવા આવ્યો. એટલે વાલી તેને પોતાની કાખમાં ઘાલી ફરી ધ્યાન કરવા બેઠો; અને ઘેર જઈ પોતાના પુત્ર અંગદને પારણે એને બાંધી મૂકયો. એટલો બધો એ જબરો હતો. **સાહેર**—(सं. सागर: प्रा सायर)—રામે લંકા જવા માટે સેતુ બાંધ્યો હતો તે પ્રસંગ. સરખાવો સામળભટ 'કહાં ચંદન ? કહાં મલીયાગરી ? કહાં સાહેર ? કહાં નીર ?'. **તમો સહેજે ન બંધાયે પાળ**—રામે તો મોટો સેતુ બાંધ્યો, તમારાથી એક પાળ સરખી બંધાઈ નથી—અહીં **વિષમ** અલંકાર થયો છે. આ લીટીના વિવિધ પાઠ મળી આવ્યા છે; છતાં ઘણા સ્પષ્ટ નથી. " તમો બાંધો સાજે પાળ 'ને મળતો પાઠ અભિમન્યુ આખ્યાનમાં કડવા ૧૯ માં છે—' તમો રામકૃષ્ણને સંભળાવો; **જે પાળ બાંધે સાજે જી.**' 'તમો બાંધો સ્વતની પાળ 'નો અર્થ અગમ્ય છે.

૮–૧૧ **હનુમંત હાથીયો**—'હાથી' શબ્દ શ્રેષ્ઠતા બતાવતા વપરાયો છે. જૂવો કડવું ૩–૪. **હૂકે**–હૂકારા કરે; વાનરજાતિનો 'હુપ' જેવો ઉચ્ચાર કરે. **લટકે લગાડયું લંકા ગામ**–અહીં લ, લ સાથે આવવાથી શ્રુતિવૃત્તિ નામનો શબ્દાલંકાર થયો છે.

૮–૧૨ **ઘણું વાંકાં રામનાં બાણ**–ઘણું શબ્દ ક્રિયાવિશેષણ તરીકે પ્રેમાનન્દે ઠીક વખત વાપર્યો છે. **મૂછ**–(सं. श्मश्रु; प्रा. मस्सु); મૂછ મરોડવી એ એક અંગચેષ્ટાનું ચિહ્ન છે. **વાંકાં**–(सं. वक्रकं; प्रा. वंकउं ઉપરથી)

૮-૧૩ વાંકી વેળા-(સં. वेला-સમય ) વસમી, દુર્દશાની વખતે; બીજો પાઠ 'સુખ સમે સૌ સાર થાય'-સાર (સં सहकार, પ્રા. सहआर-મદદ કરવી, તે ઉપરથી) સાહાય્યના અર્થમાં વપરાયું છે. સરખાવો નરસિંહ મહેતા : 'સાર કર, સાર કર, સાર કર, શામળા.'

---

## કડવું ૯ મું

આ કડવામાં રાવણ પોતે ત્રિભુવનપતિ તરીકે પોતાનો વૈભવ ગણાવી જાય છે. વસ્તુની સંપત્તિનું વર્ણન થવાથી અહીં ઉદાત્ત અલંકાર થયો છે. દેવને રાવણનાં દાસપણાં કરવાં પડે છે એ વર્ણન રાવણની સત્તા અને મહત્તાનું સૂચન કરે છે.

૯-૧-૨ મેઘાડંબર—( मेघ+आडंबर ) છત્રીવાળી અંબાડી. નિપાવે-(સં. निस्पन्द, નિષ્પન્ન કરે ) નિપજાવે, બનાવે. બુહારે-( પ્રા. बोहारो. बउहारी સાવરણી; હિન્દી-बुहारना ) વાળે.

૯-૨ થી ૫ : સરખાવો કર્મણમંત્રીકૃત 'સીતાહરણ,' કૂં ૪૧૧-૪૧૭. સાયર પાજ બાંધી રામ લંકામાં આવ્યા તેથી, રાવણની સેનામાં પકડાયેલા દેવો છુટકારાની આશાથી કેવા પ્રસન્ન થયા-" .. હરિખ્યુ વરુણ ભરન્તુ નીર: હરિખ્યુ સૂરજ રસ રાંધતુ, હરિખ્યુ પવન ઘર ઈ બહારતુ: હરિખી ચામુંડ છંડી કામ: સ્વામી ભલઈ પધાર્યા રામ. હરિખ્યુ ગણપતિ પોલિઉ હતુ; હરિખ્યુ અગ્નિ વસ્ત્ર ધોઅતુ."

૯-૩ વેદ બંદી ચાર-ચાર વેદ બંદીજનની પેઠે, આશ્રિતથી પેઠે રાવણનું સ્તવન કરતા હતા. પ્રાજે-(સં. पराजय ) હાર પમાડવી. 'જય'માં અ, અ સાથે આવવાથી છેલ્લા વ્યંજનનો લોપ થયો અને 'જ'માં 'અ'નો 'એ' થયો છે.

૯-૪ જયેષ્ટિકાદાર—છડીદાર. વિધિ-બ્રહ્મા; જુવો અમરકોષ 'विधिर्विधाता विरंचिश्च-' વાર તિથિ—રાજા અને શ્રીમંતોને ઘેર જોષી અને પુરાણીઓ સવારમાં તિથિ વાર કહીને કંઈક દાન પામે છે તેનો

ધ્વનિ આ વાક્યમાં છે. અહીં પ્રેમાનન્દના સમયના ગુજરાતી સમાજનું પ્રતિબિંબ છે.

૯–૫. કોણ માત્ર લક્ષ્મણ રામ—શી ગણત્રીમાં; આ ગર્વોક્તિ છે. આ વાક્ય-રચના પ્રેમાનન્દને બહુ પ્રિય છે. સરખાવો નળાખ્યાન, 'તેહેના દુઃખ આગળ યુધિષ્ઠિર, તાહારું દુઃખ કોણ માત્ર;' સુદામા-ચરિત્ર, 'સુદામાના વૈભવ આગળ, કુબેર તે કોણ માત્ર,' ઓખા-હરણ, 'અનેકમાં એક કોણ માત્ર, હો રે હઠીલા રાણા'

૯–૬ ક્ષોણી—અક્ષૌહિણી; (*अक्षाणां रथानां ऊहः समूहः अस्ति अस्या*) સૈન્યની એક સંખ્યા; જેમાં અમુક હયદળ, પાયદળ, હાથી, રથ વગેરે હોય છે. દારુણ–ઘોર.

---

## કડવું ૧૦ મું

આ કડવું ઘણું પ્રસિદ્ધ અને મનોરંજક છે કવિએ અતિશયોક્તિના રંગ પૂરી હાસ્યની રમ્ય જમાવટ અહીં કરેલી છે. પ્રેમાનન્દીય શૈલીનું વિશિષ્ટપણું આ વર્ણનમા સપૂર્ણપણે ખીલી નીકળ્યું છે. ઘડીભર શ્રોતાઓ, રાવણના યુદ્ધના ગંભીર પ્રસંગને ભૂલી જાય છે. રાવણના બધા પાસા અવળા પડ્યા એટલે છેવટે પોતાના ભાઈને 'જાગોને ભાઈ ભીંડ પડી છે' એમ કહી જગાડવા એ માણસો મોકલે છે કુંભકર્ણને સીતાહરણની વાત પહેલવહેલી આમ જાગ્યા પછી જ ખબર પડે છે એમ વાંચતાં નવાઈ લાગે છે! વાલ્મીકિ રામાયણના યુદ્ધકાંડ–સર્ગ ૬૦ માં આવું જ હાસ્યરસયુક્ત અતિશયોક્તિવાળું વર્ણન આપેલું છે

વડોદરાના વૈશ્ય ગિરધર કવિ(સં. ૧૮૪૩–૧૯૦૮)એ પોતાના 'રામાયણ'માં પ્રેમાનંદકૃત 'રણયજ્ઞ'ના કડવાં ૧૦ અને ૧૧ નો મૂળ આધાર લીધો છે. જુવો જગજીવનદાસકૃત 'ગિરધર'ચરિત્રના પૃ ૧૧૪ થી ૧૧૯, ઉદ્ધૃત 'રામાયણ'માંથી પણ પ્રેમાનંદની અસર તેમણે બતાવી છે.

કુંભકર્ણની નિદ્રા સાથે ભાગવતમાં આવતા મુચુકુન્દની વાત સરખાવવા જેવી છે. કુરાને શરીફમાં 'સાત સૂનારા'ની કથામાં તે સાત જણા હજી પણ ઊંઘે છે અને કયામત વખતે તે જાગશે–એમ મુસલમાનોની માન્યતા, આ સાથે જાણવા જેવી છે. કેટલાક કહે છે, લંકા પૃથ્વીની મધ્યરેખા ( equator ) પાસે હોવાથી અતિ તાપને લીધે ઊંઘવાનો એક જાતનો રોગ ત્યાં હતો; તેથી કુંભકર્ણની આવી નિદ્રા હતી.

૧૦–૧–૨ **શોહાય** (સ. શુભ્)–શોભાય–શોભે. અહીં 'ભ'-નો 'હ' થયો છે. **હંઢોળે**—( દેશ્ય–ढढ्ढळ ) હાથ વડે ખૂબ હલાવે; શબ્દ અર્થસૂચક છે. **ભીંડ**–સંકડામણ ( સં. अभ्यंतर; પ્રા. अब्भिडइ ભીંડવું; ભીંડ )

૧૦–૩–૪ **શલ્યાપડ**—( સં. शिलापट )–પથ્થર. **મદનભેર**–મદ ઉપજાવનારી ભેરી ( રણવાદ્ય ). **મેઘશબ્દે**–મેઘના જેવા ઘોર ગંભીર સ્વરે.

૧૦–૬–૭ ટૂંકમાં અતિશયોક્તિનો અવધિ ( climax ) બતાવ્યો છે. **અઘોરી**–( સં. ઘોર ભયંકર; 'અ' ઉમેરાયો 'અલોપ,' 'અમૂંઝણ'ની જેમ ) અઘોર એ શિવનું એક નામ પણ છે, પણ તે ઉપરથી. હાલ આ શબ્દ હલકા અર્થમાં વપરાય છે.

૧૦–૮ **કપોલ માંહે**—નાકમાંથી સર્પ ઊંચે ચડયા તે ગાલના વિશાલ પ્રદેશમાં ગુંગળાઈ ગયા; કંઈ નીકળવાનો રસ્તો ખોળતાં ખોળતાં કાનનું છિદ્ર જડી આવ્યું એટલે તે રસ્તે સર્પ બહાર નીકળી ગયા–એમ કહેવાનો ભાવ છે.

૧૦–૮ **વાજ આવ્યો**—( અરેબીક વજ્જ વખાણના અર્થમાં; એનો વિરુદ્ધ અર્થ વ્યાધિ ઉપરથી ત્રાસ બતાવવા યોજાયો સંભવે છે.) ત્રાસ પામ્યો; સરખાવો સુદામાચરિત્ર, 'પાપણીઓ તમને પરમેશ્વર પૂછશે, મુને કાં આણો છો વાજ ?'

૧૦–૧૦ અહીં કુંભકરણની સાત્ત્વિક વૃત્તિનો ઉલ્લેખ થયો છે.

સામોપચાર રૂપે સંગીતગાન કરાવવાનું સૂચન તેને અનુરૂપ છે. રાક્ષસ હોવા છતાં કુંભકરણ બ્રાહ્મણ હતો. 'ઇંદ્રાસન' માગતાં 'નિદ્રાસન' મળ્યું તે ઉપરથી એ બડો તપસ્વી હતો એમ રામાયણ કહે છે. **હેલમાત્રમાં**—રમતમાત્રમાં.

૧૦-૧૧-૧૨ **અંબાર**—ઢગલો, સમૂહ. અલંકાર ઉપમા મણિધર-સર્પ.

૧૦-૧૩ જાગીને કુંભકર્ણ પહેલાં અન્ન આરોગે છે; બીજું કશું પૂછતો જ નથી. અહીં કવિએ કુંભકર્ણનો નિરાંતવાળો સ્વભાવ ધ્વનિત કરી હાસ્ય ઉપજાવ્યું છે. આ કડીમાં બહુ જ ઓછા શબ્દોમાં કુંભકર્ણ પાસે કવિ સમાચાર પૂછાવે છે.

૨૦-૩૪ **એ ગીત**—આવી ગત (ગતિ) થઈ તેથી. બીજો પાઠ, 'અગત્ય' કરતાં પસંદ કરેલો પાઠ વધારે સ્પષ્ટ છે.

---

## કડવું ૧૧ મું

કુંભકર્ણ ઘણો ન્યાયી લાગે છે. એણે રાવણની મહત્તાની જરા દરકાર કર્યા વગર પોતાનો મત સાફ સાફ જાહેર કર્યો છે. અહીં ભાષા ઘણી સચોટ છે. છેવટ 'હું મરણથી બીહીતો નથી. પણ મને દાઝે તારૂં હેત રે' એમ છેલ્લી દલીલ કરીને એ ઉપસંહાર કરે છે.

૧૧-૧ **કર ઘસી**—હાથ ઘસી; નિરાશા બતાવવાનું આ એક ચિહ્ન છે. ધૂણી ધૂણાવી. (અકર્મક). તેં **દૂભાયા** (હેમ-દેશી દુહલો, સં. દુર્ભગ ઉપરથી.) તારાથી દૂભાયા (કર્મણિ રચના). **ઘર ઘાલ્યું**—નુકસાન કર્યું; મોટું સંકટ ઊભું કર્યું. સુદામાચરિત્ર, 'લજ્જા ખ ટકાની ખોઈ, ઘર ઘાલ્યું ધણીયાણી' તથા દશમસ્કંધ અ. ૧, 'સ્રીની પ્રીત થાની સ્વામી ઉપર, કોઈએક દહાડો ઘર ઘાલે.' અંહી ધ્રુવપદ "વીરા તુંને શું કહું રે!"—છાપેલી પ્રતમાં નથી. **બળીયા સાથે બાથ**–આ જ ચરણ ઓખાહરણમાં કવિ વાપરે છે–

'એ તો બળીયા સાથે બાથ, હો રે હઠીલા રાણા.' અલંકાર નિદર્શના. બીજો પાઠ બાકરી બાંધવી (અરેબીક બાકર-દયાળુ) અનુરાગ બાંધવો. તે ઉપરથી શત્રુવટને આડાઈથી વધારવી એવો અર્થ થયો. સરખાવો પ્રેમાનંદ અભિમન્યુ આખ્યાન–' તો તમારે શું વઢવું, બાંધી બાકરી કૌરવ પર ચઢવું '.

૧૧–૨ ત્રંબક લેતાં—અહીં કુંભકર્ણ રાવણને માનભંગ કરવા સારુ સીતા–સ્વયંવરને સંભારે છે. ચંપાણા—(સ. चम्पू, હાલવું, જવું; ફા. चस्पिदन्, દાબવું. વળગવું) ચંપાયા; ભૂતકાળનો કાઠિયાવાડી પ્રયોગ. કૃતઘ્ની –(સં. कृतघ्नी) કરેલું ભૂલી જાય છે તે; નિમકહરામ -બીજો પાઠ 'કૃતઅંધ'–પોતાને કરેલા (ઉપકાર) તરફ જે અંધ થાય છે, એટલે ગણકારતો નથી તે.

૧૧–૩ સાગર—સેતુની વાત અહીં સંભારી છે. શલ્યા તારી પુષ્પ સમાન–અલંકાર રૂપક. સરખાવો કહેવત 'રામ નામે પત્થર (શિલા) તરે.' સાન–(સ. संज्ञा) અક્કલ; સોળે સાન વીસે વાન.'

૧૧–૪ ઘરૂણી–(સં. गृहिणी) પત્ની; અહીં એકસરખા 'ઇ' સ્વર સાથે આવવાથી બોલતાં શ્રમ પડે છે તેથી અસવર્ણ સ્વર 'ઉ' થયો છે; જેમકે—માનુની (માનિની), જનુની (જનની). થયો વૃદ્ધ ને ન ગઈ કુટેવ —માણસ વૃદ્ધ થાય છે ત્યારે તેના વિકાર શમે છે; છતાં રાવણના વિકાર શમ્યા નથી તેથી કુંભકર્ણ બોલ મારે છે; સરખાવો—' भोगाशा जीवनाशा च जीर्यतोऽपि न जीर्यत । કારણ છતાં કાર્ય ન થવાથી અલંકાર વિશેષોક્તિ.

૧૧–૫ જગત જીતી...કામ રે—જગત જીત્યે બધું જગતમાં રહેલું જીત્યું કહેવાય; અને તેથી કામ ન જીત્યો એમ કહીએ તો વિરોધ લાગે છે; પણ મન અને માનસિક વિકાર કંઈ બાહ્ય જગત જીતવામાં આવી જતાં નથી. તેથી ફક્ત વિરોધનો એમાં આભાસ છે; અલંકાર વિરોધાભાસ. જેર કીધું—(ફા. જેર) તાબે કર્યું. ક્રોધ ને કામ—મનના છ રિપુઓમાં કામ અને ક્રોધ મુખ્ય છે, બધા વિકારનાં

એ મૂળ છે. સરખાવો ગીતા, "काम एव क्रोध एव रजोगुणसमुद्भवः।" **શામ કેશ ઉજ્જવળ થયા**–ધડપણમાં કાળા વાળ ધોળા થયા છે, છતાં તારું મન તો જેવું ને તેવું જ વિકારવાળું (કાળું) રહ્યું છે; કારણ છતાં કાર્ય ન થવાથી અલંકાર વિશેષોક્તિ.

૧૧–૬ **ચંદ્ર વિના જેવી જામની**–અલંકાર વિનોક્તિ–એકના વિના બીજું શોભે નહિ, એવું ચમત્કારિક રીતે વર્ણવ્યું હોય ત્યાં આ અલંકાર થાય છે. **પરનારી જેવો પાવકજવાળા**–અહીં ઉપમા અને રૂપકની સંસૃષ્ટિ છે.

૧૧–૮ **દાઝે હેત**–(સં. दह दह्यते કર્મણી; પ્રા. डह डज्झइ; અથવા સં. दग्धकम् પ્રા. दड्ढउ–દાધુ–દાધ્યું)–લાગણી થાય **હેત**–(સં. हृद्य–વહાલું, અપભ્રંશ हिज्जु; જૂ. ગૂ. હેજ)–વહાલ.

૧૧–૧૦ **જાણે હોય આપણી માત**–આ વિચારથી જ જાણે જાનકી ઉપર અત્યાચાર કરતાં રાવણ અટકતો હતો. આ વિચારને લીધે કેટલાક લોકો અહીં કવિનો દોષ જુએ છે. "રાવણના આવા મનુષ્ય-સ્વભાવથી વિરુદ્ધ વર્તન માટે કેટલાક આદિકવિ વાલ્મીકિનો દોષ જુએ છે; પણ એ તકરારોને અહીં બહુ સબળ ઉત્તર મળ્યો છે." દી. બા ઝવેરીકૃત 'ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો.' પૃ ૭૨.

૧૧–૧૧ આ ટૂંકના વિધવિધ પાઠ મળી આવ્યા છે. બીજા પાઠ ફૂટનોટમા આપ્યા છે. અહીં રાવણનો દુરાગ્રહ અને અડગ ટેક ધ્યાનમાં રાખવા જેવાં છે; આ સાથે સરખાવો, મહાભારતમાં દુર્યોધનનો એવો જ દુરાગ્રહ અને ટેક. રાવણ પાસે કવિએ જે કહેવરાવ્યું તે જરા વિચિત્ર લાગે છે રાવણ સીતાને માતા જેવી દેખે છે; છતાં ચિત્ત તેનામાં જ રહે છે, અને તે ચિત્ત ખસેડતાં પોતાને મરવું જ પડે એમ એને લાગે છે

૧૧–૧૨ **કાલક**–કાલિમા, કાળાશ. સરખાવો મરાઠી 'काळोख.' આ છેવટના વલણથી કવિએ કુંભકર્ણના વિચારને સુન્દર પલટો દીધો છે અને ખૂબી આણી છે.

## કડવું ૧૨ મું

૧૨–૧–૨ એ દૂહામાં કવિ રણયત્ન ટૂંકાવ્યાનો ઉલ્લેખ કરે છે. યુદ્ધકાંડમાં આવતા બધા યુદ્ધપ્રસંગો અને લડાઈની રમઝટ કવિ વર્ણ-વતા નથી. ફક્ત એમાંથી રસભર્યા અને વીરરસથી ઓપતા પ્રસંગો વીણી કાઢી કવિએ કાવ્ય રચ્યું છે. તેથી જ એ કહે છે–"વર્ણનની યથાર્થતા તરફ ધ્યાન ન આપશો; પણ એમાં રામચરિત્રનો જે સાર આપ્યો છે તેમાં ગાયેલું હરિનું નામ સંભારજો."

૧૨–૪ "હો રે હઠીલા રાણા" આ ધ્રુવપદ પ્રેમાનન્દ પહેલાંના કવિઓનાં કાવ્યોમાં પણ નજરે પડે છે. તેથી પ્રચલિત લોકગીતોમાંનું આ ચરણ કવિએ ઉપાડયું હોય એમ સંભવે છે. કવિ વજિયાના રણજંગના ૧૧મા કડવામાં 'હઠ છાંડો આણી વાર. હઠીલા રાણા રે' એમ ધ્રુવપદ છે. પ્રેમાનન્દના ઓખાહરણમાં લીટી છે– 'ઓખા કરતી કંથને સાદ, હો રે હઠીલા રાણા રે' ક. ૨૯. એહે-વાતન–(સં. અવિધવાત્વ–પ્રા. અવિહવાત્તણ–અહિવાતણ, એ'વાતણ, હેવાતણ)–સૌભાગ્ય. જુઓ સુદામાચરિત્ર ક ૨–૧૫ 'એહેવાતણમાં એક જ ચૂડી'; દશમસ્કંધ કડવું ૫૭–'સર્પણી સહુ વલવલે, પ્રભુ આપો હેવાતન.' આપો...દાન—તમે જીવીને મારું સૌભાગ્ય અખંડ રાખો. અહીં મંદોદરીના મુખમાં કવિએ આજીજીના શબ્દો મૂકયા છે. આ ઢાળ સાથે ઓખાહરણમાં અનિરુદ્ધને લડતાં વારતી ઓખાના બોલ સંભારવા જેવા છે.

૧૨–૫ બળીયા સાથે ન ભરીયે બાથ—જુઓ ક. ૧૧–૧; સરખાવો અભિમન્યુ આખ્યાન કડવું ૬—'બળીયા શું બાઝીયે નહી, વીરા વહાલા રે; પર્વત શું ભીડે બાથ, વીરા વહાલા રે.'

અહીંથી રામસેનાના નાયકો અને રામ લક્ષ્મણ વગેરેના અવ-તારોની કલ્પનાનો પટ મૂલ રામાયણનાં પાત્રોને દેવાયો છે. આ અવતાર–કલ્પના પુરાણ કાલની છે. વાલ્મીકિમાં તેને માટે આધાર નથી. કવિ ગિરધરે 'અધ્યાત્મરામાયણ'ને અનુસરી 'રામાયણ'નાં એકંદર પાત્રોના

૧૨–૩૬ બૃહસ્પતિ–ગુરુ; દેવતાના ગુરુ; જૂઠા પાઠ–રાક્ષસો પ્રત્યે સમભાવ ન હોવાથી દેખાવ પૂરતા, ભાવવગરના સ્તુતિપાઠ મિથ્યા નીવડયા છે. રૂઠયા–(સં. રુષ્, રીસાવું ચીડાવું તેનું ભૂ. કૃ. રુષ્ટ) કુપિત થયા.

૧૨·૩૮ શનિ–શનિદેવ એવો ગ્રહ છે, જેની સામી નજર પડતાવેંત અનિષ્ટ થાય છે: 'શનૈશ્ચર અને વિક્રમ'ની પશ્ચિમ હિંદની લોકકથામાં તથા બંગાળની 'શ્રીવત્સરાજા અને ચિંતારાણી'ની લોકકથામાં શનિમાહાત્મ્યની વાર્તા આવે છે.

૧૨–૩૮–૩૯ સાહામી દૃષ્–વાંકી, કરડી નજર. કર્ણ–ભૂમિતિ અને જ્યોતિષમાં એક ખૂણામાંથી સ્હામે ખૂણે. કાટખૂણે દોરેલી રેખા (Hypotenuse). રાહુ પડયો સૂરજને કર્ણ–રાહુ (એક દુષ્ટ ગ્રહ) સૂર્યથી સ્હામે પડયો છે. એટલે તમારું અનિષ્ટ થશે એમ મંદોદરીના કહેવાનો ભાવ છે.

૧૨–૪૧–માન શુકન–અપમાનસૂચક શુકન; પૂર્વપદ લોપ થયો છે.

૧૨–૪૨ આફ્ણીયે–(સં. આત્મન્ ઉપરથી; પ્રા. અપ્પણો) પોતાની મેળે. આપોઆપ ડાબી આંખે–સ્ત્રીઓની ડાબી આંખ ફરકે તે શુકન કહેવાય; પરંતુ તે આંખમાંથી આંસુ પડે તે અશુભ છે. જમણી ફરકે તે અશુભ છે. પરાં–વેગળાં; દૂર.

---

## કડવું ૧૩ સું

આ કડવામાં રાવણ જ્ઞાનદૃષ્ટિએ વિચાર કરે છે; એટલા ઉપરથી જણાય છે કે રાવણ કંઈ છેક નીચ વૃત્તિનો નહોતો. અહીં એનો બોધયુક્ત જવાબ સતી મંદોદરીને પણ શાન્ત કરી દે છે. રાવણ પોતાની પત્નીને ચહાયે છે અને તેના પ્રત્યે પોતે માનની દૃષ્ટિએ જુએ છે. રામનું બુરું કર્યું છે તેથી સીતા આપી પગે લાગો' એવું કહેનાર પોતાના ભાઈ વિભીષણને, લાત મારી જે દેશવટો આપે છે તે જ રાવણ પોતાની પત્નીની તેની તે શિખામણ ધુતકારી શકતો નથી;

પરંતુ ભીલડો તેને વિનયથી જ્ઞાનભરેલો ઉત્તર આપે છે; એટલો પ્રસંગ-ભેદ નોંધપાત્ર છે.

આ કડવાની 'છંદ ભુજંગીની ચાલ' સાથે સરખાવો, 'નળા-ખ્યાન' કડવું ૬૦; જ્યાં બાહુક અને દમયંતીનો આવો જ સંવાદ, આ છંદમાં પ્રેમાનંદે વર્ણવ્યો છે: તેમજ 'દશમસ્કંધ'માં 'નાગદમન'-નું કડવું ૫૪મું આ જ છંદમાં છે.

૧૩–૧–૨ પાખે–[ સં. પક્ષ બાજુ; જૂ. ગૂ. पाखि=વિના ] સિવાય લેખ–વિધિના લેખ. પરિબ્રહ્મ–પરબ્રહ્મ–ચોપાસ વ્યાપતા એવા પરમ બ્રહ્મ, પરમેશ્વર.

૧૩–૩ અષ્ટજોગ–જ્યોતિષમાં વિષ્કુંભ આદિ સત્તાવીશ 'યોગ' ગણાવ્યા છે તેમાંના મુખ્ય અશુભ એવા આઠ. સૂર્ય કે ચંદ્રના અમુક સ્થાનમાં આવવાથી થતા વિશિષ્ટ અવસરનું નામ 'યોગ' ખટ દર્શન–ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, મીમાંસા અને વેદાન્ત–એ છ 'દર્શન'–(જે દ્વારા ઈશ્વર દેખાય છે તે) શાસ્ત્રો. નેમ–નિયમ ન આવે સ્વપ્નામાં–પરમેશ્વર મન, વાણીથી અતીત છે તેથી ધ્યાન કે સ્વપ્નાવસ્થામાં પણ એનો સાક્ષાત્કાર થઈ શકતો નથી. સરખાવો શ્રુતિ– 'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ।'

૧૩–૫ મોરારી (मुर+अरि) મુર નામના દૈત્યના શત્રુ, કૃષ્ણ; અહીં રામ. અહીં 'ઉ'નો અસવર્ણસ્વર 'ઓ' થયો છે

૧૩–૮ છત્રીસે હથિયાર–સરખાવો 'પ્રવીણ સાગર'–લેહેર ૧૨–૧૧ માંનો છપ્પો–

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩
'ચક્ર શક્ર ધનુ વજ્ર, બાંન કર્બાન તુફંગહ ॥ કૂરસુ કટારહ છુરા, સેલ ખેટક, ગદ
૧૪ ૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૯ ૨૦ ૨૧ ૨૨ ૨૩ ૨૪
સંગહ ॥ તોમર પાશ ભુશંડ, બાક ખંજર જંબૂ લઠ ॥ જંત્રસુ અંકુશ ભાલ,
૨૫ ૨૬ ૨૭ ૨૮ ૨૯ ૩૦ ૩૧ ૩૨ ૩૩ ૩૪ ૩૫ ૩૬
દલહ મૂશલ ખગ અર બઠ ॥ જંજાલ જરહ ગુપતિ ગુરજ દએો પટા પિસ્તોલ

લિય ॥ આયુષ પડાંગ પટ ત્રીશ જુત, નીતપાલ સન્યા ચલિય ॥”
('તુરં' ગહ=અંદૂક; કમાંન=કોકબાણુ; સેલ=બરછી; તોમર=જાતનું ભાલું; દાવ–કુહાડો) ઝગે–(સં झगझगाय ઉપરથી; અથવા दह् બાળવું ઉપરથી) ચળકાટ મારે ઝગે ...ઇંદુ–અલંકાર ઉત્પ્રેક્ષા. બે કાનમાં જાણે સૂર્ય (અર્ક) અને ચંદ્ર (ઇંદુ) ગોઠવાયા ન હોય એમ કુંડલનું તેજ પડતું હતું. સરખાવો 'નળાખ્યાન' દમયંતી વર્ણન, કડવું ૧૫–૮ 'આદિત્ય ઇંદુ એકેટી;' મદાલસા આખ્યાન કડવું ૧૧–૪ 'ઇંદુ આદિત્ય બે રહ્યા ઝળકે, અડકી રહ્યા છે ગોરે ગાલ લળકે.' લોલ–ચપળ, હાલતાં.

૧૩–૯ અગર દાઝે—સુગંધી અગુરુનો ધૂપ થતો હતો. સરખાવો લોકગીત, 'અગર ચંદનના રે ઓરડા, રૂપે જડીયાં છે કમાડ રે.' કેશરી-કેસરવાળું 'ચંદન'નું એ વિશેષણ છે.

૧૩–૧૦ ઓવારણાં લઈ (સં. उपचार; પ્રા. उपचारो; સરખાવો કાદમ્બરી अवतरणमङ्गल)–આવકાર આપી મોતી પુષ્પે મોતી એ જ ફૂલ–તે વડે વધાવે. મંત્ર મેલા–રાક્ષસની મલીન વૃત્તિને લીધે તામસ પ્રકૃતિના દેવોની એ આરાધના કરતા; તેમને રીઝવવાના મંત્ર પણ તેવા જ 'મેલા' હતા. મારણ ઉચ્ચાટન વશીકરણ વગેરે જેવી સાધનામાં મંત્રો પણ તેવા જ હીન અર્થના હોય છે.

૧૩–૧૩–૧૪ પાહાની—(સં पार्ष्णि; પ્રા. पाह्णी) પગની પાની સરખાવો નળાખ્યાન, 'પગ પાહાનીથી હાર્યો અળતો': કહેવત 'સ્ત્રીની બુદ્ધિ પાહાનીએ.' અહીં મંદોદરીએ એક શૂરી રજપૂતાણીને છાજે એવાં ઉત્સાહપ્રેરક વચનો ઇંદ્રજિતને કહ્યાં છે. પ્રસૂતા—માતા.

૧૩–૧૫ કરે ઉડવા મન આકાશ ઘોડા—અલંકાર અતિશયોક્તિ. દેખી છાંય—ચમકે—અહીં ઘોડાના જાતિસ્વભાવનું સાહજિક અને સ્વાભાવિક વર્ણન છે તેથી અલંકાર સ્વભાવોક્તિ.

૧૩–૧૬ જાણે અભ્ર આકાશમાં ચંદ્ર ચાલે—આકાશમાંથી આછી આછી વાદળી હોય અને ત્યાં ઝાંખી છાયામાંથી ચંદ્ર-

નીકળતો દેખાય તેવી રીતે—ઉત્પ્રેક્ષા બહુ સુંદર છે. નિકુંભના—રાવણની ઇષ્ટ દેવી.

૧૩-૧૮ ઉન્માદ—હર્ષનો, ઉત્સાહનો ઉભરો. મેઘનાદ—રાવણનો મોટો પુત્ર—એણે જન્મ સમયે મેઘના જેવો ગડગડાટ કર્યો હતો તેથી એવું નામ પડ્યું હતું. એણે સત્તર વાર ઇંદ્રને જીત્યો હતો તેથી તે 'ઇંદ્રજિત' કહેવાયો. યુદ્ધમાં રામ-લક્ષ્મણ સામે પરાક્રમ બતાવી તેમને નાગપાશમાં બાંધી લીધા હતા, અને મૂર્છિત કર્યા હતા. દેવીની સાધના કરી એક અભેદ્ય રથ મેળવવા એ યજ્ઞ કરતો હતો; વાનરોએ તેનો ભંગ કર્યો. પછી ત્યાં યુદ્ધ થયું અને લક્ષ્મણના બાણથી મરાયો. નવ નીર બોળે...—રથના આવા વર્ણન સાથે ગીતામાં આત્માનું સ્વરૂપ સરખાવવા જેવું છે—'नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः । न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुत ॥'

૧૩-૨૦-૨૧ એક કોસ ચોંડો—રથની ઊંચાઈ કરતાં લંબાઈ વધારે જોઈએ, નહિ તો તે ઊથલી પડે. ચોંડો (સં. चतुष्+पट્ટ ચોપડું, ચોવડું તે ઉપરથી હિન્દી ') પહોળો. કેસરિ (સં. केसर+इन) કેસવાળા અથવા વાળવાળા; બીજો અર્થ સિંહ. ત્રેલિયાં—તરીવાં; ગાડાને એક કરતાં વધારે જોડ જોડે છે ત્યારે આગલી જોડને જેમાં જોડે છે તે. હેમરાશે—(સ. रश्मि; પ્રા रस्सि રાસ) સોનાની લગામ વડે; ગુજરાતીમાં 'રાશ' બોલ સ્ત્રીલિંગમાં છે.

૧૩-૨૨ સૂતાર—(સં. सूत्रधार; પ્રા. सुत्ताह)—સૂતરની દોરી વડે ઓળંબાથી, માપ વગેરે લે છે તેથી). યુદ્ધની તૈયારીમાં કારીગરો પણ સાથે રાખવામાં આવતા, જેથી દુરસ્તીનું કામ તરત થઈ શકે.

૧૩-૨૪-૨૫ મધુ માંસ—મધ અથવા મદ્ય અને માંસ. ઇદ્ર-ચાપ—ઇંદ્રનું ધનુષ્ય, મેઘધનુષ્ય છે. મીટ માંડી—(મ. मिष् મીંચવું ઉપરથી निमिष, निमेष, શબ્દ આ ધાતુ ઉપરથી છે. જેમ दश જોવું ઉપરથી दृष्टि તેમ मिष् ઉપરથી मिष्ट—તેનું मिटि અને 'મીટ' થયું) દૃષ્ટિ કરી, જોયું.

૧૩-૨૬ રુદ્રરૂપ...વખાણે-અલંકાર અતિશયોક્તિ. મેરુ-શૃંગ જાણે-આખું, ઊંચું એવું મેરુ પર્વતનું શિખર જ જાણે ચાલીને આવતું ન હોય એમ-અલંકાર ઉત્પ્રેક્ષા. લોચને ચાલ્યાં લોહી-રાતાન, ક્રોધ અને વૈરભાવને લીધે આંખમાં લોહી તરી આવ્યું (રૌદ્ર રસ). લોહી-(સ. लोहितं रातुं; અપ. लोहिड) રુધિર.

૧૩-૨૭ વિભીષણ—રાવણનો નાનો ભાઈ; એણે રામને સીતા પાછી આપવા શિખામણ આપી એટલે રાવણે તેને લાત મારી કાઢી મૂક્યો હતો. તે રામને જઈ મળ્યો અને રાવણની સર્વ ગુપ્ત વાતથી રામને જાણીતા કર્યા. રાવણને માર્યા પછી લંકાનું રાજ્ય એને મળ્યું હતું. વિભીષણ રામના પક્ષમાં ન હોત તો રામનો વિજય શંકાભરેલો હતો એ ભેદુ મળવાથી જ રાવણનું રાજ્ય લૂંટાયું: તેથી કહેવત ચાલે છે કે 'ઘર ફૂટે ઘર જાય.'

૧૩-૨૯ જયમંગલ, હંસલો, જય અને વિજય-એ ચાર રાવણના રથના અશ્વનાં નામ છે. પ્રખ્યાત યોદ્ધાઓના ઘોડાઓનાં નામ પણ ખ્યાતિ પામ્યાં છે. 'શાહનામાહ'માં રુસ્તમ પહેલવાનના ઘોડાને 'રક્ષ' કહે છે; રાણા પ્રતાપનો ઘોડો 'ચેતક' હતો; રા'ખેંગારનો ઘોડો 'હંસલો' કહેવાતો.

૧૩-૩૦ ચંગ—પિત્તળની નાની વાટકી જેવું વાદ્ય; એની 'જોડ' હોય છે.

૧૩-૩૧-૩૨—પડા-(સં. पटहः પ્રા. पडहो) ઢોલ 'પડો વગાડવો' શબ્દ પ્રચલિત છે. તુરંગી-(?). શીંગી-શૃંગ-શીંગડાનું વાદ્ય. પિંગ પિંગ-તે પ્રકારના ધ્વનિનો સૂચક શબ્દ.

૧૩-૩૩-૩૪ નેજા-(ફા) નાની ધજા; ભાલાને લટકાવેલી તે. ચળે ચંદ્ર...લંકાનાથ-અલંકાર અતિશયોક્તિ. લાલા-(ફા. લઅલ-માણેક ઉપરથી) રાતામાતા. ચતુરંગી-(સં. चतुर्+अंग)

હયદળ, પાયદળ, રથદળ અને ગજદળ એ ચાર સૈન્યનાં અંગ કહેવાય છે-તે સમેત સેના.

૧૩-૩૫ ગૌખ—(સં. गवाक्ष; પ્રા गवक्खु ) છજામાં પડતી બારી. અહીં રાવણના યુદ્ધપ્રયાણનું વર્ણન ઘણું સુંદર અને આંખ આગળ ખડું થાય તેવું ચિત્રાત્મક છે સપ્ત ઋષિ–ગૌતમ, ભારદ્વાજ, વિશ્વામિત્ર, જમદગ્નિ, વસિષ્ઠ, કશ્યપ અને અત્રિ–એ સાત; કેટલાક પ્રમાણે મરીચિ, અંગિરા, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને વસિષ્ઠ–એમ સાત છે; એ નામનું સાત તારાનું ઝૂમખું. વેણુ—( वीणा ) બે તુમ્બાનો સિતાર; સરસ્વતી અને નારદનું ખાસ વાદ્ય.

૧૩-૩૯—કામધેન ( कामधेनु ) કામનાને પૂરનારી ઇંદ્રની ગાય ( મધ્યમપદલોપી ).

---

## કડવું ૧૪ મું

આ કડવાનો ઢાળ સાતમા કડવા સાથે સરખાવવા જેવો છે. વાનરસેનાના બધા નાયકો, એકકે અપવાદ સિવાય 'પર્વત ઉપરના જ રહેનાર' છે એમ જણાય છે. એ 'વાનર' એ પર્વતની તળેટીમાં રહેતી અર્ધસંસ્કૃત પ્રજા તો ન હોય? વાલ્મીકિ રામાયણ–યુદ્ધકાંડ સર્ગ ૩૭ માં લંકા ઉપર હલ્લો અને રામસેનાની તૈયારી વર્ણવ્યાં છે. ત્યાં શ્લોક ૩૩ થી ૩૭ માં રામ કહે છે: "આ સંગ્રામમાં કોઈ પણ વાનરે મનુષ્યસ્વરૂપ ધારણ કરવું નહિ; કારણ કે 'વાનરસેના' એ આપણી સંજ્ઞા છે" ફક્ત (શ્લો. ૩૪–૩૫) રામ, લક્ષ્મણ અને ચાર મંત્રીઓ સહિત વિભીષણ એટલા સાત જ 'મનુષ્યો' તરીકે ફરતા હતા.

વાનર સંસ્કૃતિનાં ધામ જેવા 'પર્વત' અને 'અસલ'ની ભૂગોલ સમજવા જેવી છે.

આ કડવામાં ગણાવેલી 'અઢાર પદ્મ' વાનરની સંખ્યાનો મેળ એકકે પ્રતમાં મળતો નથી કોટિ અને લાખના આંકડામાં બધે, કોઈ

પણ ધોરણ વગર, ફેરફાર કરેલો મળી આવે છે. તેથી બધી પ્રતોનો આધાર લેઈ 'વાનર જોદ્ધા પદ્મ અઢાર'નો મેળ અહીં બેસાડ્યો છે

રામસેનાના 'કોટિપતિ' નાયકનાં નામ આ પ્રમાણે છે: વિનત, તાર, મયંદ, ગવાક્ષ, નલ નીલ, સુષેણ, ઋષભ, ગંધમાદન શતબળ, કેશરી, જાંબવાન, હનૂમાન, દધિમુખ, પશુાથ, પ્રમથ, સુનાભ, મહાબળ અને રિપુમર્દન. 'પદ્મપતિ' નાયકનાં નામ વજ્ર, અંગદ અને સુગ્રીવ છે

૧૪–૨ કિષ્કિન્ધા–સુગ્રીવની રાજધાની. ૧૪–૮. ધન્વન્તરીનો અવતાર–સુષેણ લક્ષ્મણને રાવણની સાંગ વાગવાથી મૂર્છા આવે છે, ત્યારે દ્રોણાચલ ઉપરથી ઔષધી મંગાવી આ સુષેણ જ તેનો રસ છાંટી લક્ષ્મણને સજીવન કરે છે.

૧૪–૨૩ વૈષ્ણવજોદ્ધો–વિભીષણ; પરમભાગવત વૈષ્ણવોમ એની ગણના છે; સરખાવો પાંડવગીતા : "प्रह्लादनारदपराशरपुंडरीकव्यासाबरीषशुकशौनकभीष्मदाल्भ्यान् ॥ रुक्मांगदार्जुनवसिष्ठविभीषणादीन् । पुण्यानिमान्परमभागवतान्स्मरामि ॥

---

## કડવું ૧૫ મું

આ કડવામાં લક્ષ્મણ પ્રથમ યુદ્ધે ચઢે છે. બહુ પરાક્રમ દાખવે છે અને દંદ્વયુદ્ધ જામે છે; પછી વાનરસેના જોર ઉપર આવતાં રાવણ કોપે છે: "કો મારી સેનામાં જોદ્ધો નથી?"—એમ રાવણને બોલતે સાંભળી ઇંદ્રજિત રણભૂમિ ઉપર આવી ચઢે છે અને અદ્ભુત શૌર્ય દાખવે છે છેવટ નાગપાશથી લક્ષ્મણ, રામ અને બધી રામસેનાને બાંધી, ઇંદ્રજિત વિજયી થાય છે

**૧૫–૧ પરમારથ વાનર ઉદ્યમી**—અહીં વાનરોની નિઃસ્વાર્થ સાહાય્યને રામ વખાણે છે. **ટમટમી**—અધીરાઈથી વાટ જોતી; શબ્દ ઘણો અર્થસૂચક છે.

– ૨ **અસૂર**—(સ. असुर—स योऽसुरौ दिवालके; સૂર્ય જતે

સ્થો હોય ત્યારે, એટલે મોઢું; મરાઠી સ્થિર ) મોઢુ: સરખાવો અભિમન્યુઆખ્યાન કડવું ૩૪-૯ 'સંગ્રામ કરવાને થાય છે અસુર, કૌતુક કરશે માહારું શુર.' ગઈ સીતા...સંભારિયે—રામ લક્ષ્મણને પાનો ચઢાવીને કહે છે કે 'તમારા બાહુના બળથી બાણ ફેંકવાની વિદ્યા બરાબર સાર્થક થાય તેમ વાપરો અને સીતાને પાછી લાવો.'

૧૫-૫ હનુમાન ઉપર લક્ષ્મણ ચઢયો—ઇંદ્રજિત, રાવણ, કુંભકર્ણ વગેરે મોટા મોટા યુદ્ધરથ ઉપર ચઢીને લડવા આવે છે; ત્યારે એવા પ્રકારની સાધનસામગ્રી વગરના રામલક્ષ્મણ ફક્ત સાદાં હથિયાર વડે લડે છે. તેથી જ અહીં હનુમાનની મજબૂત પીઠ ઉપર ઊભો રહીને લક્ષ્મણ લડે છે એમ કહ્યું છે.

૧૫-૫ વજાડે ગાલ—રાક્ષસ સેના પાસે વગાડવાને જુદાં જુદાં રણસંગીત અને રણવાદ્ય હતાં; વાનરો પાસે તો એમાંનું કશું નહોતું તેથી 'વજાડે ગાલ' એમ કહ્યું છે. પણછમુખ વાગે-(સં પ્રત્યંચા; હિંદ્ય પઇંચા) ધનુષ્યની દોરી( પ્રત્યંચા )નો ટંકાર થતો.

૧૫-૭ પાડે તાળી—અહીં સ્વભાવોક્તિ છે. જુઓ કડવુ ૩-૧૦ વાંકાં પૂંછ શું મણિધર કાળી–પૂંછડાની લંબાઈ, ચળકતો કાળો રંગ અને તેનાં પાતળાં ગૂંચળાં ઉપરથી કવિ ઉત્પ્રેક્ષા કરે છે કે જાણે તે કાલીય નાગ જ ન હોય!

૧૫-૮ ઉભે દળ—બન્ને સૈન્ય. થયાં ચકચૂર—( સં. ચૂર્ણ ઉપરથી ચૂરો-દ્વિરુક્તિ ) તારાજ થયાં; અથવા પ્રચલિત અર્થ લઈએ તો એકતાર થઈ ગયાં, લડવામાં ગૂંથાયાં.

૧૫-૯ થયા એકાકાર—સેળભેળ થયા. શકે ફરી મંડાશે સંસાર—જાણે જગતની ઉત્પત્તિ ફરીથી થવાની હોય અને તેને માટે પ્રલય થતો ન હોય! અલંકારઉત્પ્રેક્ષા. દ્વંદ્વયુદ્ધનો ઘોર સંગ્રામ પછીની ટૂંકોમાં વર્ણવ્યો છે.

૧૫-૧૦ લથબથ—( લાત અને બાથ ) બથંબથ્થા પર આવી ગયા. અહીં રૌદ્ર અને ભયાનક રસનાં વર્ણન છે. સૈન્યમાં મારામારીને

લીધે કોઈના હાથ, કોઈના પગ, કોઈનાં માથાં, કોઈનાં ધડ એમ વિવિધ અવયવો કપાઈ ને રણમાં રઝળે છે; અને તેથી રણક્ષેત્ર ભયાનક લાગે છે–એમ વર્ણન છે.

૧૫-૧૨ શું શું મેદ માંસનાં ઉગ્યાં ક્ષેત્ર—જાણે માસ અને ચરબીનાં જ ખેતર હોય એમ દેખાતું; અલંકાર ઉત્પ્રેક્ષા.

૧૫-૧૩ મસ્તકવોહોણા વઢે કબંધ—લઢતાં લઢતાં માથું કપાવા છતાં ધડ લઢવા મંડયાં. મહાદ્દંદ–દ્વંદ્વયુધને લીધે ભારે દોડાદોડ થઈ રહી અને તેથી ધૂળ ઊડી રહી દિવસ રાત ન જાયે વદી (પાઠાન્તર) અલંકાર અતિશયોક્તિ. ખળકે વહે–'ખળકે' શબ્દથી વહેવાનો વેગ અને ઘોધનો ધ્વનિ નીકળે છે. શોણિતની નદી–લોહીની જાણે નદી વહેવા માંડી. 'રણ નદી, એમ પણ કવિઓ લખે છે સરખાવો પ્રેમાનંદકૃત અભિમન્યુ આખ્યાન કડવું ૫૨– "રૂધિરની નદી ભયાનક ખલકે વહેતી જાતી. કુંજરનાં મસ્તક કાચબા સરખાં, મીન વીરનાં લોચન; ભડના ભૂજ ભુજંગ સરખા, માથા–વિનાનાં તન. સેવાળ વાળ વીર શીરના, છોળ રૂધિરના છાંટા; પડે પાળા પ્રાક્રમી, અટવાયે આંતરડાંના આંટા. માંસ પાળ બાધી બે પાસે, એવી ભયાનક નદી શુ કહું જનમેજે રાજા! મુખે વાત નવ જાય વદી!" કડી ૯ થી ૧૨.

મહાધંધ—ધંધ—ધાંધળ.

૧૫-૧૪—વપુ......સ્વેદની—શરીર ઉપરથી પરસેવાના રેલા ઊતરતા. લોહદંત કડકડે—અહીં વાનરસ્વભાવોક્તિ છે લોખંડના હોય એવા વાનરના મજબૂત દાંતની ચીચીયારી થતી હતી.

૧૫-૧૫ ક્ષિત અંબર શું ચઢીયાં ચાક—જાણે પૃથ્વી અને આકાશને ચાક ઉપર ચઢાવ્યાં હોય ને જેવો ઘોર અવાજ થાય એવો હનુમાનની હાકનો અવાજ થયો. અલંકાર ઉત્પ્રેક્ષા; સરખાવો અભિમન્યુ આખ્યાન કડવું ૪૬-૫ 'અસ્યા એક બાણે એકવો, પૃથ્વી ચઢાવું ચાક' આ ટૂંકથી દ્વંદ્વયુદ્ધની જોડનાં નામ ગણાવ્યાં છે. સૌ

પોતપોતાનો સમોવડીઓ અને સરખા બળવાળો યોદ્ધો ખોળી લે છે.

**બાઝયા**–( સં. बध्यते : પ્રા. बज्झइ ) લડયા; વળગ્યા.

૧૫–૨૧–૨૩ **હરિ**–વાનર. **વાધ્યા જુધે...**સમુદ્ર–અલંકાર ઉપમા. **પર્વણિ**–( સ. पर्वन् ની સાતમી વિભક્તિ ) પૂનમ–વાધે આગળ ધપે અને ધસે. **પ્રલૈસે રામે**–અહીં એ સમાન સ્વર અ, અ, સાથે આવવાથી તેને બદલે અસવર્ણ સ્વર 'એ' થયો છે. જયમ **પ્રલૈસે ..રામચંદ્ર**–અલંકાર ઉપમા.

૧૫–૨૪–૨૫ **ક્રોધે પરજળી** ( સ. प्र. + ज्वल ) ક્રોધથી બળી રહેલો એવો. **હેલામાં**–સહેજમાં. રમતમાત્રમાં, જુઓ કડવું ૧૦–૧૦; સરખાવો અભિમન્યુઆખ્યાન કડવું ૨૪–૧૭ 'હાથેવાળો **હેલામાં** મળ્યો રે'.

૧૫–૨૬–૨૭ **હરિનો ઉતારું ઉન્માદ**–વાનરાને પાંશરા કરું. **ગયો ઉંચો રવિમંડલ લગે**–અલંકાર અતિશયોક્તિ. **અમિત**–જેનું માપ કાઢી ન શકાય એવું; અસંખ્ય કાળરૂપ કોપ્યો ઇંદ્રજિત–અલંકાર રૂપક.

૧૫–૨૮–૨૯ **શાખામૃગ**–ઝાડની શાખા ( ડાળી ) ઉપર પણ મૃગની ત્વરાથી કૂદી શકે તે–વાનર. **થયા નિપાત**–માર્યા ગયા. **મોઝાર**–[ સં. मध्य+अगार, પ્રા. मज्झार જૂની ગુ. 'મુઝારિ']–માં: આ શબ્દ કવિતામાં જ વપરાય છે.

૧૫–૩૦–૩૧ **મોહ પરભવતો નથી.**—( સં. परि+भू હરાવવું ) 'મોહ તમને હરાવે એ સંભવતું નથી'. **ભડજન** ( સ. भट–ભડ ) યોદ્ધાઓનો સમૂહ. **કડાજૂડ**–( સ. कटक–કડું +यत જોડવું, સાંધવું ) જેમ કડું સાંધેલું હોય અને તેમાંથી કોઈ નીકળી શકે નહિ તેમ સજડ.

૧૫–૩૨ **સરપબાંધ્યાં તપે કાપે દિલ**–સરપનાં ઝેર લીધે વાનરને શરીરે તાપ લાગ્યો. ( પાઠાન્તર. )

૧૫–૩૫–૩૬ **સીતા જીત્યાની મૂકે આશ**—આ લીટી રામ અને સીતા બન્નેને સરખી લાગુ પડે છે. **વાયક**–( वाक्यनो વર્ણ-

'નિજ, સાધન બળે, જે.થયો બ્રહ્મનો હંસ.'–પડયા ઉગર્યાની ન પડે પ્રીછ-સમજ ન પડે: અહીં, લડાઈનો આબેહૂબ ચિતાર ખડો થાય છે.

૧૫–૫૫ આ કડીમાં ગાઢો બીભત્સ રસ છવાઈ રહ્યો છે. ઓઘરાળા–(સં. ઓઘ સમૂહ, વહેણુ)–રેલા, નિંગાળા.

૧૫–૫૬ વાળ્યો દાટ–(સં. દંશ્; પ્રા. દટ્ટો) નામનિશાન ન રાખ્યું; સરખાવો પ્રેમાનંદકૃત 'મામેરું,' કડવું ૭, ડાટ વાળ્યો રે, ડોસીએ ડાટ વાળ્યો રે'. ઉચાટ-ઊંચો-જીવ.

૧૫–૫૮ વિરથ–રથ વગરનો.

૧૫–૫૯ પાળો–(સ. પાદ ઉપરથી) પગ ઉપર. અહીંથી કવિ અતિશયોક્તિવાળા સુંદર વર્ણન ઉપર ઊતરી પડયા છે. કુંભકર્ણના વિરાટ શરીરમાં મોટા બેટ જેવડું પેટ છે. તેમાં વાનરો કેમ ફેરા ફરે છે અને પરસ્પર અફળાય છે તેનાં વર્ણન ભારોભાર હાસ્યરસનાં છે.

૧૫–૬૦ હનુમાન જાતે કુંભકર્ણના હાથમાં આવીને પડે છે. બાકી એ ચપળ વાનર વિશાળ કુંભકર્ણના સપાટામાં આવે એમ નહોતો.

૧૫–૬૧ ગ્રસ્યો–(સં. ગ્રસ્) ગળી ગયો, કોળીયો કર્યો સરખાવો પ્રેમાનન્દકૃત 'નળાખ્યાન' કડવું ૫–૧૫: 'ગાળ્યાં હશે હીમાળે અસ્થ, ગ્રસશે દમયંતીનો હસ્ત.' તથા શબ્દ 'ખગ્રાસ.'

૧૫–૬૨ વાડીવાળો–અશોકવાડી લૂંટનાર હનુમાન; એનું આ પરાક્રમ રાક્ષસોને બહુ ખૂંચતું હતું. તેથી તેમનું સૈન્ય હવે હરખાય છે.

૧૫–૬૩ કૂખ–(સં. કુક્ષિ). અફળાય–(સ. આ+સ્ફાલ્) અથડાય; બીજો પાઠ 'અકળાય'–સ્પષ્ટ છે.

૧૫–૬૪ દુર્ગંધ વાસના ...બેટ—અલંકાર પૂર્ણોપમા. પેટને સાગરનું રૂપક આપવા માટે સરખાવો ભાલણ 'કાદંબરી પૂર્વ-ભાગ' પૃ. ૨૮: 'ક્ષુધા કરી અતિ ઊંડૂં' પેટ, મુનિ પીધું મહિરાવણુ બેટ.' 'બેટ' નો અર્થ 'ન્હાનો' એમ કરવો પડે. ઝંખજાળ–ઝાંખરાનાં જાળાં.

૧૫-૬૬ ઉદર માંહે અજવાળું...... શોણિત વહ્યું—અહીં અદ્દભુત રસ છે.નદીપેં શોણિત અદ્દકું વહ્યું—અલંકાર અતિશયોક્તિ. પે—(સં. પાર્શ્વ ઉપરથી પાસિં પાહિં, પાઇ, પે—એ રીતે ઉત્ક્રાન્તિ થઈ હોય એમ સંભવે છે.) ના કરતાં; ને મુકાબલે. જયમ મોહોટા ઘરને ભજયું-જેમ મોટા ઘરને અજવાળા માટે બારી અને છજું હોય છે તેમ કુંભકર્ણના મોટા અંધારા પેટમાં છિદ્ર પડવાથી બારી અથવા છજું મૂક્યું હોય એમ અજવાળું થયું; અલંકાર ઉપમા. ભજયું-( સં —मज्ज આશ્રય લેવો,—ના ઉપર આવવું-ઉપરથી. ) .

૧૫-૬૭—અહીં અતિશયોક્તિની પરિસીમા બતાવી છે.

૧૫-૬૮-જયમ કુંજરને સાહે કેશરી- અલંકાર ઉપમા. કેશરી સિંહ. લઘુલાઘવી-શરીરને સંકોચાવી નાનું કરવું તે.

૧૫-૭૦-૭૧ ખૂટે—( સં. कुण्ठितम्) ચૂંટ. રૂધિરધારા... ગિરિપતિ—આ ઉત્પ્રેક્ષા ઘણી સુંદર અને હૃદયંગમ છે. વાલ્મીકિ 'રામાયણ' યુદ્ધકાંડ, સર્ગ ૬૭માં આ જ ઉત્પ્રેક્ષા સાંગોપાંગ નજરે પડે છે. ધાતુ ગેરુ વગેરે; જેમ શિખર ઉપર વરસાદ પડે ને તેથી પર્વત ઉપરથી ગેરુ જેવી ધાતુઓ ધોવાઈને રાતાં ઝરણ વહે તેમ; વિશાલ કુંભકર્ણના માથા ઉપરથી લોહીના રેલા ઊતરતા હતા.

૧૫-૭૩ પદબંધ કરું—(સં. पदबद्ध) કવિતામાં લખું. અહુમેવ-અભિમાન, અહંકાર.

૧૫-૭૪ પાટુ-(સં. पाद+ आवृत्ति ?)લાત.

૧૫-૭૫ મસ્તક પડતાં કંપી ધરા—અલંકાર અતિશયોક્તિ. લંકા કોટના પડ્યા કાંગરા—આ વર્ણન સાથે સરખાવો પૂતનાવધનું વર્ણન—'દશમ સ્કંધ' કડવું ૨૩ 'બહુ વૃક્ષ, ગોપનાં છાપરાં રે, પડતાં ચૂરણ થાય!'

૧૫-૭૭ વિધ્રે— (સં. व्यग्र) અસ્થિર, અસ્વસ્થ. જુઓ કડવું ૧૭-૬.

## કડવું ૧૬ મું

આ કડવામાં આવતો, માયાવી સીતાવધનો પ્રસંગ, મૂલ 'રામાયણ' યુદ્ધકાંડઃ સર્ગ ૮૧ માં છે.

**૧૬-૧ સેનઘટા**—સૈન્યનો ગાઢો સમૂહ. **આવર્યું**—(आवृ) ઢાંકી દીધું.

**૧૬-૩ માયા તણી સીતા**—અહીં આબેહૂબ બનાવેલા પૂતળાંથી, ભૂલાં પડાય એવી સાદૃશ્ય કલા બતાવવામાં, રાક્ષસોની શિલ્પકલા માટે ઊંચો અભિપ્રાય બંધાય છે.

**૧૬-૪ આપ**—(સં. आत्मा, પ્રા. अप्पा अत्ता) પોતાપણું સરખાવો 'અભિમન્યુઆખ્યાન' કડવું ૨૬ 'જાણ્યું વિપ્ર તે મૂક્યાં આપ, છે આગળનું આગળ પાપ' અને રણયજ્ઞ ક. ૨૫-૩૪ 'મંદોદરી વિલપે ઘણું, વળી અવની પછાડે આપ રે.' કડવું ૧૮-૧ 'વ્રત કરી કયમ કર્યું આપ?'

**૧૬-૫ કારમી**—(સં. कृत्रिमम्; દેશ્ય कारिमम्), સાચી નહિ તે; બનાવટી. **પતિત**—(पत् પડવું) નીચે પડેલો, પાપથી પડેલો.

**૧૬-૬ જુગત કરતા સોય**—સો યુક્તિઓ કરતા હતા.

**૧૬-૯ હનુમાનને મુરછા થઈ**—અહીં હનુમાનની સ્વામીભક્તિ ધ્વનિત થઈ છે. **મોહ પામ્યા જુગદીશ**—રામનો મતિભ્રમ થયો રામનો મનુષ્યસ્વભાવ બતાવ્યો છે. અહીં દેવનો નિર્વિકાર સ્વભાવ રામને માટે નથી વર્ણવાયો; અને તેથી જ રામચરિત્ર વધારે રસિક અને લોકપ્રિય થયું છે. વાલ્મીકિને મન પણ, રામ મનુષ્ય હતા, દેવ નહોતા.

**૧૬-૧૧ વાનરનો પોહોત્યો સ્વાદ**—(સં. प्राप्तकं, પ્રા. पत्तउं પરથી પુહુત્ત; અને જૂ. ગૂ. માં પુહુત) -ઇચ્છા પૂરી થવાથી સંતોષ

૧ બીજો પાઠ 'અબેનો' એમ છે; ત્યાં 'યુદ્ધમાં બલિદાન મળવાથી હરખાતી મહાકાલિ' એમ અર્થ થાય.

૧૬-૧૨ પુરુષ પુરાણ—બ્રહ્માંડમાં સૌથી જૂનામાં જૂનો, વિષ્ણુ. સરખાવો ગીતા, અ. ૧૧ શ્લો. ૩૮ त्वमादिदेवः पुरुषः पुराणः ।

૧૬-૧૫-ના સમાય ઘટમાં સંધ—જેમ ઘડામાં આખો સિંધુ (દરિયો) સમાય નહિ તેમ-અલંકાર ઉપમા: બીજો પાઠ 'સીપમાં ન રહે સંધ' છીપોલીમાં સિંધુ સમાઈ શકે નહિ. એ અર્થ પણ સારો છે.

૧૬-૧૭ સૂરજમંડળ લગે જઈને...સંગ્રામ—અતિશયોક્તિ; સરખાવો કર્મણમંત્રી કૃત 'સીતાહરણ' ટૂંક ૨૮૮, ૨૮૯. 'લક્ષ્મણ ઉપરિ બાહુ; સૂર્ય થકી તિહાં ઊંચું વાધ્યુ, ઈંદ્રજિત મિઉં હેડું.'

૧૬-૨૦ અહીં રામનો મનુષ્યસ્વભાવ ધ્વનિત છે રામ એક પ્રાકૃત-પામર મનુષ્યની પેઠે નાસીપાસ થઈ ને આવા ઉદ્ગાર કાઢે છે.

૧૬-૨૨ બાપ-'પિતા' એ અર્થમાં વપ્પ દેશ્ય શબ્દ છે. લાડમાં પુત્રાદિકને 'બાપ' કહેવાય છે.

## કડવું ૧૭ મું

૧૭-૨ આપ્યા વાજ રે—જુવો કડવું ૧૦-૯. ૧૭-૪ સંન્યાસ-સકામ કર્મનો

ત્યાગ ૧૭-૭ પરિશોધ-વિચાર, નિર્ણય.

૧૭-૯ મેઘનાદ સાગર કેમ પીધો રે-સાગર પીવો એ અશક્ય અને અઘરું કામ કહેવાય; તેમ ઇંદ્રજિતને જીતવો એ એટલું જ દુર્ઘટ કાર્ય હતું. અલંકાર રૂપક.

૧૭-૧૦ કહિયે-ક્યારે.

૧૭-૧૧ આપ પ્રજાળ્યું—દેહ કષ્ટ કર્યું. સાલ-(સં. शल्य) ખૂંચતું દુઃખ. આજ સીતા ગયું રત્ન વાળ્યું રે-આજ હવે

એમ લાગે છે કે સીતારૂપી રત્ન હાથમાંથી ગયું છે તે જાણે તમે પાછું આપ્યું.

---

## કડવું ૧૮ મું

આ કડવામાં લક્ષ્મણની વ્રતચર્યાના અહેવાલ ઉપરથી એની નીતિમત્તાનો ઊંચો ખ્યાલ આવે છે. એક વડીલ ભાઈ પ્રત્યે માન અને તીવ્ર આજ્ઞાપાલકતા, આચાર સાથેનો વિવેક અને માનસિક ધર્માચરણનું કઠણ વ્રત—એ લક્ષ્મણના અખંડ જીવનમાં અને ખાસ કરીને વનવાસના જીવનમાં એકસરખા જ્વલંત ચારિત્ર્યનું દૃષ્ટાંત રજૂ કરે છે. કાયિક, વાચિક અને માનસિક એવું અચલ શુદ્ધ બ્રહ્મચર્યવ્રત અને સીતા પ્રત્યે 'સુમિત્રા સરખી સીતા માન'ના જેવો પૂજ્ય અને પવિત્રભાવ—લક્ષ્મણના જીવનમાં આગળ તરી આવે છે. સીતાહરણ પછી, રાવણનું જટાયુ સાથે યુદ્ધ થતું હતું તે વખતે, સીતાએ ફેંકેલાં કેયૂર અને નેપૂર રામના હાથમાં આવે છે; રામ લક્ષ્મણને તે બતાવે છે ત્યારે નૈષ્ઠિક બ્રહ્મચારીનો ઉત્તર છે કે, 'नाहं जानामि केयूरं नाहं जानामि कुंडलम्। नूपुरं चैव जानामि नित्यं पादाभिवन्दनात्॥' ભ્રાતૃપત્ની તરફ પણ ઊંચી દૃષ્ટિએ જોવું ન જોઈએ એવા હિંદુધર્મશાસ્ત્રના આદેશ પ્રમાણે વર્તનાર લક્ષ્મણના આ વાક્ય જેવું સુંદર વાક્ય અન્યભાષાના સાહિત્યમાં ભાગ્યે જ હશે.

૧૮–૧ લોચન ટપકે આંસુ નીર—અહીં રામનો ભ્રાતૃભાવ ઝળહળી રહ્યો છે બીજા પાઠ પ્રમાણે સ્નેહથી ગદ્‌ગદ થવાથી, આંખ અને નાકમાંથી પાણી ઝરે છે. માદ્રોદર–સરખા ઉદરમાં જન્મેલા તે [illegible]—ભાઈ (બહુવ્રીહિ) મંત્રી–રામનો સલાહકાર. બીજો પાઠ [illegible] બાપ'–સુમિત્રાનો પુત્ર

૧૮–૪ ભ્રાન્તિએ હરી–ભૂલથી.

૧૮–૬ બદરીફળ—બોર. ૧૮–૭ રમરણા થઈ–સાંભરી

આવ્યું. મસ્તક ધૂણી દંતે જીભ્યા ગ્રહી—ભૂલ થવાથી, અને મહા અનિષ્ટ થયું એમ લાગવાથી દાંત વડે જીભને કચરી, બોલતી અટકાવી–આ સામાન્ય મનુષ્યવર્તન છે. સરખાવો અભિમન્યુઆખ્યાન કડવું ૧૫–૧૮ 'નણદે જીભ કરડી ત્યાં દંત રે, ભાભી ક્રોધી તમારો કંથ રે.' બાધિક–બાધ કરેલું, નિષિદ્ધ.

૧૮–૯ દક્ષિણ અંગે હું, મધ્યે અવિનાશ, સીતા સૂતાં ડાબી પાસ—અરણ્યમાં રાક્ષસની બીક: તેથી રામ, સીતા અને લક્ષ્મણ સાથે જ સૂતાં. રામજીમંદિરોમાં મૂર્તિઓનો અનુક્રમ આ પ્રમાણે જ હોય છે. સરખાવો 'રામરક્ષાસ્તોત્ર': "दक्षिणे लक्ष्मणो यस्य वामे च जनकात्मजा । पुरतो मारुतिर्यस्य तं वन्दे रघुनन्दनम् ॥"

૧૮–૧૦ બીજો પાઠ 'અજાનબાહુ લાંબો અત્યંત'–આજાન-ઢીંચણ સુધી પહોંચે એવો લાંબો હાથ; પણ અહીં પુનરુક્તિદોષ આવે છે.

૧૮–૧૧ વિવેક લહ્યો—સારાસાર વિચાર કર્યો. ૧૮–૧૨ સ્રીનું મન હોય ચંચળ ઘણું—કપટ વસવાનું કારણ 'સ્રીનું મન હોય ચંચળ ઘણું' એ વાકયમાં આપ્યું છે. તેથી અલંકાર કાવ્યલિંગ. જાનકી નિશ્ચે તજશે દેહ—પરપુરુષનો સ્પર્શ થવાથી જાનકી દેહ ધારણ નહિ કરી શકે. અશોકવાટિકામાં હનુમાન એંધાણીની વીંટી લઈ સીતા પાસે આવે છે ત્યારે કહે છે કે, "રામચંદ્ર થોડા સમયમાં સૈન્ય લઈને આ તરફ આવી પહોંચે છે; અથવા, આજ ઘડીએ તમે આવતાં હો તો મારી પીઠ ઉપર બેસી જાવ, હું સમુદ્ર ઓળંગી રામ પાસે તમને લઈ જઈશ." ત્યારે સીતાજી પ્રત્યુત્તર આપે છે કે 'એક તો રામનો યશ, તેમ કરું તો ઓછો થાય; અને બીજું, રામ સિવાય પરપુરુષનો સ્પર્શ મારાથી થઈ શકે નહિ; (રાવણના સ્પર્શ વખતે તો હું પરાધીન-વિવશ હતી)"—આ ઉપરથી જણાશે કે લક્ષ્મણની ઉક્તિ યથાર્થ છે.

૧૮–૧૩ સંસર્ગ પાતક—સંસર્ગ-સ્પર્શાસ્પર્શનું પાપ પાતક

–(પાડનારું માટે) પાપ. સુમિત્રા–લક્ષ્મણની માતા. પ્રાશ્ચિત્ત–(प्रायश्चित्त) કરેલા પાપકર્મના ક્ષય માટે શાસ્ત્ર પ્રમાણે કરવાનું તપઃકર્મ–જુઓ મનુસ્મૃતિ] "प्रायो नाम तपः प्रोक्तं चित्तनिश्चय उच्यते। तपोनिश्चयसंयुक्तं प्रायश्चित्तमिति स्मृतम् ॥"

---

## કડવું ૧૯ મું

આ કડવામાં કવિએ ઈંદ્રજિતના યજ્ઞભંગનો પ્રસંગ વર્ણવતાં હાસ્યરસની જમાવટ કરી, કાવ્યમાં ખૂબી આણી છે. મૂલ વાલ્મીકિ રામાયણમાં ૮૭મા સર્ગમાં આ કથા છે. ઘોર યુદ્ધના વર્ણન પછી જાણે ઘડીભર છુટકારાનો શ્વાસ આપણે લેતા હોઈએ એમ આ વાંચતાં લાગે છે.

૧૯–૧ બીજો પાઠ 'રઘુનંદન મન ઉપની **રળી**'—આનંદ; સરખાવો ગીતગોવિંદ—'સાંજે, સ્વાગતમાં પ્રભુ છુડવતા પૂરો તમારી '**રળી!**' પ્રશંસા વખાણ.

૧૯–૪–૬ જતિ–(यति) યમ, નિયમ પાળનાર, વાહાણું—(સં. विमानक; પ્રા. विहाणउ) સવાર.

૧૯–૭ આરક્ત–રહેજ રતાશવાળાં, **કરી** પરિધાન—પહેરીને.

૧૯–૮ મગ—(સ. मुद्ग પ્રા मुग्ग) એક અનાજ જે હવિષ્યાન્ન કહેવાય છે. બાકળા–(સ. बाक्कल) બાફેલા મગ અડદ; સરખાવો કહેવત 'ભૂતને બાકળા નાખવા: સરખાવો 'પ્રબોધચિંતામણિ' (પ્રાચીન ગૂર્જર કાવ્ય પૃ ૧૧૧) "ગ્રાહક સરિસઉ વુઙરતાં, તિણિ રિ લાભ અસંખ: આપિઈ ભીડઃ બાકુલઈ, લબ્ભઈ કંચણ લકખ." ૫૬૬ સરસવ રાઈ મસૂર–આ બધાં આસુરી દેવીનાં હુતદ્રવ્ય છે.

૧૯–૧૨ ઈંદ્રજિત બેઠો......મેરુ સમાન–મન અને આસન દૃઢ કરીને બેઠો અલંકાર પૂર્ણોપમા. ૧૯–૧૩ અહીં વાનરચેષ્ટા વિશે આબેહૂબ વર્ણવી છે.

૧૯–૨૩ પદ પ્રહારે ધરા ધમધમે—અતિશયોક્તિ. આખી અણી–(સં. અણિ–ની ધાર, કોર) જરા પણ ઈજા વગર; સરખાવો 'અણી ચૂક્યો સો વરસ જીવે.'

૧૯–૨૪ વઢે ઉતપાત–(उत्+पत् કૂદવું) કૂદી કૂદીને, ઊછળી ઊછળીને લડતા.

૧૯–૨૬ રણ રાખ્યું–અણી સાચવી લીધી; કટોકટીનો પ્રસંગ સાચવ્યો: સરખાવો 'અભિમન્યુ આખ્યાન' કડવું ૫૨–૩૭ 'પછી ખડ્ગથીએ રણ રાખ્યું, બાણે આપ્યો પરજન્ય.'

૧૯–૨૪ ઉતપાત—કૂદકાએ, કૂદકા મારીને, ઊછળીને.

૧૯–૨૭ શસ્ત્રાસ્ત્ર યુદ્ધ અહીંથી શરૂ થાય છે. આ પ્રકારના યુદ્ધમાં શસ્ત્ર પછી તેનું નિવારણ કરનાર બીજું શસ્ત્ર સામું ફેંકાય છે અને આવી અસ્ત્રપરંપરા વર્ણવવાનો કવિઓનો સંપ્રદાય છે. કુસ્તીમાં જેમ એક દાવની બીજી તોડ હોય છે તેમ અહીં હોય છે.

આગ્નેયાસ્ત્રથી અગ્નિ વરસે તેનું નિવારણ પર્જન્યાસ્ત્રથી થતા વરસાદથી થાય છે. વરસાદના મેઘનાં વાદળાં વિખેરી નાખવાને મેઘનાદે વાયુ પ્રેર્યા એટલે પવનના સપાટામાં વાદળાં વિખેરાઈ ગયાં. સુસવાટ પ્રેરતો વાયુ ઓછો કરવાને લક્ષ્મણે વાયુને ભક્ષી રહેનાર સર્પને સંભાર્યા અને તેનું અસ્ત્ર ફેંક્યું. સર્પ પવન ગળી ગયા એટલે એ સર્પને નસાડવા ઇંદ્રજિતે સર્પના જન્મવેરી એવા ગરુડને સંભાર્યા. ગરુડાસ્ત્રથી સર્પ નાસી ગયા; એટલે ગરુડને ઉરાડી મૂકવા લક્ષ્મણે મોટા મોટા પથ્થર વરસાવનારું શૈલાસ્ત્ર ફેંક્યું. એટલે એ પથ્થરને નિવારનાર વજ્રથી પથ્થરના ભૂકેભૂકા થઈ ગયા. આ પછી દેવોનાં આપેલાં અસ્ત્રોનો ઉપયોગ થવા મંડયો. લક્ષ્મણના બ્રહ્માસ્ત્ર સામે ઇંદ્રજિતે રુદ્રાસ્ત્ર મૂક્યું. લક્ષ્મણે વિષ્ણુનું (विष् વ્યાપવું એ અર્થમાં) સર્વવ્યાપી અસ્ત્ર મૂક્યું. તેના પ્રતાપે સાગરે પણ જાણે માઝા મૂકી– આટલે સુધી અસ્ત્રપરંપરાનું વર્ણન છે. (ટૂંક ૨૭ થી ૩૦) પ્રેમાનંદે આવું જ યુદ્ધવર્ણન અભિમન્યુ અને પદ્મદારથી વચ્ચે વર્ણવ્યું છે.

જુઓ કડવું ૫૨, ટૂંકો ૩૩-૪૦ સુધી. વળી ઓખાહરણનું કડવું ૩૮ મું આ વર્ણનથી જ ભરેલું છે. અસ્ત્ર-(અસ્ ફેંકવું) મંત્રથી ફેંકાતાં હથિયાર.

૧૯-૨૮ પ્રગટયા—પ્રગટાવ્યા (અકર્મક) ગિરિ કાપી નાખ્યા-ઇંદ્રના વજ્રે ઊંચા વધતા જતા પર્વતોની પાંખો કાપી નાખી હતી, એ ઇંદ્રનું વજ્ર મેઘનાદ તેને જીતીને લઈ આવ્યો હતો.

૧૯-૨૯ અહીં જોવા જેવું છે કે લક્ષ્મણનાં અસ્ત્ર સાત્વિક (વિષ્ણુ) અને રાજસ (બ્રહ્મા) પ્રકારનાં છે; પરંતુ ઇંદ્રજિત રાક્ષસ હોવાથી તેણે ઉગ્ર તેજસ્વી રુદ્રનું તામસ અસ્ત્ર, યોજ્યું છે. સુત રાવણે-રાવણસુત ઇંદ્રજિતે; વિભક્તિનો વ્યત્ય થયો છે.

૧૯-૩૦ થી ૩૩ વૈષ્ણવાસ્ત્રની અસર ઘણે સુધી થઈ છે. અલંકાર અતિશયોક્તિ. ધીમાન—બુદ્ધિવાળો. દેવરાજાન-ઇંદ્ર. કાકુસ્થ કુલદીપન—સૂર્યવંશમાં થઈ ગયેલા ઇક્ષ્વાકુના પુત્ર કકુત્સ્થના કુલમાં રામ થયા હતા-તેથી તેના વંશને દીપાવનાર, હેતુગર્ભ વિશેષણ હોવાથી અલંકાર કાવ્યલિંગ. પર્વણિએ જયમ વાધે સમુદ્ર—જેમ અમાસ અને પૂનમને દિવસે સમુદ્રમાં ભરતી આવે છે તેમ.

૧૯-૩૪ 'ઇંદ્રજિત અકળાયો ઘણું, કો પાસે ન દીઠું પોતાતણું'. પૃ. ૫૨ ઉપર ૩૪મી ટૂંકની આ વધુ લીટી છાપવામાં રહી ગઈ છે તે ત્યાં વાંચવી. 'કો પાસે ન દીઠું પોતાતણું'— સરખાવો, સાતમે કોઠે આવી પહોંચેલા અભિમન્યુની સ્થિતિ—તાપીદાસકૃત 'અભિમન્યુ' આખ્યાન; 'અરુંપરું શોધે તેણીવાર, દેખે નહિ કો આવે વાહાર; અકળાયો મન મેહેલી આશ, હવે ભીમનો શો વિશ્વાસ!

૧૯-૩૫-૩૬ ધનુખ આકરખી—(આ+કૃષ્ ખેંચવું) ધનુષ્ય ખેંચવું. ષ નો ખ થયો છે. ધારા જાણે ચમકે વીજળી-શરની ધારાનો ઝગમગતો ચળકાટ અને વેગને લીધે વીજળીની ઉત્પ્રેક્ષા કરી છે. વીજળી-(સં. विद्युत्ता; પ્રા. विज्जुलिआ; હેમ. विज्जुला) શકે

...ફાડશે–ઉત્પ્રેક્ષા. બ્રહ્માંડને ફાડશે—ગંગાવતરણ વખતે બ્રહ્માંડમાંથી છિદ્ર પડયું હતું તે દ્વારા ગંગા નીચે આવ્યાં હતાં એમ કથા છે તે ઉપરથી.

૧૯–૩૭ લોલ–હાલતાં. કપોલ–ગાલ. મુખ સોળકળા શશી ભાળ–મુખ તો સોળ કળાથી ખીલેલો ચંદ્ર જ જોઈ લ્યો એવું હતું.

૧૯–૩૮–૩૯ સુલોચના–શેષનાગની પુત્રી, ઇંદ્રજિતની પત્ની તે સતી ગણાય છે. ઇંદ્રજિતનું માથું ખોળામાં લઈ એણે અગ્નિપ્રવેશ કર્યો હતો. દોલતરામ પંડયાએ 'ઇંદ્રજિતવધકાવ્ય' નામનું મહાકાવ્ય આ પ્રસંગ ઉપર રચ્યું છે.

---

## કડવું ૨૦ મું

ઇંદ્રજિતવધથી મહારાણી મંદોદરીના ત્રણે પુત્ર મરાયા; એવું એકસામટું દુઃખ થવાથી, એક વહાલસોઈ માતા જે વિલાપ કરે છે તે હૃદયને હલમલાવી નાખે તેવો છે. પરિણામે, રાવણને એ દુખણી માતાના વિલાપની અસર થાય છે; ને એ બીજીવાર યુદ્ધે ચડે છે.

૨૦–૨ અક્ષ–મંદોદરીનો પુત્ર. અશોકવાટિકા હનુમાને ઉજાડી ત્યારે તેની સામે લડવા એ આઠ ઘોડાના રથમાં તેમની સામે થયો હતો: આખરે હનુમાનના હાથે એ મરાયો હતો (સુંદરકાંડ. અ. ૪૭).

અતિકાય–મંદોદરીનો પુત્ર નહિ; પરંતુ ધાન્યમાલિનીથી થયેલો રાવણપુત્ર: એ શરીરે સ્થૂલ હતો. બ્રહ્માની આરાધનાથી અસ્ત્ર, દિવ્યરથ, કવચ વગેરે પામ્યો હતો. એણે ઇંદ્રનો પરાભવ કર્યો હતો, અને વરુણની પણ તેનો પાશ લાવ્યો હતો. કુંભકર્ણ મર્યા પછી એ રણમાં આવ્યો ત્યારે લક્ષ્મણના હાથે મરાયો હતો. (યુદ્ધકાંડ અ. ૭૧).

ઇંદ્રજિત—મંદોદરીનો જ્યેષ્ઠ પુત્ર: એનું મૂળ નામ મેઘનાદ; પણ ઇંદ્રને એણે જીત્યા પછી એનું નામ બદલાયું. જન્મતાની

એણે મેઘ જેવી ગર્જના કરી હતી તેથી 'મેઘનાદ' નામ : પણ પછીથી બધે 'ઇંદ્રજિત' તરીકે એનો ઉલ્લેખ થાય છે

૨૦-૨ વાંઝણી—(સં वन्ध्या; પ્રા. वज्झा) પુત્ર વગરની. થઈ ...કા ઉજજડ સમશાન–અલંકાર રૂપક.

૨૦-૩ ઘર ઘાલ્યું—ધાત્યું (સં घात): નાશ કર્યો.

૨૦-૪ જુગ જાણીતા–જગપ્રસિદ્ધ. દુઃખણી–(दुःखिनी) ...ખવાળી.

૨૦-૬ કુમુદિની પેરે કરમાણી—અલંકાર ઉપમા

૨૦-૭ બીજો પાઠ બુદ્ધિભ્રષ્ટ–મંદોદરી પોતાના પતિ રાવણને આવા કઠણ શબ્દો કહે એ અજગતું લાગે છે

૨૦-૯ વાસવી સાંગ—વાસવ-ઇંદ્રે આપેલી સાંગ. હંસ— જુઓ કડવું ૧૫-૫૪.

૨૦-૧૨ સળકે શેષ, ધરા ધમધમે—શેષ હાલવા માંડ્યા, પૃથ્વી ધ્રૂજવા મંડી; અતિશયોક્તિ.

૨૦-૧૩ ઉડે રેણુ...થાશે એક—અલંકાર ઉત્પ્રેક્ષા. શોણિત સરિતા—જુઓ કડવું ૧૫-૧૩.

૨૦-૧૪ જાજુલ–(ज्वल ઉપરથી जाज्वल्यमान) ધીગધીગતો અને રાતો. પ્રલે અનલ.. તત્તુલ્ય–અલંકાર ઉપમા.

૨૦-૧૬ શરપ્રહારે ઉડ્યા જેમ રેણુ—જેમ ધૂળના રજકણ ઊડે તેમ–અલંકાર ઉપમા.

૨૦-૧૭–દોહોવટ (दश+वर्त्म) દશે દિશાએ.

૨૦-૧૮ સાથ અનાથવત થયો—બધું સૈન્ય રક્ષક–નેતા વગરનું થયું.

૨૦-૧૯ લીધો લટપટી—લપેટી લીધો

૨૦-૨૧ માર્યું કપિદળ કદળી. અલંકાર ઉપમા.

૨૦-૨૨ ક્ષિતિતલ–જમીન. પડછંદા–(स. पतिच्छन्द) પડઘા. સરખાવો ન્હાનાલાલ, 'ઝીણા ઝીણા મેહ'નો રાસ–'મીઠા મૃદંગ

પડછંદા રે', થયો રુદ્રકોપ 'આવર્યો–કોપરૂપી તમસ–અંધકારને લીધે રુદ્ર જેવો ભયાનક થયો અને એનું મુખ ક્રોધના આવેશથી ઘેરા લાલ રંગથી છવાયું. તામસ–ક્રોધના અર્થમાં; ક્રોધભર્યો એ કુપિત રુદ્ર જેવો દેખાયો.

૨૦–૨૪ જયમ બીલમાંહે...પાપણી–અલંકાર પૂર્ણોપમા. બીલ–દર; સરખાવો અભિમન્યુ આખ્યાન કડવું ૫૩–૨૨ 'એવે એક શલ્યરાયે, મૂકી મોટી સાંગ; સર્પણી સરખી આવી પેંઠી અભિમનને અંગ.'

૨૦–૨૭ શિતલ પદ...કર્ણ આ બધાં મૃત્યુનાં ચિહ્નો છે; મૃત્યુ વખતનાં શીત આવે છે તેનો ઉલ્લેખ અહીં થયો છે. ૨૦–૨૮ પ્રાણવોહોણો–( सं. विहीन; प्रा. विहूणउ ) પ્રાણ વગરનો ૨૦–૨૯ સુપેણજન–'જન' શબ્દ માનાર્થે વપરાયો છે.

૨૦–૩૦ સંતશિરોમણ—સાધુઓમાં શ્રેષ્ઠ. છેહ–( सं. छिद् કાપવું; विच्छेद–વછો આ ધાતુ ઉપરથી છે.) છેહ દેવો–સ્નેહ કાપવો દગો દેવો, વિશ્વાસઘાત કરવો ૨૦–૩૧ ધીર–( स. धैर्य ) ધીરજ ચિત્રકૂટ—એ નામનો બુંદેલખંડમાં પર્વત છે; ત્યાં રામે વનવાસમાં પહેલો મુકામ કર્યો હતો.

૨૦–૩૪ મત્ય—( मति ४ નો ય થયો છે ) બુદ્ધિ. પત્ય–( स प्रति+इ વિશ્વાસ મૂકવો. प्रतीति ) વિશ્વાસ માઠી–( मृष्ट, मृष ધાતુ ) ખરાબ ૨૦–૩૬ ગોઆરો–( स. गो+हत्या+कार, प्रा गोहज्जारो મહાપાપી ૨૦–૩૭ મસ્તક પડિયો આભ—મોટું દુખ પડ્યું. કરણી–( कृ ધાતુનું નામ करण તેનું સ્ત્રીલિંગ ) આચરણ સરખાવો 'કરણી તેવી પાર ઉતરણી.'

૨૦–૩૯ હોય કાષ્ટપેં પાષાણ કઠણ......મારું રૃદે—અહીં ઉપમાનનો ઉત્તરોત્તર ઉત્કર્ષ બતાવવાથી અલંકાર સાર. સરખાવો 'દશમ સ્કંધ', નાગદમન : 'હોય કાષ્ટપેં પાષાણ કઠીન, તેથી

કઠીન છે લોહું; વજ્રતુલ્ય છે કાળજ મારૂં, શું દેખાડું મોહોડું રે ?
—શામળીયા."

૨૦–૪૦ આ કડી અને પછીની કડીની એક લીટીમાં એક સંસ્કૃત શ્લોકનો ભાવાર્થ કવિએ મૂક્યો છે એમ લગભગ બધી પ્રતો ઉપરથી જણાય છે. એ શ્લોક લહીઆઓના દોષથી અશુદ્ધ છે, તે આમ હોવો જોઈએ એમ લાગે છે—' निर्गुणे हि शरीरे मे एकमेवाद्भुतं महत्। यद्यत् पतति सौमित्रे तत्सर्वं सह्यते मया ॥"

કર્મણમંત્રીકૃત 'સીતાહરણ' (રચનાસંવત ૧૫૨૬)માં આ જ ભાવ સૂચવ્યો છે: "રોયન્તાં નવિ છૂટ, રાઘવ ! જં પડઇ તં સહીઈ; કઠિનઈ દોરા મ દેસ્યુ સ્વામી ! કર્મ આપણાં કહીઈ; કિહાં ચન્દન કિહાં મિલિયાગરી, કિહાં સાયર, કિહાં નીર ?: જિમજિમ પડઈ અવત્થડી. તિમતિમ સહઈ શરીર."

સં. ૧૬૨૧ માં માધવસુત રાજધરદાસે રચેલા 'ચંદ્રહાસાખ્યાન' (૨૭ કડવાં; પ્રતિ પ્રાચ્યવિદ્યામંદિરમાં)માં ઉપરના સંસ્કૃત શ્લોકનું પ્રાકૃત મૂળ જોઈ શકાય છે: 'નિર્ગુણ શરીર એ ગુણ વડો, આગિ કહ્યો એ અર્થ: પ્રૌઢાં દુઃખ જે પડિ ઘણાં, સહિવા તે સમરથ્થ' (કડવું ૨૪, કડી ૨૨).

૨૦–૪૨ તો આજ કેમ અધર્મી થયો—'અધર્મી' એટલે ધર્મવિરુદ્ધ વર્તનાર. સરખાવો ભવભૂતિનું 'ઉત્તરરામચરિત નાટક'—જ્યાં બ્રાહ્મણપુત્રના અકાળમૃત્યુથી તેનો પિતા, રામના રાજ્યને માથે અધર્મનો દોષ મૂકે છે. અહીં લક્ષ્મણના જીવનમાંથી પરિચિત એવા પ્રસંગો સંભારી સંભારી, રામ એના સ્નેહ માટે આંસુ સારે છે. આ વર્ણનમાં કરુણરસની રેલ રેલી છે, અને શ્રોતા રામના દુઃખમાં ભાગ લેવા મંડી જાય છે: એટલું બધું વર્ણન સ્વાભાવિક અને સચોટ છે.

૨૦–૪૫ દશરથ રાજાને સ્વર્ગમાં કલ્પી, રામ તેમને ઉદ્દેશીને કહે છે; અહીં કવિએ કરુણ રસની હદ વાળી છે. ૨૦–૪૬ જડચેતન બધું અહીં રડે છે અને રામના દુઃખમાં સમભાગી થાય છે. સરખાવો,

'દશમ સ્કંધ' દેવકીવિલાપ–"રોયાં વૃદ્ધ જોબન હો, રુવે બાળક બાપુઆં : રોયા હય હસ્તી હો, રોયાં નગર ઝાડુવાં–દેવકી રોતાં હો, રોઈ પ્રજા ગામની"-વૃક્ષને પણ મનુષ્યની પેઠે લાગણી થાય છે એમ ડૉ. જગદીશચંદ્ર બોઝે પૂરવાર કરી બતાવ્યું છે. ૨૦–૪૯ જલજંત –(જંતુ) જળચર પ્રાણી. ૨૦–૫૧ શલ્યવિશલ્યા–શલ્યને કાઢી નાખનાર ઔષધી; મૃતસંજીવની. જુઓ કડી ૫૮: 'વશલ્યકરણી.' ૨૦–૫૩ પ્રાતસ્–સવાર.

૨૦–૫૭ આગળથો–આગળથી; પ્રેમાનંદ 'થી' ના અર્થમાં 'થો' ઘણું વાપરે છે. (સં. સ્થિતઃ ઉપરથી) જુઓ 'ચંદ્રહાસઆખ્યાન' કડવું ૧૫–૯ 'મેં પાપણીએ પુન્ય ન કીધું, તો ક્યાંથો આવો સ્વામી?'; 'અભિમન્યુઆખ્યાન'–'પાપી રહ્યો આણ લેવા, પેટમાંથો નવ હાલેજી.' ૨૦–૬૦ નિઃશે–(निश्चय) નિશ્ચય કરીને, નક્કી.

૨૦–૬૧ રજની ગયું—(પાઠાન્તર) રાત થઈ અહીં 'રજની' સ્ત્રીલિંગ છતાં નપુંસકલિંગ વપરાયું છે. ૨૦–૬૨ સમૂળો–મૂળ સહિત બધો. તે પુષ્પવત લીધો કપિ શીશ—પર્વતને પુષ્પ સાથે સરખાવવાથી ફૂલ જેવો તે હલકો છે એવો ધ્વનિ નીકળે છે. અલંકાર રૂપક. ૨૦–૬૩ નિધન–(नि + हन्) મૃત્યુ.

૨૦–૬૪ દસ કડીમાં અહીં એક બોધક પ્રસંગ કવિએ મૂક્યો છે. જે પ્રચલિત મુદ્રિત પ્રતોમાં નથી. અહંકારના પાપ માટે સરખાવો બાઈબલમાંનું વાક્ય 'Pride hath a fall.' ૨૦–૬૫ પાવનપુરી અયોધ્યા–સાત મોક્ષ આપનારી નગરીઓમાં અયોધ્યા એક છે. જુઓ–'अयोध्या मथुरा माया काशी काञ्ची अवन्तिका। पुरीद्वारवती चैव सप्तैता मोक्षदायिकाः॥

૨૦–૬૬ તેણે સમે ..ફેરા ફરે—અહીં કવિએ ભરતને દશરથ રાજાના અહોનિશ રક્ષક તરીકે બતાવી તેના ઉદાત્તપણામાં ઉમેરો કર્યો છે. ૨૦–૬૮ ધરણ-ધરણિ-પૃથ્વી. ગિરિ–દ્રોણાચલ. ૨૦–૭૧ શર પ્રહારની પીડા ઘણી–અહીં હનુમાનની સ્વામિભક્તિ અને સેવા-

ધર્મની તીવ્ર લાગણી જ્વલંત પ્રકારી છે.

૨૦-૭૩ શર—(સં. શરઃ) સંસ્કૃતમાં પુલિંગવાચક છે; છતાં ગુજરાતીમાં 'બાણ' ના અર્થમાં એનું નપુંસક લિંગ છે; અહીં મૂલની જાતિ છોડી દેવાઈ નથી. ૨૦-૭૫ થઈ વિસર્જન—અદૃશ્ય થઈ ગઈ.

૨૦-૭૭ દ્રુમવેલી—વલ્લીના રૂપની વનસ્પતિ

---

## કડવું ૨૧ મું

આ કડવામાં રામબાણની સર્વવ્યાપકતા અને રાવણની પરાધીન સ્થિતિ બતાવ્યાં છે. સર્વ સંબંધીઓ દુઃખની વેળાએ એનાથી વેગળા જાય છે—તેનો પણ રાવણને અનુભવ થાય છે. તેથી જ મંદોદરી **અર્થાન્તરન્યાસથી** કહે છે: 'નથી નાથ! કો દોહલે કાળ ભાથી.'

૨૧-૨ દશમુખ ફરીને નવ મુખ છાંડે—દશમુખ રાવણ, રામનાં બાણ સામે ફરીને મેં માંડી શકતો નહોતો અહીં 'દશ' અને 'નવ' સાથે આવવાથી અર્થનો ભ્રમ થાય છે; પરંતુ 'નવ'નો અર્થ નકારમા લેતાં એ ભ્રાન્તિ દૂર થાય છે. અલંકાર શ્લેષ. **પતીત પૂંઠે . તેવાં**—અલંકાર ઉપમા.

૨૧-૩ ઉદ્યાન—વાડી; 'ઉજાણી' શબ્દ આ ઉપરથી બન્યો છે. **ભોંયરાં** – (भूमिगृहं-भुंइहर-भूइअर). **મેડી**–(સ. माढि મરાઠીમાં આ જ શબ્દ વપરાય છે) ચર્ણ **ખેડી**—પગથી આગળ ધપીને: ચલાવીને; સરખાવો શબ્દ 'ખેલવું,' 'ખદુક,' 'રેડવવું' વગેરે

૨૧-૫ મુખટાળો દેઈ–त्यज्–ટાળવું ઉપરથી નામ 'ટાળો') મોં ન જોવું તે; મોં આગળથી દૂર–થવું. ૨૧-૬ મામ–(સ मम) મમત. સરખાવો સુદામાચરિત્ર 'મામે વણસે કામ, મામ ન મૂકીએ રે'

૨૧-૭ મરજાદ—સતી મંદોદરીની મર્યાદા. રામનાં બાણ સતી મંદોદરીની મર્યાદા છાંડતાં નથી–એટલો બધો મંદોદરીના સતીત્વનો

અને ચારિત્રનો મહિમા અહીં ધ્વનિત છે. ૨૧-૮ મુજ બુધ થોડી —વિનય બતાવે છે. લાગ્યા બોલ કડવા પ્રથમ જેહ મીઠા— પહેલાં મનને સારા લાગે એવા શબ્દો તમે સાંભળ્યા હવે એ તમને કડવા લાગશે. સરખાવો કવિ ભારવિ, 'કિરાતાર્જુનીય' 'हितं मनोहारी च दुर्लभं वचः।' તેમજ સુભાષિત 'अप्रियस्यापि पथ्यस्य श्रोता वक्ता च दुर्लभः।'

૨૧-૯ કંથ -(સં. कान्त; પ્રા कन्तु) નાથ, પતિ. રગીયા- (ફા. रग) આડા, જક્કી. બીજો પાઠ રાગી-(राग ક્રોધના અર્થમાં મરાઠીમાં વપરાય છે). કયમ હરણ જીતે. સાથે-અલંકાર વિષમ. કુંજર જીત્યો કંઈ...સાથે-અલંકાર વિષમ.

૨૧-૧૦ કાંહાં મેરુ કાંહાં કાંકરો સમુદ્ર ખાડી—અલંકાર વિષમ. ભલી લાજ કાઢી-વચન કટાક્ષયુક્ત છે. ભલુ—(સં. भद्रकं; પ્રા. भल्लउ) આ શબ્દ ગુર્જર લોકોને ખૂબ પ્રિય ગણાયો છે જુઓ 'कुवलयमाला' (સં. ૮૨૨)માંનો ઉલ્લેખ 'णउ रे भल्लउ' તથા હૈમ વ્યાકરણમાંનું ઉદાહરણ 'भल्ला हुवा जउ मारिआ बहिणि म्हारा कन्तु.'

૨૧-૧૩ સેજ સૂતા (સં. शय्या; પ્રા सेज्जा, સેજ) પથારીમાં સૂતા સમ-(સ. शपथ અપભ્રંશ सवहु–सवह–सवँह–सउँ–सम એમ ક્રમ જણાય છે અરબી કસમ)-સોગન. ૨૧-૧૪ નથી નાથ કો દોહલે કાળ ભાથી-અલંકાર અર્થાન્તરન્યાસ. સરખાવો કડવું ૮-૧૦ 'વાંકી તે વેળાએ રે હો, વાહાલું કો નથી.'

દશમુખ નિરમુખ કહો કેમ કરિયા ?-રાવણને. દશમુખ છતાં મુખ વગરના એટલે કે 'અવળે મોંએ,' 'વિમુખ' કેમ કર્યાં એમ વિરોધ; પરંતુ 'નિરમુખ' એટલે પડી ગયેલે મોંએ' એમ અર્થ લેવાથી વિરોધનો પરિહાર થાય છે. તેથી અલંકાર વિરોધાભાસ. ૨૧-૧૫ લટપટી પાઘ-સખળડખળ સરખાવો 'મામેરું' કડવું ૧૩- દામોદર દોશીનું વર્ણન 'બાંધી પાઘ તે અવળે અરિ રે.' શર-

ઘા-બાણનો ઘા.

૨૧-૧૬ લાજ્યો......ગર્વવાણી-અભિમાનીનું અભિમાન મંદોદરી આગળ પારાની પેઠે ઊતરી જાય છે; અને એના મોંમાં હવે ગર્વવાણી શોભે નહિ; તેથી મંદોદરીના શબ્દ એ મૂગે મોંએ સાંભળી લે છે. ૨૧-૧૭ રૂડો દેહ મૂકી જ્યમ......રાવણરાય-અલંકાર પૂર્ણોપમા. આ કરુણ ઉપમા આગળ જતાં સર્વથા સાચી પડે છે.

૨૧-૧૮ ભૂંગળ તણે નાદ...દિગપાળ ચારે-અલંકાર અતિશયોક્તિ. ૨૧-૧૯ આ ટૂંકમાં બે ઉત્પ્રેક્ષાઓ છે. ૨૧-૨૦ આજ્ય-ઘી. ૨૧-૨૧ ખોટ-ખૂટવા-પણું, અંત. ૨૧-૨૨ ઓઢયાં ઊંટનાં ચર્મ રુધિર ગળતાં—અહીં બીભત્સ રસ છે. અજા, ઊંટ, ખર, વાઘ, ભેંસ, શ્વાન, માર્જાર, સાંઢ-એવાં મોંના રાક્ષસોનું વર્ણન અહીં કરેલું છે ૨૧-૨૪ શૂરને સુખ સંગ્રામ લેતા-સામે મોંએ લડતા. ઝૂઝાર-( स. युद्धकार; प्रा जुज्झआर, ઝૂઝાર) ઝૂઝનાર 'ઝૂઝણહાર' (કાન્હડદે પ્રબંધ.) રણસ્થંભ-રણયજ્ઞનો યૂપ. ૨૧-૨૫ શું પ્રલે કરવા...વેશ લીધો—ઉત્પ્રેક્ષા.

૨૧ ૨૬ વપુક્રોધ...ભ્રાંતિ કરતો-રાવણના શરીર(વપુ)માં ક્રોધ વ્યાપી રહ્યો હતો અને તેથી જાણે કાળ હોય તેવી એની મુખ-કાન્તિ થઈ હતી; અને એ ફરે તેમ મેઘાડંબર ફરવાથી, જાણે એ આકાશ સાથે ફરતો હોય એમ લાગતું. ૨૧-૨૭ દશશૃંગનો પર્વત રાય ભાસે-અલંકાર ઉત્પ્રેક્ષા. ગુફામુખ જેવાં વદન-રૂપક અલંકાર. છત્રીસે આયુધ-જુઓ કડવું ૧૩-૮.

---

## કડવું ૨૨ મું

— આ કડવામાં આપેલા યુદ્ધવર્ણનમાં દરેક ચરણમાં ત્રણ ત્રણ યમક આવે છે; તે ઉપર તાલ પડવાથી 'છંદ ત્રિતાલો' એમ કહ્યું છે.

નિશ્ચિત સમયે શબ્દ ઉપર જે ભાર અથવા આઘાત પડે છે તેને 'તાલ' કહે છે. છંદમાં અનુપ્રાસની ઝડઝમકને લીધે લડાઈના વર્ણનને માટે તે બહુ અનુકૂળ જણાય છે. ચારણી ડિંગલભાષાના છંદોમાં જે સ્વ-માધુર્યદ્વારા, પ્રચલિત રસનો સાક્ષાત્કાર કરાવવાનું શક્ય બને છે તેનો લાભ પ્રેમાનંદે ઉઠાવ્યો છે. 'રણયજ્ઞ'ની પ્રથમ રચેલી કથામાં આ કડવું 'સારંગની ચોપાઈ'રૂપે મળી આવે છે તેને જ પ્રેમાનંદે ફરીથી 'ત્રિતાલ' સાચવીને સુધાર્યું છે.

ઘોર સંગ્રામનું ધસમતું અને ઊછળતું વર્ણન 'એકશ્વાસે વાંચી જઈએ તેવું છે. વર્ણનમાં, લડાઈનું ધમસાણ આંખ આગળ પ્રત્યક્ષ કરવાનો ગુણ છે; અને ત્યાં જ કવિની કલાની સફલતા છે. 'અભિમન્યુ-આખ્યાન'માં પ્રેમાનન્દે ૪૪ મા કડવામાં આવા ત્રિતાલવાળા છંદમાં જ યુદ્ધવર્ણન કર્યું છે : તે વર્ણન આ કડવા સાથે વાંચી જવાની ખાસ ભલામણ છે. યુદ્ધવર્ણન સિવાય દમયન્તીના સ્વરૂપવર્ણન વખતે પણ પ્રેમાનન્દ નળાખ્યાનના ૨૭ મા કડવામાં 'નૃપભિમકતનયા, રુપ બનયા, રસીલી રંગપૂરણા'—એ હરિગીતની ચાલમાં જે યમકની ચમત્કૃતિભર્યું વર્ણન આપે છે તે પણ આવું જ સુન્દર બન્યું છે.

યુદ્ધમાં હથિયારનો કડકડાટ અને ખડખડાટ, દોડધામ, ઘાયલની ચીસ, મારફાડ, કાપાકાપી વગેરે થાય તેનું વર્ણન કરવામાં શબ્દો પણ એવા કઠોર અને કર્કશ જોઈએ. ઘોર ઘર્ઘર ધ્વનિનો ખ્યાલ આપવા અઘોર વ્યંજનો. અનુનાસિકો અને ઘ, ઝ, ઢ, ધ, ભ જેવા દરેક વર્ગના ચતુર્થ વ્યંજનો વપરાય છે : આમ રસ અને પ્રસંગને અનુરૂપ વાણીની રચના કવિઓ કરે છે

૨૨–૧ સોંઢયા–(સં समुद्धौक्; સરખાવો ઢૂંકવું ઢૂંકડું; અથવા समृद्ध–सम्रुद्ध–सवुड्ड–सोंढ–समृद्ध એટલે શૌર્યની સમૃદ્ધિયુક્ત. શૂર ચઢવાને સાંઢવું ' કહે છે—'મીયાંકી બકરી સાંઢે જબ વાઘકુ બી મારે.') સંઢાયા; તૈયાર થયા દ્રુમદંડ—ઝાડનાં થડ. ૨૨–૨ સુભલ્લ—ભાલાવડે. સકચૂર–નીરરસમાં મગ્ન. ૨૨–૩ અરિઘ ચૂરે–હાડકાં

ચૂર્ણ કરે. ૨૨-૪ મુખે 'માર' ભાખે—'મારો .મારો' એમ મુખથી બોલે. ૨૨-૫ રૂંઢમુંડ—મૂંડેલું રૂંઢ-ખોપરી. મૂઢ-બેભાન. ૨૨-૫ વધ્યાં-(સં. વધ) હણ્યાં. ૨૨-૬ વકારે-(સ. વિ+कृ; विकारय) યુદ્ધને માટે બોલાવે. પગે ઝીક-પગથી પકડીને ઝીકી નાખે; પછાડે. હૈયે હીક આવે-' હીક' એટલે અદ્ધર શ્વાસ: સરખાવો અભિમન્યુ-આખ્યાન' 'ધસી મારે ઢીક, હૈયે આવે હીક, છીંક ખાતાં કોના જીવ જાયે.' ૨૨-૭ યત્ર તત્ર સર્વત્ર—અહીં ત્યાં ને બધે. ૨૨-૯ એક જ થાયે—એક જથામાં આવી જાય. કસિયા-કસાયલા. ૨૨-૧૦ જાજરી કીધી—(સં. जर्जरित) વિખેરી નાખી; ઓછી કરી નાખી. વિકરાળ રુદ્રકાળ—રુદ્ર અને કાળ જેવા વિકરાળ.

---

## કડવું ૨૩ મું

આ કડવામાં રામરાવણનું આખરનું યુદ્ધ વર્ણવાયું છે. વાલ્મીકિ લખે છે, 'આ રામરાવણનું યુદ્ધ એટલે गगनं गगनाकारं सागरः सागरोपमः । रामरावणयोर्युद्धं रामरावणयोरिव ॥-' આ અનન્વય અલંકારથી, રામરાવણ યુદ્ધ એ જાણે ન भूतो न भविष्यति જેવું, અદ્વિતીય કહેવાય છે.

૨૩-૨ કોદંડ—ધનુષ્ય; તેના ટંકારની અસર આ ટૂંકમાં અતિશયોક્તિથી વર્ણવી છે. જુવો કડવું ૩-ટૂંક ૫-૬-૭. ૨૩-૩ માર્તંડ—સૂર્ય. શતખંડ—સો કકડા. ૨૩-૫ ભારતી—સરસ્વતી. ૨૩-૬ નિર્જર-જેને જરા (વૃદ્ધાવસ્થા) નથી. તે-દેવ (બહુવ્રીહિ). અનુચર-ત્રાસુસ. ૨૩-૮ જન્મ પ્રલ્લે......સ્વરૂપ-અલંકાર પૂર્ણોપમા.

૨૩-૧૦ રાવણના મારથી વાનરો સંગ્રામ, રામ અને પોતાની મામ-ત્રણે મૂકીને નાસી ગયા. કવિએ રાવણના પરાક્રમ અને ઘરાતનને પૂરતો ન્યાય આપ્યો છે. એને માટે વખાણ કરતાં કવિ અટક્યા નથી. આ ટૂંકમાં પહેલી લીટીમાં લ, લ અને બીજીમાં આમ આમ

આવવાથી અનુપ્રાસ નામનો શબ્દાલંકાર થયો છે. મામ (સં. મમત્વ) 'મારું બલ' એવું અભિમાન; સરખાવો સુદામાચરિત્ર' 'મામ ન મૂકિયે રે.'

૨૩–૧૩ શું પ્રલે......રામે કરી—પ્રલયના વખતનો જાણે અગ્નિ (પાવક) ન હોય તેમ ક્રોધની ઝાળથી ક્રૂર લાગતી દૃષ્ટિથી રામે જોયું. ૨૩–૧૬ વનચર—વનમાં ચરે તે, વનેચર, વાનર. ૨૩–૧૮ અંબનુ—અંબાનું, માતાજીનું. સાધન—આરાધાન.

૨૩–૧૯ સોડનો ઘા થયો સહોદર—ભાઈ થઈને ભાઈને જ ઘા માર્યો; પેટમાં પેસી પાળી મારી. સરખાવો કહેવત "ઘર ફૂટે ઘર જાય." વિભીષણ, રામના પક્ષમાં હોવા છતાં, નીતિબોધની ખાતર કવિએ તેને આકરો ઠીક ચાબખો માર્યો છે. સોડ-(સં. शाटक) વસ્ત્રનો; અંગનો. સરખાવો 'સોડ ઘાલવી.'

---

## કડવું ૨૪ મું

આ કડવામાં દેવીનું અનુષ્ઠાન અને તેની સાધનસામગ્રી કવિતા વખતના કર્મકાંડીઓ જેમ વાપરતા તેમ કવિએ વર્ણવ્યાં છે. શક્તિનાં ઉગ્ર સ્વરૂપની આરાધનાનો પાપમાર્ગમાં ઉપદેશેલો પ્રચલિત વિધિ અહીં જણાવ્યો છે. ધ્યાનભંગ માટે વાનરો જે ઉપાયો યોજે છે તેનું હાસ્યરસથી ઊછળતું વર્ણન આપવાની તક અહીં કવિએ સાધી છે. એક સ્થાયી રસની પુષ્ટિને અર્થે બીજા સંચારી ભાવનું આલંબન કવિ વખતોવખત કરે છે, તેમ અહીં થયું છે. સરખાવો, ઇન્દ્રજિતયજ્ઞભંગ વખતનું વર્ણન: કડવું ૧૯.

૨૪–૧ નિકુંભના વાલ્મીકિ રામાયણમાં 'નિકુંભિલા' દેવીનું . છે.

૨૪–૨ જાસુના હાર—જાસૂદનાં રાતાં ફૂલના હાર. ઉપહાર– ર.

૨૪–૪ કરે કોતક—(સં. कौतुक) ઉપહાસ, મશ્કરી કરે. ૨૪–૫

ક્ષુદ્ર વચન આરાધન પ્રકાશે–જુઓ કડવું ૧૯–૧૬ 'લક્ષ ગાળ દીધી અહીં કાન'. નાના ભાત–અનેક પ્રકારે. સરખાવો 'नाना नारी, निष्फला लोकयात्रा।' મૂછ–(સં. स्मश्रु; પ્રા. मस्सु). કૂછ–(સં. कूर्च) દાઢી; કૂચડા જેવી મૂછ. રંજાડે–(ફા. रञ्जीदन શોક કરવો; 'રંજ'–શોક શબ્દ આ ઉપરથી છે.) ત્રાસ આપે, દુઃખ દે. ૨૪–૮ મંદોદરીનું અપમાન કરવાનું બીડું ઝડપવા અંગદ કેમ તૈયાર થયો તે જાણવા સાધન નથી.

૨૪–૧૦ અહીં બળવાન પતિસન્મુખ, ક્ષુદ્ર વાનરોથી કેશ ગ્રહીને અપમાન પામતી મંદોદરીની સાથે, દુર્યોધનસભામાં યુધિષ્ઠિર–ભીમ–અર્જુન–સન્મુખ દુઃશાસનને હાથે અપમાન પામતી દ્રૌપદીનો પ્રસંગ, સરખાવવા જેવો છે. પાલવપટે–(સં. पल्लव ઉપરથી 'પહેલો') વસ્ત્રના છેડાવતે.

૨૪–૧૧ વીલુ–(સં. विह्वलक, પ્રા. विहलउ)–व्हिइलउ) દયામણું; ઓશિયાળું. વિનતા–(वनिता; वन् સ્નેહ કરવો)–સ્ત્રી; અહીં સ્વરવ્યત્યય થયો છે; અને વ, વ સાથે આવવાથી અનુપ્રાસ થયો છે. મેઘનાદની માતા–અહીં વિશેષણ સાભિપ્રાય છે—ઇંદ્રજિત જેવા પરાક્રમી પુત્રની માતાની આવી સ્થિતિ!–એવો ભાવ છે: અલંકાર પરિકર.

૨૪–૧૨ રોષે ભરીયો–અહીં ક્રિયાપદને સ્ત્રીવાચક બહુવચન લગાડવાનો દાખલો છે. પુરાણીઓની કથામાં 'ગોપીયો જતીયો હતીયો' એવી રીતના પ્રયોગો સાંભળીએ છીએ

૨૪–૧૩ શ્રવણ સાંભળે...ટીટૂડી—અલંકાર ઉપમા; અહીં કવિએ સુન્દર ઉપમાન કલ્પ્યું છે. વાલ્મીકિ પણ યુદ્ધકાંડ સર્ગ ૩૨ શ્લોક ૩ માં 'क्रोशन्ती कुररी यथा।' એમ ઉપમા આપે છે. ટીટૂડી–(टिट्टिभ) નાનું સરખું પંખી છે; એટલે તેની ક્ષુલ્લકતા, પામરતા અને બલહીનતા અહીં ઊંડી અસર કરે છે.

૨૪–૧૪ શત્રુથકા—સામા, વિરોધી પક્ષના હોવા છતાં; દેવને

અલંકાર ઉપમા. વિમાન—(વિ+માન વજન જેવું વજન) નથી, બહુ હલકું છે એવું આકાશમાં ફરવાનું વાહન. ૨૫-૧૦. ક્રૂર દૃષ્ટે—રામને પોતાની વિરુદ્ધ મદદ આપવાને લીધે, રાવણે ઇંદ્ર સામું કરડી નજરે જોયું. ૨૫-૧૧ ઊજાડું-ઉજ્જડ કરું.

૨૫-૧૩ આ ટૂંકની પહેલી લીટીમાં પ, પ સાથે આવવાથી અનુપ્રાસ થયો છે. પન્નરજ—અહીં સમર્પણભાવ ધ્વનિત કર્યો છે.

૨૫-૧૬ આ ટૂંકમાં, રાવણના અવસાનને નજીક લાવનાર દુષ્ટ ગ્રહયોગનું જે જૂથ (રિષ્ટ) બાઝયું હતું તે નીચેની ટૂંકોમાં કવિ ગણાવી જાય છે. કવિ પ્રેમાનંદનો જ્યોતિષશાસ્ત્રનો પરિચય અહીં, તેમજ કડવા ૧૨ માંના ગ્રહની વક્રગતિ ગણાવતા કડી ૩૧ થી ૪૦ના ઉલ્લેખોથી પ્રતીત થાય છે. વિશ્વામિત્ર—મોટા તપસ્વી હતા; પોતે ગાધિનામે ક્ષત્રિય રાજાના પુત્ર હોવાથી રાજર્ષિ કહેવાતા. એમને બ્રહ્મર્ષિ થવાની ઇચ્છા હતી. તે બાબતમાં એમને વસિષ્ઠ સાથે વાદ થયો હતો. એક વાર દશરથ રાજા પાસેથી પોતાના યજ્ઞના રક્ષણ માટે બાલક રામલક્ષ્મણને એ માગી ગયા હતા. ત્યાં રાક્ષસનો વધ થયા પછી ત્યાંથી જનકને ત્યાં સીતાસ્વયંવરમાં એ લઈ ગયા હતા. રામલક્ષ્મણને ધનુર્વિદ્યા એમણે શિખવાડી હતી. તેથી જ અહીં રામ એમનું સ્મરણ કરે છે.

૨૫-૧૭ શિવના અર્થ રાખ્યા નહિ રે—જુઓ કડવું ૭-૧૬. શાપ છે નંદી તણો—એક સમયે રાવણે પોતે શિવભક્ત હોવા છતાં નંદીશ્વરનું મોઢું જોઈ હસીને કહ્યું કે 'આ તો સાવ વાનરમુખો છે.' તેથી કોપ પામી નંદીએ શાપ દીધો હતો કે "તારું મૃત્યુ વાનરથી નિર્માણ થશે"—જુઓ વાલ્મીકિ 'રામાયણ'-ઉત્તરકાંડ સર્ગ ૧૬. શુદ્ધ—(સં. શુદ્ધિ) ભાન.

૨૫-૧૮ સંધ્યા સમો—સંધ્યાકાળ રુદ્રનો કહેવાય છે; દિવસ અને રાતનો એ સન્ધિકાળ છે. સરખાવો હિરણ્યકશિપુનો વધ વિષ્ણુએ નૃસિંહઅવતાર લઈને સંધ્યાકાળે જ કર્યો હતો. બાણ અગસ્ત્યનું—

રામે રાવણને મારવાને બ્રહ્માસ્ત્ર કાઢ્યું; એ અસ્ત્ર પૂર્વે બ્રહ્માએ-ઇંદ્રને આપ્યું હતું. જુઓ વાલ્મીકિ યુદ્ધકાંડ સર્ગ ૧૦૮. સીતાનો શ્રાપ–શાપ સ્પષ્ટ શબ્દોમાં દીપેલો મળી આવતો નથી; છતાં એને મળતા સીતાના ઉદ્‌ગાર સુંદરકાંડ સર્ગ ૨૨ માં–જ્યાં રાવણ સીતાને ધમકી આપે છે–ત્યાં છે.

૨૫-૨૦ રિષ્ટ—અનિષ્ટ-યોગ; "रोगिणो मरणं यस्मादवश्यंभावी लक्ष्यते । तल्लक्षणमरिष्टं स्याद्रिष्टमप्यभिधीयते ॥" અષ્ટયોગે રીષ્ટ ઉપન્યું–આઠ અપયોગ–અનિષ્ટ ઘડીઓ એકઠી થવાથી ઘણું માઠું પરિણામ આવવાનું થયું. ૨૫-૨૧ રાવણે પોતાના બળના પ્રમાણમાં ભારે યુદ્ધ કર્યું; છતાં છેવટની અણીની વખતે એનું બધું બળ, શક્તિ અને (શસ્ત્રાસ્ત્ર) વિદ્યા નાશ પામ્યાં; અને રામનાં બાણ વાગતાં એનાં મર્મસ્થાન ભેદાવા મંડયાં.

૨૫-૨૧ પરાણ—(સં. પ્રાણ) બળનો પર્યાય. બળપ્રમાણ–બળને અનુરૂપ.

૨૫-૨૨ એટલે રાવણ કળી ગયો કે હવે 'દિન પલટયો, પલટી ઘડી; અને હવે જરૂર મારો અંતકાળ આવી પહોંચ્યો છે. તેથી રાવણ પોતાનાં વીસે લોચન વડે રામને જોઈ રહ્યો, અને રામનું રૂપ પોતાના હૃદયમાં ઉતાર્યું. ૨૫-૨૩ જગતના હિત કારણે–રામને ઈશ્વરના અવતાર તરીકેનું એક ખરું કર્તવ્ય એ હતું કે સજ્જનોના હિતની ખાતર (लोकानां च हिताय वै ।) દુર્જનોને દંડ દેવાનો હતો તેથી રામે કૃત્રિમ કોપ કર્યો (ક્રોધે ચડયા જુગદીશ રે).

૨૫-૨૪ પંગત—(સં. पङ्क्ति) હાર; ઓળ. તોયે ના મૂકે ટેક રે—રાવણ, એક વીરને છાજે તેમ, છેક છેવટ સુધી યુદ્ધ કરી રહ્યો હતો. રાવણ એક પ્રતિનાયક તરીકે મહાન યોદ્ધો હતો એટલું ન્યાયની ખાતર કહેવું જોઈએ; આ સાથે સરખાવો. અભિમન્યુનું છેવટનું પરાક્રમ, જ્યારે હાથ કપાઈ જવાથી એ પગવડે બાણ છોડે

છે. મહાભારતમાંનો કૌરવપતિ દુર્યોધન એવો જ ઘમંડી અને સ્વાધિકારમત્ત તથા અભિમાની પ્રતિનાયક હતો.

૨૫-૨૫ આ ટૂંકમાં પહેલી લીટીમાં ઉપમા અને બીજીમાં ઉત્પ્રેક્ષા છે મગદળ—( સં. मदकल ) જેને મદ ગળે છે-ઝરે છે તેવો મસ્ત હાથી. એકદતો—એક દન્તૂશળવાળો; લડાઈમાં જેનો એક દન્તૂશળ ( દન્તૂશલ ) ભાગી ગયો હોય અને બીજો એકલ રહ્યો હોય તેવા હાથી જેવો રાવણ શોભતો હતો : એમ ઉપમાનો ભાવ છે સરખાવો 'અભિમન્યુઆખ્યાન'માં કર્ણનો પુત્ર લવાય છે તેનુ વર્ણન-કડવું ૪૬-૧૯ 'કર વિના બિરાજતો, કુંવર મહાકાળભાથી; તે ઘૂમતો રણ વિષે, જેમ દંતવહોણો હાથી.' શું એક શૃંગે . રીસ રે—રાવણ હવે એક માથાનો હોવા છતાં બીજા મસ્તકના કપાવાથી ત્યાંથી રુધિરની ધાર વહેતી હતી; તે માટે કવિ ઉત્પ્રેક્ષા કરે છે કે જાણે કોઈ ગિરિના એક શૃંગ ઉપરથી ગેરુ જેવી બીજી ધાતુઓ ધોવાઈ ધોવાઈને નીચે વહી આવતી ન હોય!

૨૫-૨૬ અમર—જેને મૃત્યુ નથી તે-દેવ. એક હુસ્ત અવની ભારે રે—કહેવાય છે છે કે દુષ્ટ માણસોનો ભાર પૃથ્વીથી પણ સહેવાતો નથી પૃથ્વી એનાથી ભારે મરે છે તેથી જ રાવણથી દબાયલી પૃથ્વી, તેના મરણથી ભાર ઘટવાને લીધે એક હાથ ઊંચી આવી!

૨૫-૨૭ નારદ–(नरस्य धर्मं नार-तं ददाति सः માનવધર્મને શીખવનાર) બ્રહ્માના માનસપુત્ર; તે મનુષ્યોને ધર્મનો બોધ કરતા તે સદૈવ વીણા વગાડતા, અને ઈશ્વરનું ગાન કરતા, વિશ્વમાં ફરે છે. દેવતાઓને પરસ્પર અથવા ઋષિને કે રાજાને સંદેશો પહોંચાડવો હોય છે તો તે નારદ કરે છે એ કલહપ્રિય કહેવાય છે શારદ—શરદ ઋતુમાં જે દેવીની પૂજા થાય છે તે દેવી શારદા.

૨૫-૨૯ અંતકાળે સ્તવન...ઓળખ્યા. છેવટે રામને વિષ્ણુ તરીકે રાવણ ઓળખે છે એટલે તેમનું સ્તવન તેણે કર્યું. અહીં જયવિજયના શાપની કથાનો સંબંધ કવિએ બનાવ્યો છે જુઓ

સનકાદિક–કડવું ૧; આ સાથે સરખાવો ગ્રાહથી સપડાયલા ગજેન્દ્રે સૂંઢમાં કમળ ધરીને કરેલી પ્રાર્થના. ૨૫-૩૦ આવાગમનથી– છોડાવો–જન્મ-મરણરૂપી સંસારમાં આવવું અને જવું તેમાંથી મારો મોક્ષ કરો. શ્રુતિ છે કે જે બ્રહ્મને સાક્ષાત્ જુએ છે તે न सः पुनरावर्तते । ' આપો. મૂળ ઠામ–અહીં વિષ્ણુના દ્વારપાળ જય અને વિજયને બ્રહ્માના પુત્ર સનત્કુમારોએ દીધેલા શાપનો ઉલ્લેખ છે. પાંચ પાંચ વર્ષના ચાર ઋષિબાલકોને વિષ્ણુના અંતઃપુરમાં જતા અટકાવનાર જયવિજયને શાપ થયો કે 'તમે રાક્ષસ થાવ; તમે અહીં વૈકુંઠમાં રહેવાને પાત્ર નથી.' પછી જયવિજયે પ્રાર્થના કરતાં શાપનો અનુગ્રહ થયો કે મૃત્યુલોકમાં જો વેરભાવે વિષ્ણુને (કે એમના અવતારને) ભજશો તો ત્રણ જન્મમાં તમારો ઉદ્ધાર થશે, અને તમારું મૂળ સ્થાન પામશો; નહિ તો જો સ્નેહભાવે ભજશો તો સાત જન્મ વહી જશે' તેથી જયવિજયે વેરભાવે ભક્તિ માગી; અને તેથી રામાવતારમાં રાવણ, કુંભકર્ણરૂપે એ જન્મ્યા હતા.

૨૫-૩૧ અહીં 'રીઝ્યા એટલે શીશ છેદ્યું !'—એમ કહેવામાં દેખીતો વિરોધ જણાય છે; પરંતુ તેમ કરીને, પણ મોક્ષ આપ્યો એમ જાણવાથી વિરોધ જતો રહે છે. ૨૫-૩૨ અહીં કવિએ રાવણના ભૂમિપતનને બહુ સુન્દર ઉપમાઓથી શણગાર્યું છે. જેમ આખા નક્ષત્રમંડળ સાથે સૂર્ય નીચે આવી પડે, અને જેમ મેરુ પર્વત મૂળમાંથી ઊખડીને તૂટી પડે તેમ લંકાપતિ રાવણ, રામના છેવટના બાણથી જમીન ઉપર પડ્યો (અલંકાર ઉપમા). ૨૫-૩૩ અહીંથી કવિએ રાવણવધના સમાચાર ફેલાયાનું વર્ણન ઘણા જ થોડા પણ સચોટ શબ્દોમાં કર્યું છે; આપણને સાંભળતાં જેટલો વખત થાય છે તેટલો જ સમય બધું થઈ રહેતાં લાગે છે.

૨૫-૩૫ સંસ્કાર–અંત્યેષ્ટિ–મરણ પછીના સંસ્કાર. ૨૫-૩૭ અહીં ભારદ્વાજનો સંદેહ સામાન્ય વાંચકને પણ થાય તેવો છે. અહીં જે વાનરને સજીવન કર્યાની કથા છે તેનો આધાર યુદ્ધકાંડ સર્ગ ૧૨૦

માં છે ખરો; પરંતુ ત્યાં તો ફક્ત ઈંદ્ર તેમને જીવતા કરે છે એટલી કથા છે. મુદ્રિત પ્રતોમાં નથી એવો આ અહીંનો પ્રસંગ વધારે રસિક છે.

૨૫-૪૦ પામ્યા સહુ લોક—લોક સાત કહ્યા છે: ભૂર્, ભુવર્, સ્વર્, મહર્, જન, તપ, અને સત્ય. સૌસૌની કરણી પ્રમાણે તે તે લોકને પામ્યા—એમ ભાવ છે.

૨૫-૪૧ મડાને ઠામ—મડદાની આસપાસ. મડું—(ફા. મુર્દહ્) મડદું; સરખાવો અભિમન્યુ આખ્યાન 'ક ૧૫-૮ 'જુઓ કમાઈ આપણા કંથની, જે મડું મસાણથી આવ્યું!'

૨૫-૪૨ ભુત—વાસનાકલેવર; લિંગદેહ. દેહી—દેહના અર્થમાં: સરખાવો સુદામાચરિત્ર કડવું ૯–૮ 'કે શું ઉદર ભરાતું નથી, તેણે સૂકી દેહી?' જીવ ધસી—વાસનાદેહ પોતાના જૂના કલેવર પાસે ભમતો હતો તે ચેતન આવતાં ફરી કલેવરમાં દાખલ થયો અમી-વરસાત—(સં. अमृत; પ્રા. अमीअ) વર્ષાપાત ઉપરથી 'વરસાત'; અમૃતની વૃષ્ટિ.

૨૫-૪૪ ધીજ કરાવી—(સં. दिव्य) અઘરી કસોટી કરી: જેને અગ્નિમાં નાખ્યા છતાં અગ્નિ બાળતો નથી તે પવિત્ર ગણાય છે. સરખાવો મનુસ્મૃતિ અ. ૮-૪૧૫ यमिद्धो न दहत्यग्निः स ज्ञेयः शपथे शुचि।' સરખાવો દયારામ 'કહો તો ધીજ પતીજ કરું, શિવપિંડી હાથ ધરાવો રે:' બીજો પાઠ 'દીજ' પ્રાચીન કાવ્યમાં છે: અને તે ઉપર નોંધ છે કે 'સીતાને ઉપનયનસંસ્કાર કરાવ્યા: સ્ત્રીઓને ઉપનયનનો અધિકાર છે'—વગેરે વિવેચન, તેમની પ્રતમાં 'ધીજ'ને બદલે 'દીજ' હોવાથી સંભવ્યું છે. સાખ પૂરી દશરથ રાય રે—સીતાની અગ્નિશુદ્ધિ થયા પછી દશરથ રાજા ત્યાં વિમાનમાં બેસીને આવે છે, અને સીતા શુદ્ધ છે એમ રામને કહે છે. (યુદ્ધકાંડ સર્ગ ૧૧૯). કૈકેયીનો શાપ મૂકાવ્યો—કૈકેયીએ રામને માટે વનવાસની માગણી કરી ત્યારે દશરથે શાપ દીધો હતો કે 'હું પુત્ર ભરત સહિત તારો ત્યાગ કરું છું.' રામના કહેવાથી એ શાપનો એમણે અનુગ્રહ કર્યો

અહીં રામના ચરિત્રનું ઉદાત્તપણું વ્યક્ત થયું છે. 'જેનાં વચનથી પોતાને રાજ્યના સુખને બદલે-વનવાસનાં દુઃખ ભોગવવાં પડયાં, અને સીતાહરણની આપત્તિ ભોગવવી પડી તે જ કૈકેયી માટે, આટલી બધી સ્નેહની લાગણી એક રામ જ રાખી શકે! (સર્ગ ૧૧૯.

૨૫-૪૬ **પુષ્પક વિમાન**—કુબેરનું વાહન; તે રાવણે પોતાના ભાઈ પાસેથી પડાવી લીધું હતું. લંકાથી અયોધ્યા પહોંચવાને એક જ દિવસ લાગે (જુઓ સર્ગ ૧૨૧) એટલી એની ગતિ હતી.

---

## કડવું ૨૬ મું

રાવણવધ પછી સીતાની અગ્નિશુદ્ધિ અને સીતા સાથે રામનું અયોધ્યા તરફ પ્રયાણ—એ ગયા કડવામાં કહેવાઈ ગયું છે. આ કડવામાં કાવ્યનો ઉપસંહાર છે. લંકાથી પાછા અયોધ્યા જતાં રામ, પોતાના કેટલાક ચિરપરિચિત પ્રસંગો અને સ્થળો પુષ્પક વિમાનમાં બેઠા બેઠા સીતાને બતાવે છે. 'ઉત્તરરામચરિત નાટક'માં ભવભૂતિ કવિ પહેલા જ અંકમાં જે 'ચિત્રપટદર્શન'નો પ્રસંગ ગોઠવે છે તેને ઘણો મળતો છે. વાલ્મીકિમાં યુદ્ધકાંડ સર્ગ ૧૨૩માં આ કથા છે.

૨૬-૨ **પાજખંડના કીધી**—લંકા અને રામેશ્વર વચ્ચે જે સેતુ બાંધ્યો હતો તે પાછો રામે તોડી નાખ્યો; તે એવા હેતુથી કે કોઈ બીજો શત્રુ વિભીષણને લંકા ઉપર ચઢી આવી સંતાપે નહિ. રામેશ્વરમાં રામેશ્વરના મહાજ્યોતિર્લિંગની સ્થાપના રામે કરી હતી. વાલ્મીકિમાં સેતુબંધની કથા પહેલવહેલી આ જ સ્થળે આપેલી છે.

૨૬-૩ **સીતાને શ્રીરામ દેખાડે**-ઉત્તરરામચરિત નાટકમાં લક્ષ્મણ સીતાને ચિત્રપટ બતાવે છે; અહીં રામ બધું બતાવે છે. ઘાટ-ઉત્તાર, ઉતરાણ. અજ્ઞાત વાટ-અજાણે રસ્તે; પંચવટીથી દક્ષિણમાં જનસ્થાન, કિષ્કિંધા અને લંકા એ બધો પ્રદેશ રામ-લક્ષ્મણને અજાણ્યો હતો; પણ પછી સુગ્રીવ સાથે મૈત્રી થવાથી રામ, સીતાની ભાળ કાઢતા

કાઢતા લંકા પહોંચ્યા હતા. ઋષ્યમૂક-પર્વત, જ્યાં રામને સુગ્રીવનો પ્રથમ મેળાપ થયો હતો. કિષ્કિન્ધા-વાલીની રાજધાની. ૨૬-૪ પંચવટી વન-રામ સીતા વનવાસમાં પાંચ વડની છાયા નીચે પર્ણકુટી બાંધીને રહ્યાં હતાં. જટાયુશ-પક્ષી અરુણનો પુત્ર. એ દશરથનો મિત્ર હતો. 'વનવાસમાં, આગળ રાક્ષસનો ભો છે તેથી પંચવટીમાં રહેજો' એમ રામને એણે કહ્યું હતું. રાવણ જ્યારે આશ્રમમાંથી સીતાને ઊંચકી જતો હતો ત્યારે રાવણ સાથે એણે યુદ્ધ કર્યું હતું. રામ સીતાની શોધ કરવા ગયા ત્યારે જટાયુએ બધો વૃત્તાન્ત કહીને પ્રાણ મૂક્યા હતા. આશ્રમ નારી-શબરી; એ ભીલડી હતી. પંપા સરોવરને કાંઠે માતંગ ઋષિનો આશ્રમ હતો ત્યાં એ રહેતી. કોઈ દિવસ રામ અહીંથી આવશે એમ એને થવાથી, હમેશાં એ આશ્રમ વાળતી ને ફૂલફલાદિક લાવી મૂકતી. વનમાંથી એ બોર વીણી લાવતી અને રામ આવે ત્યારે તેમને ધરવા માટે ચાખી ચાખીને તે મૂકતી, કે રખેને કોઈ ખાટું બોર આવી જાય! આ શબરીનાં ભાવભર્યાં એઠાં બોર પણ રામચંદ્રે આરોગ્યાં હતાં. આ કથા અરણ્યકાંડ સર્ગ ૭૪ માં છે. શરભંગ-ઋષિનું નામ; વિરાધ રાક્ષસનો વધ કર્યા પછી, રામ એમના આશ્રમમાં ગયા હતા. અત્રિ-સપ્ત ઋષિમાંના એક; અનસૂયાના પતિ-દત્તાત્રયના પિતા. ચિત્રકૂટથી નીકળી રામ અત્રિના આશ્રમમાં એમના સમાગમે આવ્યા હતા. જુઓ અયોધ્યાકાંડ સર્ગ ૧૧૭

૨૬-૫ ત્રિવેણીગંગા—ચિત્રકૂટ પાસેની મંદાકિની નદી, હાલની સરસ્વતી છે તે પણ હોય. આવાગમન-પાર જવું તે. ગોભિલ્લ નાથ—શૃંગવેરપુરનો ભિલરાજ ગુહ જેને ત્યાં રામ, લક્ષ્મણ, સીતા, વનવાસમાં નીકળ્યાં તે વખતે રાતવાસો રહ્યાં હતાં પછી બીજે દિવસે ગંગાની સામે પાર ગુહે આપેલા નાવમાં બેસી એ ઊતર્યાં હતાં. ...દ્વિજ-સુતીક્ષ્ણ મુનિનો સમાગમ શરભંગના આશ્રમમાંથી નીકળ્યા ... રામને થયો હતો. જુઓ અરણ્યકાંડ સર્ગ ૭.

૨૬-૯ ભરત કૈકેયીના પુત્ર એ એમને મોસાળ હતા ત્યારે

કૈકેયીએ દશરથ પાસે, રામને વનવાસ અને ભરતને માટે રાજગાદી માગ્યાં હતાં; પણ ભરતે તે ગાદી ન સ્વીકારતાં નંદીગ્રામમાં રામની પાદુકાએ સ્થાપી અયોધ્યાનું રક્ષણ કર્યું હતું. રામને માટે એને આટલો બધો ભ્રાતૃપ્રેમ હતો. **શત્રુઘ્ન**–સુમિત્રાનો પુત્ર, લક્ષ્મણનો ભાઈ. 'હેં 'હેં' કહી હેલામાં **ઉઠયા**–અહીં ઉમંગને લીધે થતો ત્વરાતિશય કવિએ વર્ણવ્યો છે. સરખાવો, પ્રેમાનંદકૃત 'સુદામાચરિત્ર'માં શ્રીકૃષ્ણ, સુદામા આવ્યાના સમાચાર મળતાંવેંત આવો જ ઉમંગ અને ત્વરાતિશય બતાવે છે. ૨૬–૧૦ **હાટ**–(પ્રા. हट्ट) દુકાન; સરખાવો હડતાળ (હાટે + તાળાં). **સમારે**–(સં. सम+रच्) સમું સરખું કરે. સુધારે. ૨૬–૧૧ **તરીયા તોરણ**–(સં ત્રિક ઉપરથી) બગના પીછાં સાંઠાનું ત્રિકોણ પાડીને બનાવેલું તોરણ; અથવા (त्रयः+तोरण) ત્રણ જાતનાં તોરણ: આસોપાલવ, આંબો અને નારિયેળી એમ ત્રણનાં પાંદડાંનાં તોરણ બંધાય છે (પ્રા. કા. ટીકા). **નાટક**–નૃત્ય રૂપક. 'अवस्थानुकृतिर्नाट्यम् रूपं दृश्यतयोच्यते ' રામચરિત્ર ફરીફરી ભજવીને આનંદ મેળવે છે: ભજવાતી 'રામલીલા'નાં દશ્યો અને 'વેશો' આવાં નાટકની પરંપરામાંથી જ ઊતરી આવેલાં છે. **નૌતમ**–(नव નવું + तम ઉત્કર્ષવાચક શબ્દ) વધારે નવું; અવનવું. ૨૬–૧૨ **રાજ્યરામગ્રી**–રાજાની પદવીને ઘટતી ને શોભતી સામગ્રી. (મધ્યમપદલોપી સમાસ) ૨૬–૧૩ '**પુણ્યપવિત્ર** –એ શબ્દ લક્ષ્મણ સાથે અથવા ભરત શત્રુઘ્ન સાથે લઈ શકાય છે ૨૬–૧૪ **કોડે** કોડથી, અભિલાષ સહિત કટક–સૈન્ય. ૨૬–૧૫ **કુશલી ભેટ**–કુશલ સમાચાર. ૨૬–૧૬ **જયકરિયાં**–'જય' સૂચવનારાં. ૨૬–૧૭ **અપવાદ શિરનો ભાગો છ**–રામને વનવાસ મોકલ્યા બદલ અને દશરથ–મૃત્યુના નિમિત્ત થવારૂપ અપવાદ જાય તે માટે જુઓ–રામે દશરથની પાસે કૈકેયીનો શાપ મૂકાવ્યો છે. કડવું ૨૫–૪૪.

૨૬–૧૧ **લવકુશ મૂકયા નંદીગ્રામમાં**—જ્યારે સગર્ભા સીતાને રામે લોકાપવાદને લીધે ઘરમાંથી કાઢી મૂક્યાં હતાં ત્યારે વાલ્મીકિના

આશ્રમમાં રામના જોડકા પુત્ર લવ અને કુશ જન્મ્યા હતા. અહીંથી ઉત્તરકાંડના કથા–પ્રસંગનું સૂચન છે. હરિગુણ શ્રામ–ઈશ્વરના ગુણોનો –ચરિત્રોનો સમૂહ.

૨૬-૨૨ કડવાં છવ્વીસ પદ પૂરણ સાતસેં—અહીં કાવ્યનું પૂર કવિ આપે છે; જેથી ટૂંકોમાં વધઘટ હોય તો પકડાઈ શકે. અહીં ઉલ્લેખેલું કાવ્યનું પૂર કવિએ નક્કી કરેલું; તેનો મેળ ઘણી પ્રતોમાં મળતો નથી. ઊંડા સંશોધનને અંતે પદ( કડી )ની એકંદર સંખ્યા વધઘટ વગર નક્કી થઈ શકી છે. એક પ્રતમાં ' પદ પોણી સાતસેં ' એમ પાઠ છે: અને સાથેસાથે રચના સંવત (૧૭૪૬) તેમજ રચના-સ્થળ (વંદાવદ ?) નો ઉલ્લેખ છે જે તદ્દન ચિંત્ય છે. બાર રાગ દસ દેશી છ–' રાગ ' અને ' ( રાગિની ) દેશી ' એ વચ્ચે છંદસ અને ગૈતિક સૂક્ષ્મ ભેદ છે. રચનાબંધનો જેનો અહીં માત્ર ઉલ્લેખ જ શક્ય છે : ' બાર રાગ 'માં કેદારો, વેરાડી, સારંગ, સામેરી, વસંત, કાલેરો, મેવાડો, દેશાખ, ભૂજંગીની ચાલ અને મારુ–એટલાનો નિર્દેશ ' કડવા 'ને મથાળે કરેલો મળે છે તેમાંથી વેરાડી અને દેશાખ વિશેષ કડવાંમાં યોજાયા છે. ' દસ દેશી 'માં રામગ્રીની, સામેરીની, મેઘમલ્હારની, મેવાડાની અને ધવલધનાશ્રીની, સોરઠની, નટની અને પરજની–એટલી નોંધેલી મળે છે: પ્રેમાનંદને એનો જેવો સ્પષ્ટ ખ્યાલ હશે તેવો આજે આપણે સમજી–સમજાવી શકતા નથી. નંદાવતી—નંદુરબાર; પશ્ચિમ ખાનદેશનું મુખ્ય શહેર. પ્રેમાનંદને અહીંના દેશાધિપ (દેસાઈ) મહેતા શંકરદાસનો આશ્રય મળ્યો હતો: તેથી જ એ લખે છે: ' ઉત્તર દાજે, સેવ્યું નંદુરબાર. '

૨૬-૨૩ સંવત ૧૭૪૨—કવિ પ્રેમાનંદે ખાસ કરીને સં. ૧૭૩૬ થી પંદર વર્ષ સુધી, નંદુરબારમાં રહીને પોતાનાં ક્રમે મેંજ આખ્યાનો રચ્યાં છે. કાવ્યરચનાનો સંવત, માસ, તિથિ, વાર( અને કેટલીક વાર દિવસનો ચોઘડ તથા ઘડી )ની નોંધ પણ આ મધ્યકાલીન કવિઓ, ધર્મબુદ્ધિથી રાખવાનું ચૂકતા નથી. ચૈત્ર શુદિ–રામાજણી

કથા-શ્રવણનું માહાત્મ્ય ચૈત્ર સુદી નોમને દિવસે આવતી 'રામનવમી'ની જયંતીને લીધે, ચૈત્રમાસમાં સવિશેષ ગણાય છે. કવિએ પણ આ સુયોગ સાધ્યો જણાય છે. **રસિયા જનની રીઝ**-રસિકજન જે હશે એટલે કે આખ્યાનના કાવ્યરસના જે સાચા અધિકારી-રસિયા હશે તેમને અવશ્ય આમાંથી આનંદ ( રીઝ ) મળશે: બાકી અરસિક માટે તો ગમે તેવું રસાભિનિવેદન નિરર્થક છે.

૨૬-૨૪ **દેસાઈ**—(स देशाधिप ઉપરથી ) સરખાવો, શંકરદાસે સંવત ૧૭૪૪ માં નંદુરબાર પાસે બંધાવેલા આશાપુરી માતાના મંદિરમાંનો શિલાલેખ :

" आशापुरी सकलकामपुरी जनाना । तस्या निकेतनमिदं अथ मंडपश्च ॥
नंदावतिस्थदिवशंकरदासनाम्ना । देशाधिपेन रचितः खलु देविप्रीत्यै ॥ "

**મહેતા**—[ सं. महत्कम्; प्रा. महत्तउ, જૂ. ગ. ' મહિતઉ ; સરખાવો ' માધવ મહિતઉ મૂલગૂ પ્રધાન ' ( કા. પ્ર ) ] એવો જ બીજો શબ્દ ' મહત્તર ' છે; તેમજ ' મહામંત્રી ' ઉપરથી ' મહાવત્ત ' અને ઉપરથી ' મહિતુ '-મહેતા એમ કેટલાક વ્યુત્પન્ન કરે છે રાજ-કાજધુરંધર પ્રધાન માટે ' મહેતા ' શબ્દ રૂઢ છે જુઓ સોલંકીવંશનો ઇતિહાસ.

**દેસાઈ મહેતા શંકરદાસ**—મૂળ અમદાવાદના પણ પછી, -કદાચ અમદાવાદમાં આવેલી અંગ્રેજોની કોઠી નંદુરબારમાં સં. ૧૭૨૬માં ખસેડાવાથી,-ખાનદેશમાં જઈ ને વસેલા દશાશ્રીમાલી વણિક શ્રેષ્ઠી ભાઈઓ શિવદાસ અને શંકરદાસ : તેઓ ખાનદેશના કાનૂનગો અને દેસાઈ નિમાયા હતા: તેથી ' સરકાર દેસાઈ ' એવું મહત્તાસૂચક નામ પણ તેમને મળ્યું હતું. અત્યાર સુધી ' નંદુરબારના ઠાકોર ' તરીકે જેની સંભાવના થતી હતી તે જ આ ' સરકાર '. તેમણે સાહિત્યકાર કવિઓને તેમજ કથાકાર પુરાણીઓને સારો આશ્રય આપ્યો હતો. પ્રેમાનંદ જેવા ગુજરાતી કવિ ઉપરાંત, એક દાક્ષિણાત્ય મહારાષ્ટ્રી કવિ ભાનુભટ્ટ અથવા હરિકવિ-જે સુરતમાં રહેતા હતા તેમને પણ

આશ્રય આપ્યો હતો. આ હરિકવિએ 'શંભુરાજચરિત' એ નામનું સંસ્કૃત મહાકાવ્ય, શિવદાસના પુત્ર શંભુદાસનો વિવાહ સુરતના શેઠની કન્યા ચંપા સાથે ઉજવાયો તે પ્રસંગ પર, રચ્યું છે. પ્રેમાનંદ નંદુરબાર અને સુરત આવજાવ કરતા હતા તેનો પણ ખુલાસો આવા સંબંધથી, તેમજ એ શ્રેષ્ઠીની ત્યાં પેઢીઓ હોવાને લીધે, મળી રહે છે. આ શંકરદાસને ઘણા ઈનામી ગામોની જાગીર મળેલી તે તેમના આજના વંશજો ભોગવે છે. અઢીસો વર્ષ પરના તેમના ઘરના, ગુજરાતીમાં લખેલા ચોપડાઓમાંથી હકીકત મળી આવી છે કે આ આશ્રિત પંડિતોને, સન્માન તરીકે વર્ષાસન અપાતું હતું: કથાકાર પુરાણીઓ દ્વારા અનેક કથાશ્રવણ થતું હતું; અને તેમને પણ દાનદક્ષિણા અપાતી હતી.

**૨૬–૨૪ મુજને આજ્ઞા દીધી**—કવિને આજ્ઞા કરી શકે એવું મોટું, અને કવિ એમની આજ્ઞાને માથે ચઢાવવા યોગ્ય ગણે એવું, માનાર્હ કોણ હશે તે આટલાં વર્ષો સુધી શોધી શકાયું નહોતું: હવે તે સ્પષ્ટ થયું છે.

**૨૬–૨૪ સક્ષેપે કથા કહી હતી પૂર્વે**—હાલનું આખ્યાન પ્રેમાનંદે પોતાના પુરોગામી કવિ વિષ્ણુદાસના 'યુદ્ધકાંડ' (અપ્રસિદ્ધ)નો અથવા કવિ વિજયાકૃત 'રણજંગ'નો કંઈક આધાર લઈ વિસ્તાર્યું હોય – નવપલ્લવિત કર્યું હોય – એવો એક અર્થ નીકળી શકે છે: બીજો જરા વધારે સંભવિત અર્થ એ છે કે કવિએ પોતે જ માત્ર થોડાક પ્રસંગ ગૂંથીને રામાયણના યુદ્ધકાંડનું કોઈક કાવ્ય રચ્યું હશે: તેને જરા વધારે વિસ્તારીને સુધારી–સંસ્કારીને શંકરદાસને સંભળાવવા-યોગ્ય બનાવ્યું હશે એમ લાગે છે: આના સમર્થનમાં, એક સુરતમાં ઊતરેલી 'રણયજ્ઞ'ની પોથીમાં મૂળનું–એટલે પહેલી આવૃત્તિ recension )માંનું જ હોય એમ ગણવા જેવું–કડવું ૨૨ મું મળ્યું જે આખું નીચે ઉતાર્યું છે: તેને જ 'ત્રિતાલા ભુજંગી છંદ'ના ઢાળમાં પાછીથી સુધાર્યું હોય એમ માનવામાં વાંધો નથી. પહેલા

પાઠમાં અંતર્યમક છે; પરંતુ તે સર્વસામાન્ય સચવાયો નથી. તેને મુકાબલે નવા 'ત્રિતાલ'માંની વર્ણયોજના સુદના ઉદ્ધત 'રવમાધુર્ય'ને પરિપુષ્ટ કરે છે: [આ સાથે શ્રીધરકૃત 'રણમલ્લ છં' (સં. ૧૪૫૪) માથી કડી ૬૬ થી ૬૯ સરખાવો.]

## કડવું ૨૨ મું

(સારંગની ચોપાઈ)

શ્રી રામ સંગ્રામે સોહ્યા રે, પાડી ચીસ કપિવીર દોડયા રે:
ભુજાદંડ પ્રચંડ ફરતા રે, અસ્ત્રધાર અપરિમિત ધરતા રે—૧
મહાબલે તે ચકચૂર થાય રે, મૂછ ફૂછ ઉછાળા ખાય રે:
મેલે સાંગ ત્રિશૂળે વેધે રે, મહા ક્રોધ ધરી શિર છેદે રે—૨
થયા લથબથ સમરથ શૂર રે પદઘાયે છેદાયે પૂર રે:
મહાઘોર શબ્દો સહુ કરતા રે, ભર્યા શ્વાસ ચોપાસે ફરતા રે—૩
ધરે જત્ર મુખ, કરમુખ ભાખે રે, કરે સંગ્રામ: કો કોને ન સાખે રે.
કીધું રાક્ષસદલ સંહાર રે, દસકંધ આવ્યો તેણીવાર રે—૪
રૂંઢમૂંઢ મહાબલ પડિયા રે, રાક્ષસજુદ્ધપતિ રડવડિયા રે:
નાસા-કર્ણ-વેહોણા કો કીધા રે, શોણિતની નદીમાં નાખી દીધા રે—૫
કપિ હાથમાં લે તરવાર રે, કોઈને મારે ખડગની ધાર રે:
સામસામા વઢે બળવંત રે, બેહુ સેનાનો આવે અંત રે—૬
રાવણરાયતણાં શસ્ત્ર પડિયાં રે, પાખર બખ્તર બહુ રડવડિયા રે:
પડિયા સુભટના મુગટ દોહોવટ જાય રે, બલ-પૂરમા શૂર ચકચૂર થાય રે—૭
પડે હલમૂસલના પ્રહાર રે, દલ સહુનો થાય સંહાર રે:
છૂટે બાણ સંખ્યા નવ થાય રે, રણ છોડીને નાઠા રાય રે—૮
પડે ધજા સહિત હથિયાર રે, માહોમાહે કરે બહુ માર રે:
પદ-ઘાએ પડછંદા વાગે રે, ધૂમધૂમ તે પૃથિવી કાંપે રે—૯
કોઈ વૃદ્ધ ને કોઈ એક લાક્ષા રે, લઘુરૂપ છે કોઈ બાલા રે:
ઊભો જુવે લંકાનો રાય રે, દલ નાઠું પુરભણી જાય રે—૧૦

દશકંધ ધનુખ પછી તાણે રે, સેના જાજરી કીધી બહુ બાણે રે:
મહાક્રોધ આણ્યો પછે મન રે, બહુ માર્યું રામનું સૈન્ય રે—૧૧

(વલણ)

સૈન્ય માર્યું અતિઘણું, તે જોઈ કોપ્યા શ્રી રામ રે:
ભટ પ્રેમાનંદ કહે કથા, રાવણ–રામનો સંગ્રામ રે—૧૨

૨૬-૨૫ વીરક્ષેત્ર—હનુમાન, વૈતાલ તથા કાલભૈરવ જેવા તામસી સાધનાના દેવોને 'વીર' કહીને ઓળખાવે છે: તેનાં પુરાણાં સ્થાનક આ ગામની આજુબાજુ હોવાથી કદાચ આવું નામ પડ્યું સંભવે છે. જ્યાં વૈષ્ણવજન ઉપજે બહુ—સં. ૧૭૦૫ માં ઉતારેલી એક પોથી(પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા)માં કેટલીક ત્રુટક કવિતા ઉતારેલી છે તેમાં 'વડોદરું ગામ ને વૈષ્ણવે ભર્યું; ગોપીચંદન મોંઘું કર્યું ' એવું કટાક્ષવચન મળી આવે છે: તે સિવાય, પ્રેમાનંદ કવિના મિત્ર માધવદાસ શેઠ, તેમના શિષ્ય વૈશ્ય દ્વારકાદાસ, તથા ડભોઈ નિવાસી શ્રીમાળીબ્રાહ્મણ પંડિતશિષ્ય રત્નેશ્વર–એ બધા વૈષ્ણવ સંપ્રદાયાનુયાયી હતા: તેથી વડોદરાને ખાતે આટલું ગૌરવ કવિએ વર્ણવ્યું છે.

૨૬-૨૬ બુધ–અનુસાર—બુદ્ધિ પ્રમાણે; અહીં નિરભિમાની કવિ વિનય બતાવે છે. જુઓ 'સુદામાચરિત્ર' 'બુધ–માને કથા જોડી.' કથા જોડી—કથાની યોજના કરી; રામાયણમાંથી અને ખાસ કરીને તેના 'યુદ્ધકાંડ'માંથી જુદા જુદા કથાતંતુઓને ભેગા કરીને તેમાંથી એક સળંગ કાવ્યરચના ઉપજાવી કાઢી.

૨૬–૨૭-૩૦ અહીંથી ત્રણ કડીમાં કાવ્યની ફલશ્રુતિ તથા શ્રોતાઓને માટે શુભાશિર્વચન છે. નાટકમાં 'ભરતવાક્ય' હોય છે આખ્યાનકાવ્યમાં આ ઉઠેલું સમાપ્તિ વચન છે.

---

# પરિશિષ્ટ ૧

# રસાલંકાર પ્રકરણ

**કાવ્ય એટલે શું ?**—સામાન્ય રીતે બોલીએ તો, કાવ્ય એટલે સુન્દર અર્થનો સુન્દર શબ્દમાં પ્રયોગ. કાવ્યશાસ્ત્રીઓએ કાવ્યનાં જુદાં જુદાં લક્ષણ આપ્યાં છે. કોઈએ રસને પ્રધાન ગણી રસાત્મક વાક્યને કાવ્ય કહ્યું છે; કોઈએ વક્રોક્તિ—એટલે ચમત્કારવાળી ઉક્તિને કાવ્ય માન્યું છે; કોઈએ રમણીય અર્થ ઉત્પન્ન કરનાર શબ્દોને કાવ્ય કહ્યા છે; કોઈએ શબ્દ અને અર્થ બન્નેને કાવ્ય ગણ્યા છે. ખરું જોતાં, શબ્દ અને અર્થ પરસ્પર જોડાયલા છે; માટે શબ્દ અને અર્થ બન્ને મળીને કાવ્ય થાય છે.

**રસ**—આ શબ્દ અને અર્થ એ કાવ્યનું શરીર છે; પરંતુ કાવ્યનો આત્મા તો રસ છે. જે લખાણમાં લાગણીઓ એવી સુન્દર રીતે વર્ણવી હોય કે વાંચતાં વારને આપણું મન તેમાં તલ્લીન થઈ એક પ્રકારનો અલૌકિક–લોકોત્તર આનંદ ભોગવે, તો તેમાં રસ છે એમ કહેવાય. રસનું સ્વરૂપ એવું કહેવાય છે કે શબ્દાર્થનું ગ્રહણ થતાં, આખો સંદર્ભ (વર્ણવાતો પ્રસંગ) ચાલે ત્યાં સુધી જે આનંદની સ્થિરતા મનમાં થાય–તે રસ; એ રસને ત્વરાથી ગ્રહણ કરવાની શક્તિ તે રસિકતા.

**રસની ઉત્પત્તિ**—હૃદયમાં વાસનારૂપ રહેલા રતિ, શોક, ક્રોધ, વિસ્મય વગેરે કેટલાક ભાવોમાંથી રસની ઉત્પત્તિ છે. એ ભાવોનો અનુભવ થયાથી મનમાં તેમનો સંસ્કાર હમેશ રહે છે; અને તેથી તે સ્થાયીભાવ કહેવાય છે. આ સ્થાયીભાવ વ્યક્ત થાય છે ત્યારે રસ કહેવાય છે. કાવ્યમાં કવિ જેટલે અંશે પોતાના હૃદયના ભાવ ઉતારી શક્યો હોય અને તે હૃદયભાવ સાથે જેટલે અંશે પોતાના હૃદયભાવનું

ઐક્ય કરી વાંચનાર, કવિની સૃષ્ટિનો સાક્ષાત્કાર કરી શકયો હોય તેટલે અંશે વાંચનારના સ્થાયીભાવ, રસરૂપે વ્યક્ત થઈ કાવ્યરસમાં પ્રવાહિત થાય છે.

**ધ્વનિ કાવ્ય**—જે કાવ્યમાં વાચ્ય અર્થ કરતાં વ્યંગ્ય અર્થ ચઢિયાતો હોય, અને વધારે ચમત્કારી હોય તેને ધ્વનિકાવ્ય કહ્યું છે. વાંચતાંવેંત તરત માલમ પડે તે વાચ્ય અર્થ; અંતરગૂઢ રહેલો તરત માલમ ન પડી આવે પણ જરા ઊંડા ઊતર્યાથી સહૃદયી-(કાવ્યની ખૂમીની પરીક્ષા કરવાના અનુભવવાળા)ને માલમ પડે તેવો અર્થ તે વ્યંગ્ય કહેવાય.

કાવ્યમાં શબ્દચમત્કૃતિ અને અર્થચમત્કૃતિ બન્ને જરૂરનાં છે. પરંતુ અર્થ પ્રધાન છે, શબ્દ ગૌણ છે. શબ્દચમત્કૃતિ એટલે રસની જમાવટને અનુસરતું પદ—લાલિત્ય; એકલું પદલાલિત્ય અથવા એકલી મનોહારી શબ્દરચના કે મધુર છંદરચના કંઈ કાવ્ય નથી. જ્યારે અર્થમાં ચમત્કાર બરાબર રહ્યો હોય ત્યારે જ કાવ્ય થયું કહેવાય.

અમુક વસ્તુ સામાન્ય મનુષ્ય જુએ અને કવિ જુએ તેમાં ઘણો ફેર છે. કવિ પોતાની પ્રતિભા અને કલ્પનાના બળવડે સામાન્ય વસ્તુનું વર્ણન એવું ખૂબીદાર બનાવે છે કે વાંચવાથી આપણને અતિશય આનન્દ થાય છે. કાવ્યમાં સાથે સાથે પ્રસાદ અને સ્વાભાવિકપણું હોય તો જ તે હૃદયંગમ થાય છે.

આમ શબ્દ અને અર્થ એ કાવ્યશરીરના અંગો છે. અલંકારો એ કાવ્યશરીરના આભૂષણ છે.

**અલંકાર**—શોભા અથવા શોભા આપનારી વસ્તુ તેનું નામ 'અલંકાર': જેમ ઘરેણાં શરીરને શોભીતાં કરે છે તેમ લખાણની કંઈક ચમત્કારિક રીત અથવા છટા, લખાણની શોભાને અને સચોટતાને પુષ્ટિ આપે છે—તેનું નામ અલંકાર. કાવ્યમાં બહુધા શબ્દ અને અર્થ સાલંકાર હોવા જોઈએ; કવચિત્ અલંકાર ન હોય તો પણ ચાલે; પરંતુ કાવ્યમાં જો રસનું અસ્તિત્વ હોય તો જ અલંકાર.

શબ્દ અને અર્થ—એ બન્ને કાવ્યનાં અંગ-માં ચારુતા ઉત્પન્ન કરે છે; અને જેમ આભૂષણ શરીરને શોભાવી આનન્દ પમાડે છે તેમ કાવ્યાલંકાર આત્માને આનન્દ પમાડી કાવ્યને ઉપકારક બને છે.

ઉપર કહ્યું તેમ, શબ્દ અને અર્થ એ કાવ્યનું કલેવર છે; રસ એનો આત્મા છે. જેમ શરીરને હાર વગેરે અલંકાર ભૂષિત કરે છે અને તે દ્વારા આત્માને આનન્દ પમાડે છે તેમ, કાવ્યમાં ઉપમાદિ અલંકાર શબ્દ અને અર્થને ઉત્કૃષ્ટ બનાવી, રસમાં વધારો કરે છે. રસનો અભાવ હોય તો અલંકાર માત્ર શબ્દ અને અર્થને શોભાવે છે, અને ઉક્તિમાં ફક્ત વૈચિત્ર્ય પેદા કરે છે. આમ કાવ્યને અલંકાર સાધનભૂત છે; સાધ્ય વસ્તુ નથી.

શબ્દાલંકાર—અલંકાર, શબ્દમાં અને અર્થમાં બન્નેમાં રહેલા હોય છે. વિશેષે કરીને જ્યાં શબ્દની ચમત્કૃતિ જોવામાં આવે છે, ત્યાં શબ્દાલંકાર થાય છે. અનુપ્રાસ., યમક વગેરે શબ્દાલંકાર છે.

૧. અનુપ્રાસ—એકનો એક વર્ણ એટલે વ્યંજન વારંવાર આવે તેને અનુપ્રાસ કહે છે; જેમકે 'વરણવું લીલા રઘુપતિની વિમલ વાલ્મિક વાણી' કડવું ૧–૩*. [વિશેષ ઉદાહરણ માટે જુઓ, ૨૩–૧૦; ૨૪–૧૧].

૨. યમક—ભિન્નભિન્ન અર્થવાળા કે અર્થરહિત બે કે વધારે સ્વર કે સ્વરસમૂહ એક જ ક્રમમાં ફરીને આવે છે ત્યારે યમક થાય છે; જેમકે 'અતુલ બલથી સકલ વાનર, શિથિલ વ્યાકુલ થાય; સંગ્રામ રામ ને મામ મૂકી, કપિ નાઠા જાય.' કડવુ ૨૩–૧૦; [વળી જુઓ આખું ૨૨ મું કડવું]

અર્થાલંકાર—જ્યાં વાક્યના અર્થની અથવા વાક્ય માંહેલા વિચારની ચમત્કૃતિ અથવા સૌંદર્ય જોવામા આવે તેને અર્થાલંકાર કહે છે; ઉપર રૂપકાદિ અર્થના અલંકાર છે, જે દ્વારા કાવ્યના આત્મારૂપ રસનો ઉત્કર્ષ સધાય છે.

---

* અહીં બધાં ઉદાહરણ પ્રેમાનંદકૃત 'રણયજ્ઞ'માંથી જ આપ્યા છે.

૧—અતિશયોક્તિ—જ્યાં વર્ણન કરવાની વસ્તુનું નામ જ ન હોય અને તેને બદલે બીજી જ વસ્તુનું વર્ણન એવી રીતે કર્યું હોય કે તેથી બન્નેનું ઐક્ય થયું હોય, ત્યાં આ અલંકાર થાય છે. આના પાંચ પ્રકાર છે: (૧) જ્યાં ભિન્ન પદાર્થને અભિન્ન જેવા વર્ણવ્યા હોય એટલે ભેદમાં પણ અભેદ વર્ણવ્યો હોય, (૨) જ્યાં અભેદમાં ભેદ વર્ણવ્યો હોય, (૩) સંબંધ હોય છતાં અસંબંધ કહ્યો હોય, (૪) અસંબંધમાં સબંધ કહ્યો હોય, અને (૫) કાર્યકારણના સ્વાભાવિક ક્રમથી ઊલટું જ વર્ણન થયું હોય—એમ પાંચ પ્રકાર છે.

અતિશયોક્તિ બધા અલંકારોનું મૂળ છે; દરેકમાં ખરેખરું હોય તેના કરતા તો વધારીને વર્ણન થાય છે જ. છતાં જ્યાં આ અતિશય ખાસ કરીને ચમત્કારપૂર્ણ જણાય ત્યારે આ અલંકાર થયો એમ કહેવાય છે, જેમકે 'નદીપેં શોણિત અદકું વહ્યું'—કડવું ૧૫–૬૬; 'સળકે શેષ, ધરા ધમધમે' ૨૦–૧૨. [ વિશેષ ઉદાહરણ માટે જુઓ કડવું ૩–૩, ૩–૧૬, ૬–૬, ૬–૨૦; કડવું ૧૦–૬ થી ૭; ૧૩–૧૫; ૧૩–૨૬; ૧૩–૩૫; ૧૫–૧૩; ૧૫–૨૭; ૧૫–૪૫; ૧૫–૬૭ ]

૨—અર્થાન્તરન્યાસ—જેમાં સામાન્ય હકીકતથી વિશેષ હકીકતનું કે વિશેષ હકીકતથી સામાન્ય હકીકતનું સમર્થન કર્યું હોય તે અર્થાન્તરન્યાસ કહેવાય છે; જેમકે, 'નથી નાથ ! કો રોહને કાળમાંથી' કડવું ૨૧–૧૪.

૩—અપ્રસ્તુતપ્રશંસા—અપ્રસ્તુતનું—જેને વર્ણવવું નથી તેનું–વર્ણન કરવું, પરંતુ તેથી પ્રસ્તુત સમજાય તો આ અલંકાર થાય છે. અર્થાત્ જેનું વર્ણન કરવું હોય તેનું વર્ણન ન કરતાં તેને લાગુ પડે એવું બીજાનું વર્ણન કરવું તે; આને કેટલાક અન્યોક્તિ કહે છે; જેમકે 'ન માનો કહ્યું કંથ રીસાળ રંગીલા, કયમ સૂર્ય જીતાય મળે કોટિ આગીઆ; કયમ હરણ જીતે વડે વાઘ સાથે, કુંજર જીત્યો કદી સુણ્યો સિંહ સાથે ?' કડવું ૨૧–૯.

૪—ઉત્પ્રેક્ષા—ઉપમાનનો ધર્મ મનમાં રાખી ઉપમેય ઉપર

ઉપમાનના સરખાપણાનો તર્ક અથવા સંશય બતાવાય ત્યાં ઉત્પ્રેક્ષા થાય છે. કંઈક કારણથી એક વસ્તુની બીજી વસ્તુ તરીકે સંભાવના (ઉત્પ્રેક્ષા ) કરી હોય ત્યારે આ અલંકાર થાય છે. ' જાણે, ' ' શકે, ' ' રખે, ' ' શું ' એવા શબ્દ ઉત્પ્રેક્ષાના વ્યંજક છે. જેમકે ' રાક્ષસ વાનર થયા એકાકાર, શકે ફરી મંડાશે સંસાર ' કડવું ૧૫–૯; [ વિશેષ ઉદાહરણ માટે જુઓ ૧૩–૧૬. ૧૫–૭, ૧૫–૧૦, ૧૫–૧૫, ૧૫–૭૧, ૨૧–૨૫, ૨૫–૨૪. ]

૫—ઉદાત્ત—જ્યાં વસ્તુનું અથવા સંપત્તિનું વર્ણન થયું હોય ત્યાં ઉદાત્ત અલંકાર કહેવાય છે; જુઓ કડવું ૯ મું જ્યાં રાવણનો વૈભવ કવિ વર્ણવે છે.

૬—ઉપમા—જ્યાં બે પદાર્થનું સરખાપણું ચમત્કારી રીતે–મનને આનન્દ પમાડે એવી રીતે વર્ણવ્યું હોય ત્યાં ઉપમા અલંકાર થાય છે; જેમકે ' છૂટયા હસ્તિ વન ભાંજે જેમ છૂટયા વાનર લંકા લેશે તેમ ' કડવું ૩–૪. [ ઉદાહરણ માટે જુઓ; ૩–૩, ૩– ૩, ૬–૧૧, ૧૦–૧૧, ૧૨, ૧૫–૨૩, ૧૫–૩૮, ૧૬–૧૫ ]

ઉપમામાં ચાર વસ્તુ જોઈએ—જે વસ્તુને સરખાવવી હોય તે–ઉપમેય, જેની સાથે સરખાવવી હોય તે–ઉપમાન, જે સાધારણ ગુણને લીધે બે પદાર્થની સરખામણી કરી હોય તે–સામાન્ય ધર્મ, અને ઉપમાવાચક–સામ્ય બતાવનાર શબ્દ,–જેમકે–જેમ તેમ, જેવું તેવું, પ્રમાણે, પેઠે, પેરે, સમ, સરખું, સમાન, તુલ્ય વગેરે. આ દૃષ્ટાંતમાં ' વાનરા ' એ ઉપમેય છે; ' હસ્તિ ' ઉપમાન છે; ' છૂટીને વન ભાંગશે ' અને ' છૂટીને લંકા લેશે ' એ સામાન્ય ધર્મ છે; ' જેમ–તેમ ' સાદૃશ્યવાચક શબ્દ છે.

જ્યારે ઉપમામાં ચારે અંગ આપ્યાં હોય ત્યારે તે પૂર્ણોપમા કહેવાય છે; એકાદ ન આપ્યું હોય તો લુપ્તોપમા બને છે. [ ઉદાહરણ માટે જુઓ ૧૯–૧૨. ]

૭—કાવ્યલિંગ—જે વાતનું સમર્થન કરવાની જરૂર હોય ત્યાં તેનું કારણ આપી સમર્થન કરવામાં આવે ત્યાં કાવ્યલિંગ અલંકાર

૧૭૪૦માં 'સુધન્વા આખ્યાન,' (૬) સં. ૧૭૪૧માં 'રણયજ્ઞ', (૭) સં. ૧૭૪૨ માં 'નળાખ્યાન', (૮) સં. ૧૭૪૪માં 'વામનકથા' અને (૯) સં. ૧૭૪૫માં 'દ્રૌપદીહરણ' આટલાં આખ્યાનો ખાનદેશમાં આવેલા નંદુરબારમાં રહીને રચ્યાં છે. વચમાં વચમાં કવિ સુરત પણ આવતા જતા રહ્યા છે, જે બાબત તેમણે પ્રગટપણે નોંધી છે.

## નંદુરબારમાં કેમ?

હવે પ્રશ્ન થાય છે કે વડોદરામાં જન્મેલા પ્રેમાનંદ સુરત અને નંદુરબારમાં કેમ વસ્યા હશે? અને તે પણ લગભગ પંદરેક જેટલાં વર્ષો માટે? તેનો ખુલાસો આપણે મેળવવો રહે છે. કવિ પ્રેમાનંદે ખૂબ વિનયથી અને સંયમથી લખ્યું કે 'ઉદર કાજે સેવ્યું નંદુરબાર': તો આ 'ઉદર કાજે'નો અર્થ કેમ ઘટાવવો. તે પ્રશ્ન આપણને પ્રાપ્ત થાય છે.

એ એક હકીકત છે કે પ્રેમાનંદ ભટ્ટ ચોવીસા જ્ઞાતિના બ્રાહ્મણ હતા: જેમનો જ્ઞાતિસમૂહ ખાનદેશના અને નંદુરબાર બરહાનપુરમાં પણ વસેલો હતો. વડોદરાની મિયાં મહમદની વાડી—જેમાં કવિ પ્રેમાનંદ રહેતા હતા—ત્યાંના બ્રાહ્મણો, નંદિરા તેમજ શ્રીગોડના લગ્નસંબંધો આજે પણ ખાનદેશનાં મુખ્ય શહેરોમાં વસતી એમની જ્ઞાતિમાં ચાલુ રહ્યા છે.

આમ કવિ પ્રેમાનંદે 'ઉદર કાજે નંદુરબાર' સેવ્યાનો ઉલ્લેખ કરીને તેમના ખાનદેશના વસવાટ માટે ભરોસાપાત્ર હકીકત રજૂ કરી છે: તે ઉપરથી જોવાનું એ રહે છે કે 'ઉદર કાજે'નો અર્થ આપણે શો ઘટાવવો?

## કોના આશ્રયે?

અત્યાર સુધીમાં પ્રેમાનંદ કવિ સંબંધી જે જે જીવનપ્રસંગો નોંધવામાં આવ્યા છે તેમાં એક એવો પ્રસંગ ગણાવવામાં આવે છે કે પ્રેમાનંદને નંદુરબારના ઠાકોરનો આશ્રય મળ્યો હતો; અને એ ઠાકોરની રાણી ગુજરી જતાં, તેના શોકને હળવો કરવા ખાતર પ્રેમાનંદે 'નળાખ્યાન'ની જે રચના પ્રથમ સં. ૧૭૩૩માં, કરી હતી

તેને પછીથી જરા વિસ્તારથી સં. ૧૭૪૨માં કરી હતી.

હવે ખાનદેશનો સમકાલીન ઇતિહાસ ' ગેઝેટિયર 'માંથી ખોળતાં, તે વખતમાં ખાનદેશમાં કોઈ સ્વતંત્ર રાજા, ઠાકોર કે સૂબો હોવાનું મળી આવતું નથી; હકીકત આવી છે : ત્યારે ' ઉદર કાજે નંદુરબાર' સેવ્યાની કવિસંમત વસ્તુનો મેળ કેમ બેસાડવો તે આપણને સૂઝતું નથી.

કવિના ' લક્ષ્મણાહરણ ' કાવ્યની રચના સં. ૧૭૨૦માં તેમના કોઈ મિત્ર માધવદાસનો ઉલ્લેખ મળે છે જેણે તેમની દાઝ જાણી હોય: તે ઉપરાંત ' રણયજ્ઞની રચના સં. ૧૭૪૧માં નંદુરબારમાં રહીને કવિએ કરી ત્યારે તેની ફલશ્રુતિમાં આવી નોંધ કરી છે :

વૈષ્ણવ મહેતા શંકરદાસે, મુજને આજ્ઞા દીધીજી:
કથા પૂરવે કહી કાંઈ હુતી, તે વિસ્તારી કીધીજી."

આ મહેતા શંકરદાસ કોણ હશે જે કવિને આજ્ઞા કરી શકે? તેવો કોઈ પ્રતાપી અને પ્રભાવશાળી પૂજ્યજન હોય તે જ કવિને આજ્ઞા કરી શકે, અને તેને જ કવિ પણ શિરસાવંદ્ય ગણે.

## પ્રકાશ મળ્યો

જ્યારે સને ૧૯૨૫માં કવિના ' રણયજ્ઞ'ની સંશોધિત આવૃત્તિ મેં પહેલવહેલી પ્રગટ કરી ત્યારે, આ પંક્તિઓ સંબંધી મને કંઈ પણ પ્રકાશ મળ્યો નહી; અને તેમાં ઉલ્લેખેલા મહેતા શંકરદાસ સંબંધી કાંઈ પણ માહિતી મેળવી શકાઈ નહી; અને ટિપ્પણમાં તે સામે કેવલ પ્રશ્નાર્થચિહ્ન મૂકી રાખ્યું હતું.

લગભગ ચોવીસ વર્ષ પછી એકાએક એ મહેતા શંકરદાસ ...ધી પ્રકાશ મળ્યો છે. તેનો પરિચય, આ ગુજરાતી સાહિત્યસંમેલન ગુજરાતી જનતાને કરાવવાની તક મેં લીધી છે.

નંદુરબારના મહેતા શંકરદાસ નંદુરબારના દેસાઈ અને કાનુન્ગો ... પ્રેમાનંદ જેવા ...

હરિકવિ ઉર્ફે ભાનુભટ્ટ નામના દાક્ષિણાત્ય સંસ્કૃત કવિ, જે સુરતમાં રહેતા, તેમને પણ આશ્રય આપ્યો હતો.

આ ભાનુભટ્ટે ' 'શંભુરાજચરિત' નામે મહાકાવ્યની ધાટીનું એક સંસ્કૃત કાવ્ય રચ્યું છે. આ કાવ્યનો નાયક છત્રપતિ શિવાજીનો પુત્ર શંભાજી હોવો જોઈએ એ પ્રકારનો પૂર્વપક્ષ બેએક વર્ષ ઉપર પૂના ભાંડારકર ઓરિયન્ટલ ઇન્સ્ટિટ્યુટવાળા પ્રો. ગોડેએ કર્યો હતો.

એ પૂર્વપક્ષનું નિરસન ધુળિયા( પશ્ચિમ ખાનદેશ )માંના રાજવાડે ઐતિહાસિક સંશોધન મંડળના મંત્રી શ્રીયુત બી. આર. કુલકર્ણીએ બરાબર એક વર્ષ પછી, ૧૯૪૭ના જુલાઈના 'મુંબઈ યુનિવર્સિટી જનરલ'ના અંકમાં કર્યું છે. એમાં એમણે બતાવ્યું છે કે 'શંભુ-રાજ્યચરિત'ના નાયક નંદરબારના જ રહીશ એવા શિવશંકરદાસ હતા. જેમના પુત્રનું નામ શંભુદાસ હતું.

આમ હોવાથી, શિવાજી મહારાજ અને શંભાજીની સાથે આ કાવ્યના નાયકનો સંબંધ જોડવાયુક્ત નથીઃ કારણ કે શિવાજીએ કદાપિ નંદરબાર પર આધિપત્ય ભોગવ્યાનો ઉલ્લેખ નથી મળતો; સિવાય કે સુરત લૂંટવા જતાં રસ્તામાં એ નગર આવતાં ત્યાં પણ લૂંટફાટ થઈ હોય.

## શિલાલેખ

ખાનદેશ પ્રાંતમાંના સિનખેડા નજીકના પાટણ ગામમાં આશાપુરી માતાના મંદિરમાં એક શિલાલેખ મોજૂદ છે. જેમાં લખ્યું છે કે સં. ૧૭૭૪માં એક શિવશંકરદાસ નામના નંદરબારના દેસાઈએ, દેવીની ભક્તિથી પ્રેરાઈને, આ મંદિર બંધાવ્યું છે. સંવત ૧૭૪૪ એટલે ઈ. સ. ૧૬૮૭નો સમય : આ સમય શિવાજીપુત્ર શંભાજીનો પણ સમકાલીન સમય છે.

" નંદાવતિસ્ય દેશાધિપ એવા શિવશંકરદાસ નામના પુરુષે લોકોની અનેક આશાઓ અને કામનાઓને પૂરનારી એવી આશાપુરી માતાનું મંદિર તથા તેનો મંડપ, દેવી ઉપરની પ્રીતિને લીધે રચાવ્યાં છે."

+આશાપુરી અથવા આશાપરા એ નામની દેવી ગુજરાતમાં જ ખૂબ જાણીતી છે, દક્ષિણમાં નહીં.

આ પ્રકારના બીજા સ્વતંત્ર પુરાવાથી શંકરદાસનો જ ઉલ્લેખ 'શંભુરાજ્યચરિત'માં છે એમ માનવું પડે છે.

## વર્ષાસન આપ્યાની નોંધ

શંકરદાસના વંશજો આજે પણ નંદુરબારના જાણીતા દેસાઈ, જાગીરદાર અને કાનુન્ગો તરીકે હયાત છે. તેમને તેમના પ્રાચીન વડીલોપાર્જિત હક્ક બદલ થોડાં ગામ ઇનામી છેઃ તેમજ વર્તમાન સરકારમાંથી વર્ષાસન પણ તેમને મળે છે.

આ કુટુમ્બના શિવલાલદાસ શંભુદાસ આજે હયાત છેઃ જેમની પાસે કુટુમ્બના જૂના હિસાબના ચોપડા છેઃ જેમાંથી કોઈ કરસનજી ભટ્ટ તેમજ પરમાનંદ ભટ્ટને તેમજ કવિ ભાનુભટ્ટને વર્ષાસન આપ્યાની નોંધ મળી આવી છે : તેમ જ અશ્વમેધની, વિષ્ણુપુરાણની, ભાગવતની —એવી એવી કથા વાંચનાર બ્રાહ્મણની પણ સંભાવના કર્યાની નોંધ ચોપડામાંથી મળે છે. આ ચોપડા ગુજરાતી ભાષામાં લખેલા છે.

શ્રીયુત બી. આર કુલકર્ણીને તેમનો લેખ પ્રગટ થયા પછી તથા શ્રીયુત શિવલાલદાસ દેસાઈને મેં લખી જણાવ્યું કે, 'રણયજ્ઞ'માં દેસાઈ મહેતા શંકરદાસ' સંબંધીનો 'નંદાવતિરથ દેશાધિપ' શિવ શંકરદાસનો ઉલ્લેખઃ—એ બન્નેને સાથે ગોઠવતાં શિવાજીસુત શંભાજીથી નિરાળા એવા શંકરદાસ દેસાઈનો પત્તો આપણને લાગે છેઃ અને તે જ કવિ પ્રેમાનંદના પણ આશ્રયદાતા હોવા જોઈએ.

આ પ્રકારના, મારા સંપાદિત 'રણયજ્ઞ'માંથી સ્વતંત્ર રીતે મેળવેલા

+ "आशापुरी सकलकामपुरी जनानां
तस्या निकेतनमिदं अथ मंडपश्च ।
नंदावतिरथशिवशंकरदासनाम्ना
देशाधिपेन रचितः खलु देवीप्रीत्यै ॥"

ઉલ્લેખને, શ્રીયુત કુલમણીના પક્ષના સમર્થનમા મે જ્યારે લખી મોકલ્યો ત્યારે તેમના હર્ષનો પાર ન રહ્યો સસ્કૃત કાવ્યનો નાયક શભાજી પણ શભુદાસ દેસાઈજ હોવાનુ સભવે છે તે સબધી તેમનો મન ઘણો પુષ્ટ બન્યો

આ સમાધાનકારક શોધને લીધે શ્રી રાજવાડેની ૨૧ મી પુણ્ય તિથિના સમારભને પ્રસગે ૮ જાનેવારી ૧૯૪૮ ઉપર નીચેના ત્રણ લેખો મરાઠી સ્વરૂપે ધુળિયામા વચાયા હતા —

(૧) નદુરબારના દેસાઈ અને તેમણે કરેલો વિદ્વાનોનો પુરસ્કાર (ડૉ મજુલાલ મજમુદાર)

(૨) નદુરબારના દેસાઈ કુટુબનુ ઐતિહાસિક મહત્ત્વ (શ્રી શિવલાલદાસ શભુદાસ દેસાઈ કાનુન્ગો, જાગીરદાર, નદુરબાર)

(૩) હરિકવિના 'શભુરાજચરિત'નો નાયક કોણ? (શ્રી શિવલાલ દ્દ દેસાઈ)

આ ઉપરાત એક ચોથો લેખ 'રાજવાડે સશોધન મડળ'ના પ્રમુખ શ્રી ભાસ્કર વામન ભટે વાચ્યો હતો . (૪) 'અમદાવાદનો પોણાચારસો વર્ષ ઉપરનો વેચાણ દસ્તાવેજ' (શ્રી ભા વા ભટ્ટ) આ દસ્તાવેજ સબધી ફરીથી શ્રી ભટ્ટે 'ઇંડિયન હિસ્ટોરિકલ રેકર્ડ્ઝ કમીશન'ના તા ૨૩–૨૪ ડિસેમ્બર ૧૯૪૮ના દિલ્લી અધિવેશન ઉપર, અગ્રેજીમાં લખ્યુ છે

હરિકવિ ઉર્ફે ભાનુભટ્ટના 'શભુરાજચરિત'ના તેમજ હૈહયેન્દ્ર–ચરિતના સસ્કૃત કાવ્યમાં નદુરબારનુ સુદર વર્ણન આવે છે, તે ઉપરાંત તેમાં તાપીદાસ નામના સુરતના શ્રીમત ગૃહસ્થની પુત્રી ચપા સાથે શભુદાસના લગ્નવૈભવને વર્ણવવામાં આવ્યો છે દેસાઈજીના ચોપડામાં એક સ્થળે કન્યાને આણુ કર્યાનો ખર્ચ ઉધારેલો છે •

'તારીખ ૩ રોજ બુધે માહે બિઉલ આખર સન ૧૦૮૯ હિજરી સવત ૧૭૩૪ મિતિ જ્યેષ્ઠ શુકલ ૫ શકે ૧૬૦૦ તારીખ ૧૫ માહે મે, સન ૧૬૭૮ ઈસવી)

दरवक्षे खुराक चीरंजीवी मोटी बहुजी, बाबत नानी वहुने सुरत आपु करवा गया त्यारे, हस्ते रामनाथ."

આ કુટુંબના જૂના દસ્તાવેજોમાંથી ઈ. સ. ૧૫૮૩નો નારાયણજી મહેતાને સનંદ મળ્યાનો અકબરના સમયનો એક કાપડી દસ્તાવેજ (જેનો ઉલ્લેખ ઉપર કર્યો છે) સંસ્કૃત તથા ફારસી એવી બે ભાષામાં લખેલો મળી આવે છે, જેમાં ગુજરાતના સૂબા તરીકે અઝીઝ કોકાની સહી છે. તે જ શંકરદાસના પૂર્વજ હતા; અને તેમનાથી જ એમનું પેઢીનામું પ્રાપ્ત છે.

આ દસ્તાવેજદ્વારા શિવદાસ ગુજરાતના વણિક હતા તે સ્પષ્ટ થાય છે. તેઓ જ્ઞાતે દશા પોરવાડ: ખાનદેશમાં ગયા ત્યારે જૈન, તે પછી શૈવ, અને છેવટે વૈષ્ણવ, એમ એમના ધર્મપરિવર્તનની હકીકત પણ મળી શકે છે: છતાં આજે પણ તેમનો સ્વીકારેલો ધર્મ વૈષ્ણવ હોવા છતાં શૈવધર્મની પકડ હજી મજબૂત રહી છે: જેથી તેમના ઘરમાં શૈવત્રિપુંડ્ર કરવાનું ચાલુ છે: અને નામ પાડવામાં પણ શિવના કોઈક પર્યાયનો ઉપયોગ અવશ્ય થતો જ આવ્યો છે.

તેમણે 'આશાપુરી માતા'નું મંદિર બંધાવ્યા ઉપરાંત નંદુરબારમાં જ 'જટાશંકર મહાદેવ'નું શિવાલય બંધાવ્યું હોય અને એમાં મોટા નંદીનું સ્થાપન કરાવ્યું હોય એમ માનવામાં આવે છે. જેના ઉપરથી 'નંદીદ્વારપુરી' એવું નંદુરબારનું નામ પડ્યું હોય એમ અનુમાન થાય છે. તે ઉપરાંત નંદુરબાર તાલુકાના દૂધાળા નામના ગામમાં 'શંભુસાગર' નામે તળાવ બંધાવ્યાનું પણ જાણવામાં આવ્યું છે.

'સરકાર મહેતા શંકરદાસ' એવા ગૌરવપૂર્ણ નામથી ચોપડાઓમાં અનેક સ્થળે ઉલ્લેખાતા આ ગુજરાતી મુત્સદ્દી તથા વેપારીની સુરત, ... જેવાં સ્થળોએ મોટી મોટી પેઢીઓ હોય, ને તેની કોઠીઓમાં ... પ્રેમાનંદ જેવા કવિઓ અને કથાકારો પોતાની સાહિત્યપ્રવૃત્તિ ચલાવી રહ્યા હોય, એ ખૂબ સંભવિત છે.

'શંભુદાસ, 'શંકરદાસના' નાના ભાઈ હતા. તે પોતે પણ વિદ્યાપ્રેમી અને વિદ્વાન હતા શંભુદાસના વડીલ ભાઈ–મહેતા શંકરદાસ દેસાઈ–તેનો ઉલ્લેખ 'શંભુરાજ્યચરિત'ની પોથીના પાન ૨૩૫/૨૨ ઉપર "'अग्रजो यस्य भ्राता जयति महित' शंकर इति ।" એવો સ્પષ્ટ ઉલ્લેખ 'છે.

આ બંનેને 'રાજા' જેટલું માન પ્રશસ્તિઓમાં મળેલું છે.

અંગ્રેજોએ સં. ૧૭૨૨માં નંદુરબારમાં નાખેલી ફેક્ટરી લાભદાયક નીવડવાથી સં. ૧૭૨૬માં અમદાવાદની પોતાની કોઠી બદલીને તેમણે નંદુરબારમાં નાખી. તેના અનુસંધાનમાં, મૂળ અમદાવાદના વૈષ્ણવ મહેતા શંકરદાસ, નંદુરબારના 'દેશાધિપ'–દેશાઈ તરીકે કદાચ આ સમયમાં જ આવીને જામ્યા હોય એ અસંભવિત નથી.

સરકાર મહેતા શંકરદાસના ઘરના સં. ૧૭૩૭, ૩૮, ૩૯ તથા, ૪૦ના ચોપડામાંથી તેમના જ વંશજ શ્રી શિવલાલદાસે 'संशोधक' નામે રાજવાડે સંશોધનમંડળના ત્રૈમાસિકના વર્ષ ૧૬ના માર્ચ '૪૭થી જાનેવારી '૪૮ના ભેગા અંકમાં કેટલાક માહિતીપૂર્ણ જમાખર્ચના ઉતારા, ઉપરના લેખો ભેગા છપાવ્યા છે:

રોજનામું નગદી, સરકાર મેતા શંકરદાસજી.

(અ) અશ્વિન વદ ૬, સં. ૧૭૩૭ વરખે, ધરમ ખાતે, હસ્તે ભાઈ સાહેબ, કસનજી ભટની કથા વિષ્ણુપુરાણની શોણી ત્યારે 'રૂપૈયા ર૦)'

(આ) જ્યેષ્ઠ વદ ૭, સં. ૧૭૩૭: હસ્તે કસનજી ભટ નાના જોસીને લખાઈ પોથીના શ્લોક ૮૦૦ની, લખાઈ રૂપિયા ૧॥.

(ઇ) શ્રાવણ સુદ ૪, સં ૧૭૩૮, ધરમ ખાતે, હસ્તે હરિદાસ બાબા વરખાસન કસનજી ભટને

(ઈ) માઘ શુકલ ૬, સં ૧૭૩૮ ધરમ ખાતે, હસ્તે ભાઈસાહેબ ભાનુભટને દખણા રૂપૈયા ૫૦)-

(ઉ) અષાઢ શુદ્ધ ૩, સં. ૧૭૪૦ કોલ શીકારણી પરમાનંદ ભટ્ટના ઘરની (ઘર સંચરામણી છે). [આપણા પ્રેમાનંદ ભટ આ હોય.]

હજી પણ ખાનદેશમાંથી પ્રેમાનંદના 'ઓખાહરણ'ની ત્રણેક સચિત્ર હાથપ્રતો મારા જોવામાં આવી છે. તે ઉપરાંત તેમનાં ઘણાં ઘણાં આખ્યાનોની પોથીઓ પણ ત્યાંના ગુજરાતીઓ પાસે સચવાઈ રહી છે. આ દૃષ્ટિએ 'ઉદર કાજે સેવ્યું-નંદુરબાર' એ પ્રશ્નની ઝીણવટભરી શોધખોળને હજી સારો અવકાશ છે.

---

## પરિશિષ્ટ–૩

## 'રણયજ્ઞ' આખ્યાનના પ્રેરક

### નંદુરબારના દેસાઈ મહેતા શંકરદાસ શંભાજી

શ્રી. બેંદ્રે ને 'શંભાજી ચરિત્ર'નાં સાધનોની શોધ કરતાં, હરિકવિકૃત शंभुराजचरित्त નામના સંસ્કૃત કાવ્યની જાણ થઈ. એ કાવ્ય ત્રુટક સ્વરૂપમાં હોય લાગ્યું હતું; પરંતુ 'શિવનૃપ'માંથી 'શંભુનૃપતિ' થયા એ પ્રકારનો ચરિત્રનાયકનો ઉલ્લેખ તેમને તેમાં મળતાં, તે કાવ્યના વિશેષ અભ્યાસ માટે, ભાંડારકર ઓરિયન્ટલ ઇન્સ્ટીટ્યુટવાળા ડૉ. પી. કે. ગોડેને તેમણે તે કાવ્ય બતાવ્યું.

શ્રી. ગોડેએ તેમના અભ્યાસને અંતે 'મુંબાઈ યુનિવર્સિટી જર્નલ'ના જુલાઈ ૧૯૪૬ના અંકમાં 'નંદુરબારનું જટાશંકર મંદિર' એ સંબંધી લેખ પ્રગટ કર્યો. તેમાં ભાંડારકર ઇન્સ્ટીટ્યુટના 'એનાલ્સ' (જર્નલ)માં વર્ષ ૧૬. અંક ૩–૪માં તેમણે લખેલા લેખનું અનુસંધાન હતું. એટલે જટાશંકર અને નંદુરબાર સંબંધી કાવ્યમાં જે ઉલ્લેખો હતા તેમાંથી, તેટલા પૂરતા જ તેમણે અવતરણ લીધાં. પરંતુ આ અવતરણો વાંચતાં શ્રી. ગોડેને પહેલી વાત એ ખટકી કે શંભુ રાજાના બાપ 'शिवाख्यो देशानामधिपति :' એ નંદુરબારના જ હોય અને તેમનું આ નંદુરબાર તે 'पुरं नंदीद्वारं, निखिलगुणसारं त्रिजगति' હોઈ ને, 'सुखानामाधारं भुवनवलये संविलसति'—એ પ્રકારનું હતું; અને ત્યાંના લોક 'सकलजनसंतुष्टमनसा' કવિને લાગ્યા છે. તે જ પ્રમાણે ચરિત્રનાયક શંભુના બાપ 'શિવનૃપ' તે દેખાવમાં હરિકવિને એટલા સુંદર લાગ્યા કે તે 'रुचिरतनुभाजा' હતા; અને તે એટલે સુધી કે તેમને જોઈને 'सर्ववनिताः समुत्कीर्णाभित्ताविव समभवत्।' એટલે કે ભીંત પર કાઢેલાં ચિત્રો જેવી તટસ્થ બની જતી હતી!—આ બધું કેમ સમજાવી શકાય?

શ્રી. બેંદ્રે તથા શ્રી. ગોડે—એમને કાવ્યના નાયક તરીકે શંભાજી જણાયા; અને તે કારણે તેમને નંદુરબારનું 'પુર' શિવાજીના સમયથી મરાઠીશાહી અમલમાં હતું. એમ કલ્પવું પડ્યું. વળી ચંપાનો વિવાહ શંભાજી સાથે થયો હતો એટલી વાત જ શ્રી. બેંદ્રેને અસર કરી ગઈ. વળી 'પારિજાતધ્વજ' એટલે 'ભગવો ઝંડો' અને ભાનુભટ્ટ ઉર્ફે હરિકવિને આ 'શંભુરાજચરિત' લખવાની પ્રેરણા આપનાર 'કૃષ્ણ પંડિત' એટલે 'કવિકુલેશ' હોવાથી, એ તો શંભાજીના-ગુરુ હતા. શિવાજીની ભવાની તલવાર શંભાજીને મળી હતી—પરંતુ, આ બધાનો કાવ્યમાં બિલકુલ ઉલ્લેખ નથી.

ઊલટું ડો. ગોડેએ 'બી. ઓ. આર. આઈ' માંના લેખમાં તેમણે નંદુરબારનો શ્લોક ગાળી કાઢ્યો છે; અને શિવસૌંદર્યની પ્રશસ્તિ અધૂરી ઉતારી છે: 'गोद्विज...भक्ति' એવો જે ઉતારો—આપ્યો છે ત્યાં મૂળમાં, 'भक्तिर्गोद्विजचंद्रचूडगुरुषु श्रीशंभुराजास्तु ते।' એ પ્રમાણે છે.

આ ઉલ્લેખ નંદીદારપુરી—નંદુરબારના અનુસંધાનમાં છે તે પણ તેમણે ધ્યાનમાં લીધું નહિ. નંદુરબારના અધિપતિ કદી યે ન થનાર એવા છત્રપતિ પિતાપુત્રની જોડીનો એમાં ઉલ્લેખ નથી; એટલું જ નહિ પરંતુ, નંદુરબારના દેસાઈ ઘરાણાના પુરૂષો સંબંધી આ કાવ્ય રચાયું છે તે, શિંદખેડા તાલુકાના પાટણ ગામમાં આશાપુરી દેવીનું મંદિર બંધાવ્યું છે, ત્યાંના શિલાલેખ ઉપરથી આ અનુમાન વિશેષ દૃઢ થયું:—

" आशापुरी सफलकामपुरी जनानाम् ।
तस्या निकेतनमिदं रचय मंडपश्च ॥
नंदापतिस्थधिपदीक्षरज्ञागमनाम्ना ।
देशाधिपेन रचितः गत्नु देवियितये ॥
संवत १७३४ प्लवंग नाम संवत्सरे माघाढ शु. १० भानुवासरे

આ લેખની માહિતી મળ્યા પછી; નંદુરબારના દેસાઈ ઘરાણ

મનિદાસ મેગરાય માટે મારા એક શાળામિત્ર શ્રી. ગોકુળશંકર દાસ દેસાઈની વંશાવળી મેં મંગાવી. આ વંશાવળીમાં આપેલાં નામો છે. તેમાંના પહેલા મૂળપુરુષ નારાયણજી સિવાય બીજાનાં ૫ શિવના પર્યાયરૂપ પદો છે: જેમકે શિવદાસ, શિવશંકરદાસ, લોચનદાસ, શંભુદાસ, શંકરદાસ, શિવલોચનદાસ, ત્રિલોચનદાસ, શિવ-શરદાસ, હરેશ્વરજીદાસ ઇત્યાદિ

આમાંથી શિવદાસ-શંભુદાસ અને શિવશંકરદાસ-શંભુદાસ ડી. પિતાપુત્રની બે જોડી, મળી આવે છે; એમાંથી સંયુક્ત કાવ્યમાં પહેલી જોડી અભિપ્રેત છે. તેને તે વખત પૂરતું બહુ મહત્ત્વ ન આપતાં, કેમ કે આ 'ચરિત્ર' ઉત્પત્તિનું ન હોતાં. નંદુરબારના એક શંભુદાસ માર્ફતનું છે—એ મુદ્દો, અમાત્યનો હતો

તેથી 'મુંબઈ યુનિવર્સિટી જર્નલ' (વર્ષ ૧૧, ભાગ ૧ જુલાઈ ૧૯૧૧)માં "એ નોટ ઑન મિ. ગોરેઝ 'હિસ્ટ્રી ઑફ ધિ જટાશંકર ટેમ્પલ ઑફ નંદુરબાર'" નામનો લેખ મેં છપાવ્યો. તેમાં પહેલો આક્ષેપ એ કરવામાં આવ્યો હતો કે શિવાજી તથા શંભાજી 'નંદુરબારના રાજા' થઈ ને, કદી ત્યાં રહ્યા હતા કે કેમ! ખરું જોતાં, આ પિતાપુત્ર ત્યાંના દેસાઈ ઘરાણામાંના જ હોવા જોઈએ એમ તેમાં મેં પ્રતિપાદન કર્યું.

તે પછી, કોઈ કાર્ય-પ્રસંગે નંદુરબાર જવાનું થતાં, ત્યાંના દેસાઈ શિવશંકરદાસ શંભુભાઈ ઉર્ફે રાજાજી દેસાઈને ત્યાં, તેમના કુટુંબના જૂના કાગળપત્ર ખોળવાની મેં ઇચ્છા બતાવી; તેમને શ્રી. ગોરેનો તથા તે ઉપરનો મારો લેખ બતાવ્યો; એનાથી પ્રભાવિત થઈ ને, તેમણે બધાં દફતર ફેંદીને તેમાંથી આશરે ૫૦૦ કાગળ, મોડી લિપિમાં લખાયેલા, રાજવાડે સંશોધન મંડળમાં નકલો કરાવવા માટે આપ્યા. શ્રી દેસાઈને ઐતિહાસિક કાગળોમાં સારો રસ જાગવાથી, તેમણે જમાખર્ચની એક જૂની ગુજરાતી 'વહી' પણ મને બતાવી..

શ્રી એંદ્રે તથા શ્રી. ગોડે–એમને કાવ્યના નાયક તરીકે શંભાજી જણાયા; અને તે કારણે તેમને નંદુરબારનું 'પુર' શિવાજીના સમયથી મરાઠીશાહી અમલમાં હતું એમ કલ્પવું પડ્યું. વળી ચંપાનો વિવાહ શંભાજી સાથે થયો હતો એટલી વાત જ શ્રી. એંદ્રેને અસર કરી ગઈ. વળી 'પારિજાતધ્વજ' એટલે 'ભગવો ઝંડો' અને ભાનુભટ્ટ ઉર્ફે હરિકવિને આ 'શંભુરાજ્યચરિત' લખવાની પ્રેરણા આપનાર 'કૃષ્ણ પંડિત' એટલે 'કવિકુલેશ' હોવાથી, એ તો શંભાજીના ગુરુ હતા. શિવાજીની ભવાની તલવાર શંભાજીને મળી હતી—પરંતુ, આ બધાનો કાવ્યમાં બિલકુલ ઉલ્લેખ નથી.

ઊલટું ડૉ. ગોડેએ 'બી. ઓ. આર. આઈ' માંના લેખમાં તેમણે નંદુરબારનો શ્લોક ગાળી કાઢ્યો છે; અને શિવસૌંદર્યની પ્રશસ્તિ અધૂરી ઉતારી છેઃ 'गोद्विज...भक्ति' એવો જે ઉતારો—આપ્યો છે છે ત્યા મૂળમાં, 'भक्तिर्गोद्विजचंद्रचूडगुरुषु श्रीशंभुराजास्तु ते।' એ પ્રમાણે છે.

આ ઉલ્લેખ નંદીદ્વારપુરી—નંદુરબારના અનુસંધાનમાં છે તે પણ તેમણે ધ્યાનમાં લીધું નહિ. નંદુરબારના અધિપતિ કદી યે ન થનાર એવા છત્રપતિ પિતાપુત્રની જોડીનો એમા ઉલ્લેખ નથી; એટલું જ નહિ પરંતુ, નંદુરબારના દેસાઈ ઘરાણાના પુરુષો સંબંધી આ કાવ્ય રચાયું છે તે, શિંદખેડા તાલુકાના પાટણ ગામમા આશાપુરી દેવીનું મંદિર બંધાવ્યું છે, ત્યાંના શિલાલેખ ઉપરથી આ અનુમાન વિશેષ દૃઢ થયું:—

"आशापुरी सकलकामपुरी जनानाम्।
तस्या निकेतनमिदं त्वय मंडपश्च ॥
नंदावतिस्थशिवशंकरदासनाम्ना।
देशाधिपेन रचितः खलु देविप्रीत्यै ॥
संवत १७७४ प्लवंग नाम संवत्सरे आषाढ शु. १० भानुवासरे।"

આ લેખની માહિતી મળ્યા પછી, નંદુરબારના દેસાઈ ઘરાણાનો

જૂનો ઇતિહાસ મેળવવા માટે મારા એક શાળામિત્ર શ્રી. ગોકુળશંકર શંકરલાલ દેસાઈની વંશાવલી મેં મંગાવી. આ વંશાવલીમાં આપેલાં ૧૯ નામો છે. તેમાંના પહેલા મૂળપુરુષ નારાયણજી સિવાય બીજાનાં નામ, શિવના પર્યાયરૂપ પડેલાં છે: જેમકે શિવદાસ, શિવશંકરદાસ, હરલોચનદાસ, શંભુદાસ, શંકરદાસ, શિવલોચનદાસ, ત્રિલોચનદાસ, શિવલાલદાસ, હરચરણદાસ; ઇત્યાદિ

આમાંથી શિવદાસ–શંભુદાસ અને શિવશંકરદાસ—શંભુદાસ એવી, પિતાપુત્રની બે જોડી, મળી આવે છે: એમાંથી સંસ્કૃત કાવ્યમાં કઈ જોડી અભિપ્રેત છે. તેને તે વખત પૂરતું બહુ મહત્ત્વ ન આપતાં, ફક્ત આ 'ચરિત્ર' છત્રપતિનું ન હોતાં, નંદુરબારના એક શંભુદાસ દેસાઈનું છે—એ મુદ્દો, અગત્યનો હતો

તેથી 'મુંબઈ યુનિવર્સિટી જર્નલ' (વર્ષ ૧૬, ભાગ ૧ જુલાઈ ૧૯૧૬)માં "એ નોટ ઓન મિ. ગોડેઝ 'હિસ્ટ્રી ઓફધિ જટાશંકર ટેમ્પલ એટ નંદુરબાર'" નામનો લેખ મેં છપાવ્યો. તેમાં પહેલો આક્ષેપ એ કરવામાં આવ્યો હતો કે શિવાજી તથા શંભાજી 'નંદુરબારના રાજા' થઈને, કદી ત્યાં રહ્યા હતા કે કેમ? ખરું જોતાં, આ પિતાપુત્ર ત્યાંના દેસાઈ ઘરાણામાંના જ હોવા જોઈએ એમ તેમાં મેં પ્રતિપાદન કર્યું.

તે પછી, કોઈ કાર્ય–પ્રસંગે નંદુરબાર જવાનું થતાં, ત્યાંના દેસાઈ શિવલાલદાસ શંભુભાઈ ઉર્ફે રાજાજી દેસાઈને ત્યાં, તેમના કુટુમ્બના જૂના કાગળપત્ર ખોળવાની મેં ઇચ્છા બતાવી; તેમને શ્રી. ગોડેનો તથા તે ઉપરનો મારો લેખ બતાવ્યો; એનાથી પ્રભાવિત થઈને, તેમણે બધાં દફતર ફેંદીને તેમાંથી આશરે ૫૦૦ કાગળ, મોડી લિપિમાં લખાયેલા, રાજવાડે સંશોધન મંડળમાં નકલો કરાવવા માટે આપ્યા. શ્રી દેસાઈને ઐતિહાસિક કાગળોમાં સારો રસ જાગવાથી, તેમણે જમાખર્ચની એક જૂની ગુજરાતી 'વહી' પણ મને બતાવી.

તેમાં ભાનુભટ (હરિકવિ), કિશનભટ (શ્રી ગોડેને આભાસ થયેલા કવિકુલેશ) વગેરેને વખતોવખત દક્ષિણા, વિદાયગીરી, સંભાવના આ દેસાઈ કુટુમ્બે આપ્યાની નોંધ, મિતિવાર તેમાં લખેલી મળી આવી. આ ઉપરાંત, ચંપા નામની 'નાની વહુ' નામથી ઉલ્લેખાયેલી બાઈને સાસરે પહેલું આણું કરવા માટે, તેને સુરતથી લાવવા માટે જે રકમ ખર્ચ થયેલી તેની પણ નોંધ, આ હિસાબ–વહીમાં લખેલી જોવામાં આવી.

આજ સંધિમાં, આ પ્રકરણને ગુજરાતમાંથી અણધાર્યો સહારો મળ્યો. મારો અંગ્રેજી લેખ વાંચતાં, ડૉ. મં. ર. મજમુદાર, વડોદરા વિદ્યાપીઠમાં ગુજરાતીના પ્રાધ્યાપક–એમને 'રણયજ્ઞ'–એ નામના કાવ્યના કર્તા પ્રેમાનંદના આશ્રયદાતાની શોધ પ્રાપ્ત થઈ.

'રણયજ્ઞ' રચવા માટે 'મેહેતા શંકરદાસે મુજને આજ્ઞા આપીજી'– એટલે કે 'મહેતા શંકરદાસે મને આજ્ઞા કરી'–એમ એ લખે છેઃ આ કવિ મૂળ વડોદરાના, પણ ઉદર–કાજે નંદુરબાર અને બરાનપુરા આવવાનો ઉલ્લેખ, તેમનાં આખ્યાનોને છેડે, તેમણે કરેલો છેઃ આ ઉપરથી નંદુરબારના દેસાઈમાંના શંભુદાસના ભાઈ શંકરદાસ—એ જ પ્રેમાનંદના આશ્રયદાતા હતા.—એ નક્કર હકીકત, તેમને પ્રાપ્ત થઈ.

આ અરસામાં શ્રી રાજાજી દેસાઈએ ધૂળિયા આવજા શરૂ કરી : અને પછી પોતાના ઘરમાંથી મળેલું નવું દસ્તાવેજી સાહિત્ય તથા લેખ લઈને, પૂના પ્રો. ગોડેને મળ્યા : અને તેમની મદદથી 'શંભુરાજ-ચરિત'ની પોથી ઊછીની લઈ આવ્યા. તેમાંથી 'अग्रजो यस्य भ्राता, जयति महितः शंकर इति।' (પોથીપાનું ૨૩૫/૨૨)— લીટી પર નજર પડી. વંશાવળીમાં આપ્યા પ્રમાણે, 'શંભુદાસના ભાઈ શંકરદાસ હતા'—એમ સ્પષ્ટ આપેલું છે. આ પુરાવો પ્રસ્તુત પ્રશ્નનો કાયમનો ઉકેલ લાવે છે.

શ્રી એદ્રેના પુસ્તકમાં 'ચંપા પ્રકરણ' એવી રસિક રીતે મઢેલા-માં આવ્યું છે કે, તે પ્રમાણે જ્યારે શંભાજી પિનાપર રીસાઈને

મોગલો પાસે ગયો—તે સંધિમાં આ પ્રસંગ બન્યો હોય. પરંતુ આ સંધિમાં શંભાજીનું લગ્ન થયું એમ માનીને ચાલીએ તો, 'નંદુરબારના રાજા' તેમને નંદુરબારની મનસબ–જાગીર કે સરંજામ કે એવું કશું આપ્યાનો ઉલ્લેખ મળવો જોઈએ: તે કોઈ ઠેકાણે મળતો નથી. વળી શંભુજીનું આ બીજું લગ્ન હતું કે કેમ તે નક્કી કરવા માટે, એ સાબિત કરવું જરૂરી હતું કે કોઈપણ વખતે નંદુરબારનો પ્રદેશ શિવાજી કે શંભાજીની સત્તા નીચે કદી પણ આવ્યો હતો ખરો ?

વળી शंभुराजचरितનું બીજું નામ हैहयेन्द्रचरित પણ છે: અને બંનેનો વર્ણ્યવિષય શંભુરાજ જ છે. 'हैहय' એ નામ 'ગુજરાતના દક્ષિણ ભાગ' માટે વપરાતો હતો. તે ઉપરથી પણ ચરિત્રનાયક ગુજરાતના કોઈક ભાગનો હોવો જોઈએ એવું અનુમાન નીકળે છે. ઉપરાંત, ચરિત્રકાર હરિકવિ પણ પોતે પોતાને 'दक्षिणान्वय' એટલે કે દક્ષિણી પંડિત કહીને ઓળખાવે છે: જો છત્રપતિ શંભાજીનું આ આ ચરિત્ર હોત તો, આવો ઉલ્લેખ કેવી રીતે ટકી શકે તેમ છે?

'પારિજાત ધ્વજ'—જેનો ઉલ્લેખ સંસ્કૃત કાવ્યમાં છે તેને "ભગવા ઝંડા" સાથે બંધ બેસાડવાનો પ્રયત્ન શ્રી ગોડેએ કર્યો છે: પરંતુ ધોળો અને રાતો રંગ સાથોસાથ આવે એવા પ્રકારનો ધ્વજ નંદુરબારના દેસાઈના ઝંડાનો હતો: જેમાં લાલ અને ધોળા પટા સાથોસાથ આવતા હતા; ત્યારે 'ભગવો ઝંડો' તો એક જ રંગનો રહેતો હતો.

દેસાઈ ઘરાણું, 'નંદુરબાર સરકાર'—એ નામના વિભાગના સર કાનુંગો તરીકે લગભગ ત્રણસો વર્ષથી ઓળખાતું આવ્યું છે. આ 'સરકાર' આજના ધૂળિયા જિલ્લાનો લગભગ અડધો ભાગ થતો હતો. અંગ્રેજી અમલમાં તેમની ત્રણ ગામની જાગીર ચાલુ રાખીને રૂ. ૧૪,૦૦૦)ની રોકડ નિમણૂક બાંધવામાં આવી હતી. નંદુરબારમાં આવેલી તેમની ભવ્ય હવેલી આજે પણ 'રંગમહાલ' નામથી ઓળખાય છે અને તેમના કુટુમ્બીજનો ઉદ્યોગ તથા વ્યાપાર કરી રહ્યા છે.

- એ દેસાઈ કુટુમ્બ જ્ઞાતે દશાપોરવાડ છે. આજે તે વલ્લભ-સંપ્રદાયી વૈષ્ણવ છે; પરંતુ પહેલાં તે શૈવ હતું: અને તેના પુરાવારૂપે તેમનાં નામ શિવના પર્યાયરૂપ પડતાં હતાં તે હકીકત છે. હવેલીની બાજુમાં એક નાનું શિવાલય પણ આવેલું છે. તે લોકો કપાળમાં ત્રિપુંડ કરે છે: તેમની આ શિવભક્તિના સંદર્ભમાં કાવ્યમાં ઉલ્લેખ છે કે 'भक्तिर्गोद्विजचंद्रचूडगुरुषु' અર્થાત્ ચરિત્રનાયક ગાય, બ્રાહ્મણ, મહાદેવ અને ગુરુ–એમની ભક્તિ કરનારા હતા.

આ પ્રમાણે નંદુરબારના દેસાઈ ઘરાણાના શંકરદાસના ભાઈ શંભુદાસના સંબંધમાં शंभुराजचरित्र એ પ્રશસ્તિકાવ્ય કવિ ભાનુભટ્ટે રચેલું છે એ નિર્વિવાદ છે.*

* મરાઠી 'नवभारत' માસિકનો, જૂન ૧૯૬૧નો અંક: એમાં શ્રી મા. ર. कुलकर्णी ભૂતપૂર્વ મંત્રી, 'રાજવાડે' સંશોધન મંડળ, ધુળિયા'ના મરાઠી લેખ ઉપરથી.

## પરિશિષ્ટ—૪

### કવિ વજિયાકૃત

# રણજંગ

### કડવું ૧લું

ગુણસમુદ્ર ગણુ સરસ્વતિ, પૂજીને કહું કર જોડ:
રણજંગ લંકા કીધો રાઘવ, ગાઉં ગુણ પા ઘોડ[૧]— ૧
જાનકી–કારણ જગત ત્રિ જાણે, સાયર બાંધી પાજ;
લીધા પેહિલી આપી લંકા, ભોગવે છે આજ— ૨
બોહોતેર ક્રોડ છે રીંછ રાયને, કપિ પદ્મ અઢાર;
ત્રિકૂટ વીંટ્યો વાનરે, આવ્યો અયોદ્ધા દ્વાર— ૩
શેષ સળક્યો ધ્રુવ ધ્રમક્યો, ચળવળ્યા રવિ ચંદ્ર;
આગળ હાક વાગે હનુમંતની, (ત્યારે) ઉદ્રક્યો ભડ ઈંદ્ર— ૪
સીતાછળ[૨] સેતબંધ બાંધી, ઉતર્યો અણભંગ[૩];
લંકાગઢ તળે સુરકાજ રાઘવ રચ્યો મહા રણજંગ— ૫

---

### કડવું ૨જુ

રાવણે ત્રિકૂટાચળે શણગારીયો, છાહ્યુ મેઘાડંબર છત્ર,
તે કોટના કાંગરા ઉપર, રાવણ નચાવે સુરપાત્ર— ૧
રામે સારંગનો ગુણ[૪] સજ કરી, પોખ્યા[૫] તાજા તીર;
છત્ર ભાંજીને ભોમ પાડ્યું, જયો જયો રઘુવીર— ૨
આવ્યો લશ્કર પૂર, સાયરતીર ઉતરે રિ:
તમહી સાયર પૂર, અગાધ સબહી ભૂપે મરે રિ— ૩

૧ (?) ૨. સીતા મેળવવા રૂપી છળ-કારણ, બહાનું. ૩ જરા પણ નુકસાન વગર ૪ સારંગધનુષ્યની દોરી ૫ ફેંક્યા.

તબ એક આંબલી કો વૃક્ષ, ત્યાંહાંથી આંબળો ડરો રિ;
વાંનર સબળી ધાય, આંબલા પાછળ ફરે રિ— ૪
તબ રાંમજી કેહિ એક વાત, હનુમંત વચન સુણો રે;—
अगाधं सागरे तोयं, धरी लंकेश्वरस्तथा ।
चंचलं वानरं सैन्यं, न जाने किं भविष्यति ॥ १ ॥
हनुमंतोवाच
प्रकृतिः स्वस्वभावस्य, न मां मुञ्चति राघव ।
अहं प्रकृतिं मुञ्चामि, प्रकृतिर्मां न मुञ्चति ॥ २ ॥

---

## કડવું ૩ જું

માહારા સ્વામીજી બળ બોલી દેખાડું—
કોહો તો આંહાંથિ ગડગડૂ, યમપૂરી ઉજાડૂં;
આકાશ માંહી ઉતપતું,[૬] જઈ ઈંદ્ર ઉડાડૂં— ૧
સાત સાયર સિંધૂ શોષુ, ગગન ને પાતાળ જ પેખું;
..............................શેષ કે ડંખ દેખું. ૨
મૂજ વીરને વરદાન જ એહેવૂં, વજ્રમે મોરૂં અંગ ડાબૂં;
અગ્યારમો હું રૂદ્ર કહાવૂં, કોહો તે હું કરી આવું— ૩
બધ ગઢ જળ માંહે તારૂં, ત્રિકૂટ કટકા કરી નાખું;
કોણ ચાપ આવૂં, સ્વામી બળ બોલી દેખાડું— ૪
એમ કેહેતાં રામ હરખ્યા, અને કર્યો ગેહેંધાટ;
વાંનર સઘળા હરખીયા, મન ભાગીયા ઉચાટ— ૫

---

## કડવું ૪થું

તીન દિન ભયો ઉપવાસ, રામજી કાહા કરે રે;
રામજી પૂર્યો શોષત બાણ, સાયર તબ ડરે રે— ૧

૬ ઊડું (उत् + पत्).

આગર લે બ્રાહ્મણકા રૂપ, આઈ પાયે પર્યો રે;
તબ રામજી કેહિ એક બાત, ભટજી બચન સુણો રે:— ૨
"તુમ લીયે બ્રાહ્મણકા રૂપ, ભટજી કાહ પધારે ?" ૩
'પ્રભુ તુમકુ હે સબ ગ્યાન, તુમસેં કાહ કહું રે ?
સીતા હરી ગયો રાવણ રાય, મેરો કછૂ ન ચલે રે— ૪
તુમારે સુગ્રીવ હનુમંત સાથ, એસી વિધ કરો રે:
પાષાણે બાધો પાજ સૈન્યાઓ ઉતરે રે."— ૫
જબ બાધી સાયર પાજ, સૈન્યાઓ ઉતરી રે;
તબ આયો લંકા હેઠ, રાવણ કછૂ ન ડરે રે.— ૬

---

કડવું પમું

આવી કરી અંગદ ભેજિયો, વિષ્ટિ કેરે કાજ;
અંગદ જતો ત્યાંહાં ગયો, જાંહાં હુતો રાવણ રાજ— ૧
ધીગટા ધીગટા, ફટફૂટ રે, ફોકટા, જોબડા થોબડા '
કાંરે તું સીતાને ચોરી લાવ્યો ૨
રામ લક્ષ્મણ રુઠયા મારશે,
તુજ કાઢશે ખાલ, તુ ખાસ તારી ૩
રાવણ આવડા શું દીસે, દશ મસ્તક હડહડવડા,
બાણ ચોગાન રમશે કોપે ચઢયો, મહારાજ દોટ દેશે,
ધારી [૭]બાબરે જેર [૮]વાસે ૪
એક બલી સંકટ, બીજો કક્ષાપટ,
ત્રીજો લંપટ જેણે સીતા ચોરી ૫
આવડા રાવણા શુંઅ દીસે બાપડા,
રાવણાની મા શું શ્વાન હુતી ?
અંગદ ઉચરે [૯]મર્મ રાવણ મરે, કપિ કોપ્યા— ૬

---

૭ બાબરાંથી-વાળથી પકડીને. ૮ વાસે ચાબૂક મારશે. ૯ રાવણ મર્મસ્થાન ભેદાતાં હતાં.

રાય કહે . સાંભળો નગર આખું,
ભરડ ભિક્ષુક (શું) એક રાખી રહ્યો,
રંક તું લંકમાંહીં કોહોણે વાર્યો ?
સીતા સરખી સ્ત્રીને કાંઈ લાવ્યો ?

---

### કડવું ૬૬ું

મુહને પ્રશ હો લંક દીધી શિર સટે:
તો હું રાવણ ચડ્યો હઠે— મુહને; ૧
ગમૂ ગઢ લંક રાજ્ય રિદ્ધ રોણું, યુદ્ધ છાંડે તે યોધ જુઆ,[10]
સીતા રામ સરીસો સંગમ હરી, મૂજ વૈકુંઠ ગયા— મુહને. ૨
દશરથસુત કેહિ સુણ દાનવડા, રંણવટ બાધાં બોલ રેહિ,
એક બાણે દશ શિર અળગાં, તો તું રાવણ રામ કેહિ—મુહને ૩
મુખે રામ રજા એશી નાઠી, તો રવિ શશિ;
બે ભંડાર સોંપું, નભ કાગદ જૂ ફાર—
શ્રી રઘુનાથ ચરણ પ્રતાપ થઉં રથે ભુજા પસાર— મુહને ૪
સંકટ પડે જો શરણ સંભારું, તો હું દીન ન કહાવું;
દશ શિશ ઈશનિર્માલ[11] હે, અમ કેસે ચરણ છોડાઉં—મુહને. ૫

---

### કડવું ૬૭મું

એક સહેતા તે વસો, ગયો શ્રી રઘુ પાસ,
એ મંદબુદ્ધિ કાંઈ ન જાણે, પામશે સર્વ નાશ— ૧
એક પાર રવિ ઊગમતે કપિ, રઘુનાથજીને જન દશામાં દીધ;
ઊખડ્યા રાવણ તણા હરિત, હાક હનુમંત કીધ— ૨
રચી તુલા કપિ રઘુનાથ આગળ, બેસ્યા બેહોત પ્રકાર;
સુગ્રીવ હનુમંત લક્ષ્મણ જાંબુવંત, મળ્યા માઝી[12] ચ્યાર— ૩

---

૧૦ જૂઠાં ૧૧ શિવ-નિર્માલ્ય ૧૨ (?)

ઊના જડ જળે ભરયો, ધાર્યું ઊનયો આષાડ.
અસુર ઓસરયા ઇંદ્ર ત્રાઠો ગંભા પાંમી ત્રાસ— ૪
લંકા ગઢ તળે સુરકાજ રાઘવ, રચ્યો મહા રણજંગ;
સીતછળે સેત બાંધી, ઊતરયો અણભંગ— ૫

---

## કડવું ૮ મું

આકાશથી ચારુ ઉતરયુ, ઇંદ્ર મોકલ્યુ વિમાન;[13]
મનપવન ઘોડા જોતરી એક શ્વેત ને બીજો શ્યામ— ૧
સૂત્રધારી વિશ્વકર્મા, જડાવ્યા રથની જોડ;
નીલૂઆ મણિ લસણીઆ, પદ્મરાગની કોડ— ૨
કર ધરયો નેજો મીમચો, ને લસે લોઢાં લીસ;
રઘુનાથ પાગ જ પરઠતાં, ત્રેહેકયા તલાવા ઈશ— ૩
રઘુવીર વીરાસન વાળ્યું, કળા સોળે સાથ;
બહુ છત્ર માથે ઝળહળે, ને ધ્વજા સહિત પતાક— ૪

---

## કડવું ૯ મું

બકતર પેહિર્યું બેસતું, દસે કસણે [14]હીર;
તરકસ બાંધ્યૂ શોભતુ, ને હવો ગુણ જંગીર— ૧
મોજડી લાલ સુરંગ પહેરી, તેને જડયો જરફ જગાવ;
કટિલંક ઉપર કટારી, તેને જડયો કોડ જડાવ ૨
કટિ ધર્યાં ભાથા ને પૂંખ [15]ઝગકે, બેઠા શ્રી રઘુરાય;
ટોપ આગળ ઝૂમ ઝૂમે, જાંણે વીજ આષાડ સોય— ૩
તાકવી જાણે ત્રિકૂટ ઉપર, પૂજયા—પોખ્યા તીર;
વીર હાક વાજે, વછૂટે તે, સોંસરાં શરીર— ૪

---

૧૩ આ ઇંદ્રરથવર્ણન સાથે સરખાવો પ્રેમાનન્દ 'રણયજ્ઞ' કડવું ૨૫મું.
૧૪ કસોએ હીર-રેશમ હતું ૧૫ પીછા

રંભજી નવાણુ તરલ ને વદન રાતુ, દેહ ધખીયા ઘોમ.
રાવણુને ઘેર કોપ્યો રાઘવ, કરે અસુરાં હોમ— ૫
સારંગ[૧૬]સરૂઓ અસુર આહુત[૧૭], શોણિત તે સોમપાન;
ઠબકે ઠીક થયા, પોતે તાં જજમાન— ૬
ત્રેત્રયાં ત્રંબક ઢોલ ઢમકયાં, કપિ દે મેહેલાંણ;
સુગ્રીવ અંગદ યોદ્ધ જાંબુવંત, હનુમંત સુષેણ સુજાણ. લંકા. ૭

## કડવું ૧૦ મું

એકવારકુ રાવણે રઘુનાથ સાંહામૂં, દેવરાવ્યુ મેહેલાણ;
મશાંહણી[૧૮] તેડાવીઓ મલ્યા સીદૂર સાંહાણુ પલાણ. ૧
[૧૯]ગરૂડ ભમરો પદ્મપંખો, ગવાસો ને બાજ;
ચંપારાયમ માંણીક મનસખો; ત્યાંહાં હંસલો હંસરાજ. ૨
વૈતાલ વાલો વાંનરો, ભાવતો ભવનું મૂલ;
યુગમોહન જગજ્યોત જયદેવ, મકરકંદ કપોલ. ૩
મહાદેવ દક્ષણાવંત દિનકર, તિલક ટોપ ટટાર;
કનક કથીપો કોટિધ્વજ, ત્યાંહાં ઝાંઝરે ઝમકાર. ૪
નીલકંઠ સાએર સત્રૂણો, અજૂઆલો આખીઆર,
પદારથ પીરોજો પાખરો, તાંહા નરલખો નલીઆર. ૫
ચિત્રાંગદ ચંચલ ચડવડો, વાગડો ચપલો આણ;
હીરસેન દીપક દરમણી તે, રાજ પાજ પલાણ. ૬
એક ઉડણ અણભંગ અટારે, મૃગરાજ મોતી છોડ,
ઘોડેરાય ઘણા મૂલ મનોહર, ચંદ્રમણી ચકોર ૭
યુગમોહન ને યુગજ્યોત જયદેવ પટાસૂત્ર પલાણ;
એ ક્રોડ પીળા પવનવેગી પાખરીઆ વ્હોરી આણ. ૮

૧૬ બાણ' અહીં રણનું યજ્ઞ તરીકેનું રૂપક કવિએ કલ્પ્યું છે. ૧૭ આહુતિ ડાવ નાંખ્યો; છાવણી કરી. ૧૮ ઘોડાનો ઉપરી. ૧૯ અહીં ઘોડાની જાત ગણાવી છે; સરખાવો પ્રેમાનંદ-'રણયજ્ઞ' કડવું ૬૬.

બીજી પાયગેના રાવરંજન, સુલૂણા શણગાર;
સરમોઢ જંબુદ્રીપ જમલા, આણીઆ અજુઆલ. ૯
શ્રીપાજ પાસ બે ક્રોડ છે બેવટા બાવન વીર;
તેણી તે સોહે અતિ ભલા જાણે ઝગે ચંદ્ર પે હીર. ૧૦
પાંચ[20] ક્રોડ પાટીઆ ઉતાર છે, ઇંદ્રજિતને અવિધાર;
કાબરા ત્રણ્ય ક્રોડ છિ, કુંભકરણને મોકલાવ. ૧૧
સાખ ધરણુ માંડવ મોડ, લેખુ દેઈ તું આવ;
અઆર આટે ઓલગે, તેને એકેકો તું દેય. ૧૨
કરડા કાળા બોરડા, નીલુઆ હરડા હાઢ;
ચાંપાવરણા મણિસરા, માંહે તુરી તેજે ઘાટ ૧૩
બોરીઆ બોહોતેર ક્રોડ છે, તે જમાઈ ઓને આપ;
રંભુચંભલે રણમયંક તેણે, રીંછ પાખર ઘાલ. ૧૪
ઘોડારના ઘોલ વેહેલીઆ, તે સોલ ક્રોડ શણગાર;
પલાંગ ઘોડા રયતણા, તે પાખરા રણુ ઝોલ. ૧૫
ચરણો સીંચાણો, સર રાહુઓ શણગાર;
ગિરિવાણુ ગઢમાહિ છિ, તે સીફલા સીતેર હજાર. ૧૬
હંસજમલો હાથીઓ, ચાખડ ચિત્રા જોડ;
એ ચ્યાર એક્રો સુત્ર છે, તે માહરે રથ પધોર.[21] ૧૭
કૈલાસી-થો મુને મનવેગી, મહાદેવે મોકલ્યો છે કાલ;
સજ કરી માહારે સુત્ર આણી, પેલા ક્ષ્રામીને આલ. ૧૮
તેર ક્રોડ તાજા તલેટીના, હસી કુંઅરા આપ;
દસ ક્રોડ કાછી કરી મો રથ, ચઢીને તું ચાલ. ૧૯
અરબી ક્રોડ અઢાર છે, આપ અસુરાં[22] છોડ;
એક ક્રોડ ઉના અરબી પાખરી પાલા દોર— ૨૦

---

૨૦ અહીંથી પ્રેમાનંદ-રણયજ્ઞના સાતમા કડવા સાથે સામ્ય છે
૨૧ જોડ (?) ૨૨ વિલંબ.

બલી તણા બાર ક્રોડ છે તે જીત્યા કોહોણે નવિ જાય;
તે વઢે વરાયે વેલુ થાય, જે વસે પાતાલ માંહ્ય. ૨૧
ચંદ્રના ચોવીશ ક્રોડ છે; તે જલ શીતલ જાત્ય;
પ્રગટ્યા અગ્નિનો આ હોલવે દિવસ ફેડી કરે રાત્ય. ૨૨
અર્કના આડત્રીસ ક્રોડ છે, તે-તાં આણી ઉદાર,
જયવિજયે પૂરા પાખરીને, સુખાસન શણગાર. ૨૩
પવનના પંચવીશ ક્રોડ છે, તે પાડે પર્વત શૃંગ;
સાત ક્રોડ શુક્રાચાર્યના, તે માયારૂપ તુરંગ. ૨૪
આઠ હજાર છે ઇંદ્રના, ચ્યાર ચ્યાર ચમર બંધાવ;
આકાશ માર્ગે જાએ આવે, તે પંખાલા પલાણુ. ૨૫
યમ તણા ચાર ક્રોડ છે, તે જાણે કાલિંદી રૂપ;
દીસતા જાણે ડુંગરા જોતાં થાય જળરૂપ.[23] ૨૬
ભલે ઘોડે ચઢ્યો રાવણ, સજ્યા સર્વ શણગાર;
પંચરત્ન ઘોડા પાખર્યા, તેહના વર્ણ ક્રોડ અઢાર. ૨૭
વખાણતાં વડી વાર લાગે, વાત કરતાં ફેર;
પદારથ ઘોડા ઓઢવ્યા, જાણે પર્વત મેર. ૨૮
ગજઘટા સાયર ધમેધમે, એવા સહસ્ર ક્રોડ સુંઢાળ;
તેજ અંબાડી ઢલકે, અંકુશ હાથ કુંતાર.[24] ૨૯
જ્યમ જ્યમ કહ્યા ત્યમ ત્યમ કરી, મોકલ્યા રાજદ્વાર;
ઝગઝળે માણિક ઝગે મોતી, હૈયે વૈજયંતી માલ ૩૦
પદારથ ઘોડા પાઠવ્યા, જાણે અર્ક કોટિ ઉદ્યોત;
મખીઆરડે માણેક જડયાં, સાંકળ્યા સુનાજ્યોત. ૩૧
ચમર ચાંપ્યાં ચુઆ ચંદન, પૂજ્યા રેવંત રૂપ;
મૃગમદ[25] ચંદન આરતી, તાંહાં હોય નાના ભોગ અનુપ. ૩૨

---

૨૩ જુઓ રણયજ્ઞ કડવું ૭-૧૦ માં પ્રાચીનકાવ્યનો પાઠ. ૨૪ મહાવત. ૨૫ કસ્તૂરી.

હસતો રવિ હાથીઓ, હીંસે નગર મોઝાર;
કનડે વીખડે ગીત ગાયે, વડે રાજદ્વાર. ૩૩
જાણુ સાલીત્ર સ્વરૂપ દીસે, શર્વણુ પેહિરે જીણુ;
વીસ લોચન ઝલે પાવક, ઝગહળે દશવીણ; ૩૪
દશ લાખ મણનું ઝીણુ બગતર, પેહિરયું સબળ શરીર;
ઝગમગે મોતી ઝગે માંણિક, ઝગે ઝાઝૂ હીર. ૩૫
ગદા હથરોટા ટોપ ટટાર લખ્યા નાના જ્યોત;
તેણિ તેજે આકાશમાંહિ, જાણે અર્ક કોટિ ઉદ્યોત. ૩૬
મોજડી લાલ સુરંગ પેહિરી, જડયો જરદ જગાદ;
કટિ લંક ઉપેરિ કટારી, તેણિ જડયો કોડ જડાવ. ૩૭
કેડ કટારી હાથ ભાલો, ખંધ ખેડાર[૨૬] જોડ;
ગદા મુદ્દગર સજી કરી, ત્યાંહાં પટા ને પાધોર. ૩૮
શંકુ દર્શન પાશ અંકુશ, તીર તરકશ માંન;
ખડ્ગ નેજો મામચો, ત્યાંહાં મુઠ કરી કમાંન. ૩૯
છત્રીશ આયુધ ઉચકયાં, તેણિ આંણી ધાર અમોલ;
મૃગમદ ચંદન આરતી, ત્યાંહાં હોઈ નાંના ભોગ. ૪૦
ચૂઆ ચંદન આરતી, ગુરુ કરે શુક્રાચાર્ય;
મોતીડે થાળ ભરી કરીને, વધાવે નિજ નાર. ૪૧
અંગના કરે ઓવારણાં, ને ઘણી દે આશીસ;
'રણજંગ' જીતી આવજો, જીવજો કોડ વરીસ. ૪૨
આવે ઈંદ્રની અપછરા, કરે ભાંમણાં આશીસ;
આવે દેવની અંગના, કહે જીવજો કોડ વરીસ. ૪૩
બ્રહ્માની સાવિત્રી આવે, કરે ભાંમણાં આશીસ;
'રણજંગ' જીતી આવજો, જીવજો કોડ વરસ. ૪૪
[૨૭]એક હાથ ચંચલ ચાબકો બીજે હાથે ભિંડીમાલ;
ત્રીજે હાથ દે દેખાંમણી, કરે કટકના ભાલ. ૪૫

૨૬ ઢાલ. ૨૭ અહીં રાવણના વીસે હાથની પ્રવૃત્તિ ગણાવવાથી ચમત્કૃતિ આવી છે.

ચોથે હાથ કમાન સાહી, પાંચમે બરછો સોય;
છઠે પુસ્તક વાંચે છિ, સાતમે દરપણ જોય. ૪૬
આઠમે તિલકજ કેરે નિલવટ, નોમે સાહી લગામ;
દશમે તે શાહી સ્મરણી[૨૮], તેણે જપે શિવનું નામ. ૪૭
અગિયારમે તેડે યોદ્ધને, દે શીખાંમણ સુધ;
બારમે તરઆર ઉઘાડી, તે કરવાને મહાયુદ્ધ. ૪૮
તેરમે રાય સજે ખુણ ચૌદમે બરછી સાર;
પંનરમે યોદ્ધને મોકલે, આઘા યુદ્ધ કરવા ધાર. ૪૯
સોલમે મૂછે તાયો દે સત્તરમે કરે ચમરનો વાય;
અઢારમે તેડે યોદ્ધને, આઘા યુદ્ધ કરવા જાય. ૫૦
સર્વ આયુધ એમ ધરયા, ઓગણીસમે ઘાલે તીર;
વીસમે સાહ્યો પીંજણો એવો સુભટ સુધીર. ૫૧
દશ મસ્તક વીસ હાથ રૂડા, વીસ લોચન સાર;
વીસ શ્રવણે ઝગે મુક્તા, વીસ-વિષના હાર. ૫૨
રાવણનો શૃંગાર સુંદર, વર્ણિયો કેહિ નિજ મર્મ;
રાવણને ઘેર સર્વ હતું, પણ એક નોહોતો ધર્મ. ૫૩
રાવણ પૂછે રે 'મંદોદરી', તું કેહિ મુજ સાચી વાત,
હું જીતું કે નહીં જીતું! તે કહો સાક્ષાત્.' ૫૪
મંદોદરી કેહિ સુણ્ય રે રાણા, સાચું કહું તે સાર;
લોકાચારે એમ કેહિ, ધર્મે જય નિરધાર.' ૫૫

શ્લોક

સધર્મો રઘુનાથોऽસ્તિ, અધર્મી દશકંધરઃ ।
ચં વદંતી લોકાનાં । યતો ધર્મસ્તતો જયઃ ॥

[૨૯]રાંમણ્ડ વાંકો ને આપણ પાધરાં રે, વંકો સાથે લક્ષ્મણ વીર—
સુણ્ય હો રાણા રે—૫૬

૨૮ જપમાળા. ૨૯ સરખાવો, પ્રેમાનંદ-રણયજ્ઞ કડવું ૮ મું.

સીતાને આપી રામજીને પાયે પડો રે, એમ કહે મંદોદરી નાર: સુણ્ય. ૫૭
વાંકાં ધનુષ ને સરીયા પાધરા રે, વાંકાં વાનર કેરાં પૂછ; સુણ્ય. ૫૮
વાંકો તે વાંકો રે સુગ્રીવ રાજિયો રે, વાંકી રઘુનાથજીની મૂછ: સુણ્ય. ૫૯
વાંકાં નાવ ને દોર પાંસરાં રે, વાંકે સાગર બાંધી પાજ. સુણ્ય. ૬૦
જેણે જલ ન તર્યાં તુંબડાં રે, ત્યાંહાં રામે તાર્યાં પાષાણ. સુણ્ય. ૬૧

---

## કડવું ૧૨ મું

[30]હઠ છાંડો આણી વાર, હઠીલા રાણા રે
તાહારા કટકમાંહિ દીસે છે વાંકી વાત, સાંભળ હો રાણા રે. ૧
વિભીષણ ભાઈ રામજીને જઈ મળ્યો, તેને આપ્યું લંકાનું રાજ્ય.
રાવણ, તુજને રામજી મારશે રે, લેશે લંકાનું રાજ્ય, હઠીલા. ૨
રામજી ભડ વાંએ લંકા બોળશે, તારાં રાક્ષસડાંને કરશે લોટ, હઠીલા. ૩
ખગપતિ બોલ્યો હો રાણા તાહારે માળીએ રે, વાયસ બોલ્યો
ઘરને બાર. ૪
[31]રાવણ કેહે છિ નાલનકા તે વાંનર થારી ચૂર,
એ શું બોલી રાણી મંદોદરી, મુજ[32] ઉપરો નથી કો સૂર. ૫
રાવણ એણી પેરે બોલીયો, સુણ મંદોદરી નાર,
તેત્રીશ કોડ માહારી સેવા કરે, ત્યાંહાં કોણ સુગ્રીવ મોરાર? ૬
નરપતિ ધુએ રે ધોતીયાં, સૂર્ય કરે રે રસોઈ;
બ્રહુ[33] તે ભરડે છે કોદરા, યમ આણે છે તોય ૭
ગંણેશ ગધેડાં ચારે છે, ચામુંડા ઢોળે છે વાય;
પવન બાહારે[34] છે આંગણે, ઇંદ્ર ઓળગ કરાય. ૮

---

૩૦ સરખાવો, પ્રેમાનંદ 'રણયજ્ઞ' કડવું ૧૨ મું. ૩૧ સરખાવો, પ્રેમાનંદ-રણયજ્ઞ-કડવું ૯મું. ૩૨ મારાથી ચઢિયાતો. ૩૩ બૃહસ્પતિ. ૩૪ સાફ કરે છે.

બ્રહ્મા પુસ્તક વાંચે છે, નવ ગ્રહો બાંધ્યા ખાટ;
રામ લક્ષ્મણ મુજને શું કરે ! તું તો ગિહિલી ગમાર. ૯
મુજ વારતાં તેં કાં કર્યું રે, સીતા કેરું હર્યું !
સુતો સિંહ જગાવીઓ, માગી લીધું મર્ણું. ૧૦
વળુ પૂછે મંદોદરી, મોતી ઝાંખાં કાં;
ફલ આવ્યું રઘુનાથનું, રજ લાગી રતનાં. ૧૧
વજીર રામજીના જાંબુજો, બ્રહ્મા ઇંદ્ર ને ઈશ;
સીતાને તું લાવીયો, ભોમ પડે દશ શીશ. ૧૨
હડીલો સાથે લક્ષ્મણ અને હનુમંત વીર;
અસ્વાર આવ્યા શ્રીરામના રે, લંકાગઢ ખોયો અણુધીર. ૧૩
ખાન ને ખોજા રામજીને ઘણા રે, સંખ્યા નહીં સરદાર;
કટકતણો આંક કિમ વાળીએ રે, પાલાતણો નથી રે પાર. ૧૪
પવન રામજીને પંખો કરે, દીવટીયા ચંદ્ર ને સુર;
આગા અસ્નાવ્યા લેઈ રહ્યા, બારે મેઘ હજૂર. ૧૫
ગોખ ચઢી મેં નિહાળીયું, કટકતણો વિસ્તાર;
મંદોદરી કેરે કુશકુશે, ત્રુટ્યો નવમેર હાર ! ૧૬
[35]આજ ન્હાડો ધૂંધળો, સુણ પીયુડા મોરી વાત;
રાણો રાવણ રણ ચડશે મંદોદરી કેહિ છે વાત. ૧૭
એક અણચિંતવ્યું આવી મળે, આયોડું થાએ ફોક;
દૈવ લખાવે મહીં લખે, મીટી ન સકે લોક. ૧૮
હે હે દૈવ દયા નહીં, અઘટ-ઘટાવનહાર;
મુજ પીયુ રણ સાંચર્યો, નહીં આવે બીજી વાર. ૧૯
હે હે દૈવ દયા નહીં, અધીઅક એહ જ પંથ;
સીતાનો ધણી આવીયો, મુજ પીયુડો નર સહંત. ૨૦

---

૩૫ સરખાવો પ્રેમાનંદ-રણયજ્ઞ કડવું ૮-૨, જ્યાં આ જ શબ્દો મળે આવે છે

સંકા ગામને ગોદરે રાવણે, રચ્યો રચુતાલ તેણીવાર;
રાણો રાવણ રણ ચઢ્યો, મંદોદરીતણો ભર્તાર. ૨૧
ઊગતે કીરણે [36]કહલો કીધો,. હા કીધાં કહે ચંત:
દીપે દદામાં દડવડી, જાંણે ધન ઘોરંત. ૨૨
ઓઢવા કપિ કીધા [37]મોહોરે, હડવાડા પાડે હાક;
કપિ રીંછ વાનર મળ્યા, પાડતા મૌઢા ઢાટ. ૨૩
જાંબુવંત ત્રાડે હનું કરે હોકાર, સુગ્રીવ સાહે ઝાડ;
અંગદ સુપેણ ઉછળ્યા, પાડતા પોકાર. ૨૪
ગદાના ગુંજાર ધુમધુમે, રથના ધુમકાર, પાડતા તે પ્રહાર;
ઓઢવા ગુણ સુગાણ આણી, રામે કીધો ધનુષ્ટંકાર. ૨૫

---

## કડવું ૧૪મું

[38]ત્રિકૂટાચળ તાલ, મળ્યા કપિરાલ, ઉગતે સુર સુ સોરૂળીયા;
રામનો રણજંગ, જાણી અણભંગ, ઈંદ્ર બેસી વિમાન જોવા ચઢીયા. ૧
કરડે કપિ દંત, ગાજે ગિરિશૃંગ, ત્રુટે શિરબંધ, ઢળે ઢળીયા;
દેઈ તે દાક, વાજે વીરહાક, પડે શેષ હાક, શીસે ઢળીયા. ૨
ખળહળે લોહી ખાલ, જ્યંતા ખંધાલ તોખાર; સો ઢગ વળીયા
કાધો રિપુહોમ, દેઈ ખંધ ધોમ, ઉઠયા અંગ રોમ, ઉભા વળીયા. ૩
ગડેડે જાંબુવંત, હાકે હનુમંત, ઈંદ્રજિત ને હનુમાન આથડીયા;
હનુ કરે હોકાર, ગદાના ગુંજાર, તાંહાં કુંભકર્ણને લક્ષ્મણ આથડીયા. ૪
લાજંતે ગામ, રોપ્યા એક ઠામ, ત્યાંહાં રાવણ રામ સાથે મળીયા;
કવિ કરે વખાણ, સમરે પુરાણ, સાધે ગુણતા કવે દશ કંધરીયા. ૫
કવે દશકંધ, તાણ ગુણબંધ, જાંણ અધચંદ્ર રાહુ ગળીયા. ૬
રાવણનાં વાઢમાં દશ વેણ, જાણ શૃંગમેર, માર્યા નાલકેર પૂજા ચઢીયાં;
રઘુનાથજીનો રણજંગ, જાંણી ઈંદ્ર બેસી વિમાન જોવા ચઢીયા. ૭

---

૩૬. કોલાહલ. ૩૭ આગળ. ૩૮ આ 'ત્રિતાલ'વાળા છંદ સાથે સરખાવો, પ્રેમાનંદ-રણયજ્ઞ કડવું-૨૨ મું.

છેદી વીશ અંગ, કીધૂ દેહભંગ, લસીને ચોરંગ શું લડયડીયા;
રહ્યો રૂદે રાંમ, પામ્યો નિજ ઠામ, બેસીને વિમાન, વૈકુંઠ ગયા. ૮
ત્રૂટે કડીઆલ, ફૂટે અણીઆલ, વાજે વીર બાંણુ આરાં પરીયા;
હોય વપુ કાટ, વાજે અર્થાઆર, તે જાયે ધટસુ સોંસરીયા.[૩૯] ૯
મારયા સર્વ મીર, કોપ્યો રઘુવીર, સાહ્યો શૂરધીર, સો સેઠલીયા;
કોપ્યો કપિ કાળ, કાઢી અંતરાળ,[૪૦] ગળે ઘાલી માળ, કેસુ કુલીયાં. ૧૦
ઢોળ ઢમકતે, દદાંમા દમકતે, ઘટા વાગે, નાદશું ધમધમીયા;
નિપન્યો રણજંગ, ગગાનો તરંગ, મહિ નવરંગ, કથા લખીયા. ૧૧
રઘુનાથજીનો રણજંગ, જાણી ઈંદ્ર બેસી વિમાન જોવા ચઢીયા,
વજિયો જન વાણુ, જીત્યુ ભગવાન, ઋષિ વાલ્મીક કવિ કહીયા. ૧૨
જયો રણયાગ, કીધો ચાર ભાગ, આપ્યો મહા ત્યાગ, લંકા દરીયા;
વજિયામુખ વાંણુ, ગાયું ગુણ જાણ, સતી ભગવાનજી લેઈ વળીયા ૧૩

## કડવું ૧૫ મુ

ઢોલ ધસુકતે જાનકી લેઈ વળીયા, દેવતા લાગ્યા પાય;
સાથ સજોડે ઘોડે ઘૂમણી, ત્યાંહા વજિયો વધામણી જાય. ૧
રાંણી સીતા સુંદર સદન સોહામણી, વર પાંમી છે રઘુનાથ;
વલકલ નાંખી વસ્ત્ર પેહિરીયાં, સાયરે સુતાં વાડીમાહે ૨
રાંમજીએ ધનુષ ચઢાવીઉં, લક્ષ્મણ પૂરે છે બાંણ;
દશ મસ્તક છેદયાં રાવણતણા, અયોદ્ધામાંહિ હવું છે જાણ. ૩
........ ત્યાંહાં વજિયો વધામણે જાય;
સાથ સજોડો ઘોડે ઘૂમણી, સહુકો મંગળ ગાય ૪

## કડવું ૧૬મું

[૪૧]રાંમ આયે રાંમ નગર અયોદ્ધામાંહિ રે;
કર્યો શણગાર પેહિર્યો પીતાંબર, રાંમ વધાવા જાય રે. ૧

૩૯ સુંસરા, આરપાર. ૪૦ આતરડા ૪૧ સરખાવો પ્રેમાનંદ-રણયજ્ઞ, કડવું ૨૬ મું

એક છત્ર સિંહાસન લીનો, એક વળી એક લળી શીર નામે,
એક સખી મોતીડે વધાવે, એક રાંમના ગુણ ગાવે. ૨
તવ હર્ખે લોક નગરનિવાસી, તવ હરખ્યાં કૌસલ્યા માય રે;
સજ્જન ઉલટ અંગ ન માય રે. ૩

કડવું ૧૭ સું

રાંમનાંમ આધાર, હમારે રાંમનાંમ આધાર,
રાંમનાંમપર પ્રીત ન ઉપની, તેહનો શો અવતાર, અમારે. ૧
પઢન ગુણ હું કરૂ ન જાંણૂં, કવણ ઉપાડે ભારઃ
આયુ ઘટે ને જરા વ્યાપે કરે બેઠો કાળ. અમારે. ૨
વેદ પુરાણ શાસ્ત્ર એમ બોલે, રામ ઉતારે પાર;
વજિયો કહે ગાય સુણે, તે પામે પદારથ ચ્યાર. અમારે. ૩

[ઇતિશ્રી 'રણજંગ' સમાપ્ત સંપૂર્ણ શુભમસ્તુ ॥ શ્રી ॥ સંવત ૧૭૪૦ વર્ષે માઘ માસે શુકલપક્ષે સપ્તમીયાં રવિવાસરે લખી છે ॥ લખીતં દવે શ્રી પં. હીરજી ॥ રણજંગનાં કડવાં ૧૭ ॥ શુભમસ્તુ ॥ દવે શ્રી પં. સોમેશ્વર સુખદેવની ચોપડી લખી છે. ॥

भग्नपृष्ठं कटिग्रीवा, बद्धमुष्टिरधोमुखम् ।
कष्टेन लिखितं ग्रंथं, यत्नेन परिपालयेत् ॥]

# શબ્દ-કોષ

[ પહેલો આંકડો 'મૂળપૃષ્ઠ' બતાવે છે; બીજો આંકડો 'ટીકા'-નો છે; વિશેષ-નામનો પ્રથમાક્ષર મોટો બતાવ્યો છે. 'સૂચિ'મા વ્યુત્પત્તિના શબ્દો, પૌરાણિક સ્થલપાત્રાદિ પરિચય તથા વિશિષ્ટ શબ્દોનો સમાવેશ કરેલો છે.' ]

# પ્રો. મંજુલાલનાં કાવ્ય – સંપાદનો

૧ સુદામા ચરિત્ર (પ્રેમાનંદ તથા બીજા આઠ કવિના) (૧૯૨૨)

૨ રણયજ્ઞ (૧૯૨૪; ૧૯૪૯; ૧૯૬૬)
(પ્રેમાનંદકૃત, વજિયાકૃત 'રણજંગ' સાથે)

૩ અભિમન્યુ આખ્યાન (૧૯૨૬; ૧૯૪૮)
(કવિ તાપીદાસકૃત : પૂર્વકથાન્વેષણ તથા રેહલકૃત 'અભિવન ઝીલણું' સાથે)

૪ પંચદંડ (કવિ શામળભટ્ટ કૃત), (૧૯૨૯)
કથાના મૂળ બતાવતી પ્રસ્તાવના સાથે

५ माधवानलकामकंदलाप्रबंध (१९४२)
કવિ ગણપતિકૃત ૨૫૦૦ દુહાનું મહાકાવ્ય (ગા. ઓ. સિરિઝ)

६ सदयवत्स वीरप्रबंध (સં. ૧૪૫૦ આસપાસ)
કવિ ભીમકૃત (સાદૂલ રિસર્ચ ઇન્સ્ટીટ્યુટ, બિકાનેરદ્વારા)

૭ નળાખ્યાન કવિ પ્રેમાનંદકૃત (કડવાં ૨૫-૫૦) (૧૯૬૧)

૮ વલ્લભભટ્ટની વાણી (૧૯૬૨, સસ્તુ સાહિત્ય)
(શક્તિના સ્તોત્ર-'ગરબા' રચનારનો કાવ્યસંગ્રહ)
વિસ્તૃત પ્રસ્તાવના સાથે

૯ મીરાં-એક મનન: (૧૯૫૯)
(જીવન-કથા તથા કાવ્ય-રસદર્શન અદ્યતન સંશોધન સહિત)

૧૦ ભ્રમરગીતા બ્રહ્મદેવકૃત સં. ૧૬૦૮ તથા બીજી રચનાઓ :
ડૉ. ચીમનલાલ વૈદ્ય સાથે (૧૯૬૩)

૧૧ ગનીમની લડાઇનો પવાડો (૧૯૬૪)
ઈ.સ. ૧૭૦૫ના પ્રસંગસંબંધી વિશ્વનાથની રચના· શ્રી ગણેશકૃષ્ણ ગોખલે સાથે

१२ चतुर्दशराससंग्रह
(ગાયકવાડ ઓરિયન્ટલ સિરિઝ, હવે પ્રગટ થશે)

१३ संस्कृतपारसिक कोष समुच्चय
(ગા. ઓ. સિરિઝમા પ્રગટ થશે)

# પ્રો. મંજુલાલનાં સાહિત્ય-વિવેચનો

૧ પદ્યાત્મક લોકવાર્તાઓનો ઇતિહાસ
('મધ્યકાલના સાહિત્યપ્રવાહો'માંનાં પ્રકરણ; પૃષ્ઠ ૧૨૦, રૉયલ : ૧૯૨૭)
૨ વાર્ષિક સમીક્ષા : સને ૧૯૩૮નું ગ્રંથસ્થ વાઙ્મય (૧૯૩૯)
૩ Main Currents in Mediaeval Gujarati Literature
(પૃ. ૪૦ રૉયલ; ગુજરાત રિસર્ચ સોસાયટી જર્નલ; ૧૯૪૦)
૪ "ગુજરાતી સાહિત્યનાં સ્વરૂપો-પદ્યવિભાગ" (પૃ. ૮૦૦) (૧૯૫૪)
૫ રેવાને તીરે તીરે : નર્મદાના પ્રવાહનો સાંસ્કૃતિક ઇતિહાસ (૧૯૫૮)
૬ Cultural History of Gujarati: Pre British Period:
(૪૦૦ પાન ક્રાઉન ચાર પેજી, ૯૦ ચિત્રો સહિત) (૧૯૬૫)
૭ "Gujarat: Its Art. Heritage"
(ઠક્કર વસનજી વ્યાખ્યાનો) (પ્રેસમા)
૮ સાહિત્યકાર પ્રેમાનંદ (૧૯૩૮ : અદ્યતન સંપાદન પ્રેસમાં)
૯ સાહિત્યકાર શામળભટ્ટ (૧૯૪૦)
૧૦ સાહિત્યકાર અખો (૧૯૪૯)
૧૧ લલિતકલા અને બીજા સાહિત્ય-લેખો
(સ્વ સૌ. ચૈતન્યબાલા મજમુદાર કૃત; ) (૧૯૩૭)
૧૨ Development of Gujarati Literature: 1907–1939
દી બા કૃષ્ણલાલ ઝવેરી કૃત (૧૯૪૧)
સાહિત્યસ્વરૂપો પ્રમાણે મોડર્ન રિવ્યુમાની નોધ
Review of Literary Criticism in Gujarati
(પૃ ૪૮, ક્રાઉન; ૧૯૪૧) ના લેખ સાથે
૧૩ ગુજરાતી સાહિત્ય-પરિચય પુસ્તક ૧લું, બીજું (૧૯૩૨, ૧૯૩૪)
૧૪ 'લોકસાહિત્યમાળા'માં લોકસાહિત્યનું સંપાદન (૧૯૬૦-૬૫)
૧૫ તિલોત્તમા (અપ્સરા-સૃષ્ટિની વાર્તા) (૧૯૨૨)
-બેહુલા (મનસાદેવીના માહાત્મ્યની બંગાળી લોકકથા) (૧૯૩૪)
'હસે આંગળિયે વેઢ': (૧૯૬૬)
ફેકટઅના લેખકોની નવલિકાઓનું સંપાદન